

# તત્વજ્ઞાન પ્રકાશ.

લેખક અને પ્રકાશક,

ચુનીલાલ મગનલાલ મહેતા, ડાકોરવાળા.

મુ. કોટેશ્વર.

મૂલ્ય બાર આના.



# તત્વજ્ઞાન પ્રકાશ.

લેખક અને પ્રકાશકઃ
ચુનીલાલ મગનલાલ મહેતા, ડાકોરવાળા.
મુ. કોટેશ્વર.

દુહો.

તત્વજ્ઞાન પ્રકાશ આ, વાંચો ધરી ઉમંગ;
વાંચી વીચાર થાય તો, અનુભવ ઉદય પ્રસંગ.

પ્રથમાવૃત્તિ — પ્રત ૭૫૦
સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦.

મૂલ્ય બાર આના.

# અર્પણ પત્રિકા.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः
गुरुः साक्षात परब्रह्म तस्मै श्री गुरवे नमः ॥

જગતના
અનેક સંગોથી રોળાએલા
આ જીવને,
પોતાની,
જ્ઞાનગંગાના પ્રવાહથી
વિશુદ્ધ કરી,
જેમણે આ જન્મે જ
અનેક જન્મનાં અંધારાં ઉલેચી મને
કૃતાર્થ કર્યો છે, એવા
મારાં પરમપૂજ્ય, બ્રહ્મનિષ્ઠ, આત્મધ્યાની
નષ્ટીક, સદ્‌ગુરૂ સ્વામિશ્રી **ભાવસ્વામિ**
ના ચરણકમળે
આ લઘુ પુસ્તક એમના કૃપા પ્રસાદના
પહધારૂપે
સાદર અર્પણ કરી વિરમું છું.

સંવત ૧૯૮૩
માઘ શુદિ ૧
તા. ૩-૨-૧૯૨૭
શકે ૧૮૪૮

આપનો ચરણ કિંકર હું છું,
**ચુનીલાલ મગનલાલ મહેતા.**
હાલ સ્ટેશન માસ્તર, ઉમલા.

ॐ શ્રી ગુરૂભ્યો નમઃ

# मंगलाचरणम्

—:રાગ ધનાશ્રીઃ—

સહાય કરો જગનાથ, અમોને સહાય કરો જગનાથ ટેક.
શીશ નમાવી અરજ કરીએ (૨)
પાય પડી જોડી હાથ............અમોને.........૧.
કાર્ય આરંભું આપ પ્રતાપે (૨)
પૂર્ણ કરો તે નાથ............અમોને.........૨
દોષ આવે તે નાથ વિચારી (૨)
ક્ષમા બક્ષો તમે આજ............અમોને.........૩
દાસ ચુનિલાલ, એમ ઇચ્છે છે (૨)
હે સદ્ગુરૂ સંગાથ............અમોને.........૪

## સાખી.

પ્રથમ નમું ગુરૂદેવને, તેમને લાગુ પાય;
ગુરૂપદ પંકજ પુજતાં, સઘળા દેવ પૂજાય—૧
ગુરૂપદ પંકજ પૂજતાં, સઘળા દેવ પૂજાય;
પણ જો ગુરૂને નવગણે, ચોરાશી કુટાય—૨
મન મરણકી ઔષધી, સદ્ગુરૂ દેત દીખાય;
ઇચ્છત પરમાનંદકો, સદ્ ગુરૂ શરણે જાય—૩
નામ લીઆ તેને સબલીઆ, સકલ શાસ્ત્રકા ભેદ;
નામ બીના નરકે ગયા પઢ પઢ ચારો વેદ—૪
નામ લીઆ તીને સબ લીઆ, જોગ જગત આચાર;
જપ તપ તીરથ સબ કીયા, સબી નામકી લહાર—૫
સંત બીન જ્ઞાન ન ઉપજે, સંત બીન મળે ન ભેદ;
સંશય ન મટે સંત બીન, જય જય સદ્ગુરૂ દેવ—૬
જબહી નામ હૃદે ધર્યો, ભયો પાપકો નાસ;
માનો ચીનગી આગકી, પડી પુરાને ઘાસ—૭

# પુસ્તક પરિચય.

ભારતના ધર્મઘેલા, નિખાલસ, અને નિષ્કપટી માનવ સમાજને કેટલાક ભારતના ધર્મ વિઘાતકો પ્રલોભનના ફંદમાં ફસાવી પોતાની સ્વાર્થ પિપાસા પરિતૃપ્ત કરવાને માટે એ સરલ હૃદયોને ધર્મને નામે ધતિંગના અંધેર પીછોડા ઓઢાડી એ ભોળી જનતાને ઠગે છે, ને દુઃખના દરીયામાં હડસેલી આનંદ માને છે.

" રાંડીરાંડને પગે પડી ! કહે " હું તેવી તું થા " ના ન્યાયે પછી ફસાએલાં એ માનવ હૃદયો પોતાના જેવાંજ બધાને જોવાની ઇચ્છાથી દરેકને પોતાના પંથનાં પ્રલોભનોમાં મોહ પમાડી પોતા જેવાં બનાવે છે ને એમ ગાડરીયા પ્રવાહની પેઠે આજે ભારતની પરંપરા મંડાઇ છે. આ અંધાધુધીનાં ધતીંગો ઉત્પન્ન થતાં વેર, ઝેર, ઇર્ષા અને અદેખાઈનાં સામ્રાજ્ય મંડાયાં અને આથી ભારત પ્રજા તરીકેનું સંગઠન બળ આમ છિન્નવિચ્છિન્ન થવા લાગ્યું, અને આમ " ઘર ફૂટયે ઘર જાય " ની કહેવત પ્રમાણે ભારત પ્રજા પોતાને હાથે પોતાને અધમતાના ઉંડા કૂપમાં ઉતારી રહી છે.

ભારતના અત્યાર સુધીના વિવિધ પંથના પ્રવર્તકોએ જ્યારે આ પૃથક્ પૃથક્ પંથના વાડાઓ ઉત્પન્ન કર્યા તે વખતે કદાચ એની જરૂર હશે, પણ આમ સનાતન ધર્મનું બળ ઢીલું કરી એ મત-પંથો યા સંપ્રદાયોનેજ અંતિમ ધ્યેય કલ્પી વળગી રહેવાથી ભારત પ્રજા કયાં જઈને વિરામશે એનો વિચાર કરતાંજ અંતર ધ્રુજી ઉઠે છે.

આથી એમ કહેવાનો આશય નથી કે તમારા પંથની અવગણના કરી તમે તેમાંથી વિમુક્ત થાઓ પરંતુ એ બધા પંથો એક મહાન સનાતન ધર્મ યા માનવ ધર્મની શાખાઓ રૂપ છે તેનું વિસ્મરણ તમારા જીવનપર્યંત થવા દેતા નહિ. નહિતર એક પ્રજા તરીકેના સંગઠન બળને ઉન્મુલન કરી તમે માનવ ધર્મ વિઘાતક

અથવા ભારતદ્રોહીના ઉપનામથી અલંકૃત થવા સજ્જ થઇ રહ્યા છો એમ કહેવાને અમારી જીભ જરાયે વિચાર નહિ કરે.

આમ " પડયું પાનું નિભાવી લ્યો " ના સિદ્ધાંતને ઘડી ભર વિસારી મૂકી સ્વામિ વિવેકાનંદની " **उत्तिष्ठित, जाग्रत्त, प्राप्य वरान्निबोधत**" અર્થઃ ઉઠો, જાગો, ને તમારા આદર્શને પહોંચો ત્યાં સુધી મંડયા રહો " નામની વીરહાક ને સંસાર સમરાંગણની રણતૂરી માની, જગવંદ્યઆદ્ય જગદ્‌ગુરૂ શ્રી મચ્છંકરાચાર્યના કહેલા

**कुरुते गंगासागर गमनं व्रत परिपालनमथवाद्दानंम् ।**
**ज्ञानविहिने सर्व मनेन मुक्तिर्न भवति जन्मशतेन ॥**

જ્ઞાન સિવાયના દાન પુન્યથી કે ગંગાસ્નાનથી કંઈ લાભ નથી એ આદર્શને પહોંચવા માટે કમર કસો.

આટલું કહ્યા પછી આ પુસ્તકમાં પણ ખાસ કરીને ઉપરની બાબતોનો વિગતવાર દાખલા દલીલો સાથે સ્ફોટ કરવામાં આવ્યો છે. એ જણાવવું ઉચિત છે.

શરૂઆતમાં નિશાળે જતા બાળકને " એકડેએક " ભણાવવાની જરૂર છે. એ વિષે બે મત છેજ નહિ પરંતુ એ બાળક " એકડા " માંજ સર્વ ભણતરનો સમાવેશ માની લઇ બીજી કોઇ ઉપાધિમાં ન પડતાં પોતાનો વિદ્યાભ્યાસ પુરો થતાં સુધી " એકડોજ " ઘુંટયા કરે તો તેને મૂર્ખ કહ્યા શિવાય કેમ ચાલે ? તેવી રીતે શરૂઆતમાં જેને ધર્મનું જરાયે જ્ઞાન નથી તેને માટે કદાચ ભલે મત પંથોનો વાડો ફળદાયી નીવડે પરંતુ આ જન્મ પર્યંત પછી એમાંજ સર્વસ્વ માની ત્યાં બેસાડેલી એકાદ ગુરૂ ઇચ્છીત આકાર ધરતી ધાતુ યા પાષાણની મૂર્તિજ પોતાની સર્વ ફળ પ્રદાતા છે એમ માનવું એ ભૂલભરેલું ખરૂં.

અને એટલાજ માટે એક તરફ નજર ન રાખતાં ખરા સદ્‌ગુ-રૂની શોધમાં રહેવું ને ચોતરફ ધ્યાન રાખી પોતાની મનોવૃત્તિને વિ-શાળ કરતાં જવી અંતે પોતાનો વિકાસ થઇ વૃત્તિઓ વિશ્વ બંધુત્વ



નીરાંત અને હરીગુરૂ માહારાજના ગુરૂ સત્ચિદ્દાનંદ સ્વામીજી.

ના પાયા પર જઇ સ્થિર થશે અને પોતાનો ગુરૂ પણ ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે.

**आत्मैवह्यात्मनोबंधु आत्मैवरिपुरात्मनः ।**

"આત્માજ પોતાનો મિત્ર અને શત્રુ છે."

પોતેજ બની આત્મજ્ઞાન પ્રાપ્ત થશે.

અંતે આ પુસ્તક તૈયાર કરવામાં કબીર મનસુરના તેમજ શ્રી ભગવદ્ગીતા અને બીજા પરચુરણ પુસ્તકોના આધાર લેવા પડયા છે જેથી વાચકને વધુ સરળતા થાય અને આમાં મદદ કરવામાં મારા મિત્રોએ જે ફાળો ખર્ચ્યો છે તે બધા માટે હું તેમનો રૂણિ છું ને આશા રાખું છું કે મારા આવા કામમાં તેઓ વધુને વધુ ઉત્સાહ રેડી મને ને વાચકને પોતાની જીવન પુષ્પ પરાગથી નવાજી અમરત્વ પામે.

અંતમાં આ પુસ્તકમાં આ બધી બાબતો પર પ્રકાશ પાડે એવી રીતે સમજાવટ કરવામાં આવી છે છતાં દરેક મનુષ્ય એ અંતે મનુષ્યજ છે એટલે દરેક વાચકવર્ગ, આ પુસ્તકને વાંચવામાં **हंस-क्षीर** ન્યાય રાખે એટલું સવિનય યાચી લઉં છું. **ॐ तत्सत् ।**

મૂળ મૂકામઃ—
ગોપાળપુરા રોડ,
મહેતા બીલ્ડીંગમાં.
ડાકોર.

**ચુનીલાલ મગનલાલ મહેતા** ડાકોરવાળા
હાલ સ્ટેશન માસ્તર. ઉમલા.
અંકલેશ્વર થઇને.

# ગુરૂ મહત્તા.

પૂજ્ય બ્રહ્મનિષ્ઠ સ્વામી મહારાજ શ્રી નરસિંહ સરસ્વતિના જીવન ચરિત્રની પહેલી આવૃત્તી કે જેમાંથી કંઈક વિશેષ હકીકત મળવાનું મેં સાંભળ્યું હતું તે તજવીજ કરવા છતાં પણ ન મળી શકવાથી અંતે બીજી આવૃત્તી મેળવી જે આખી મરાઠી ભાષામાં લખાયેલી છે. અને તે ઉપરથી ટુંકી છુટી છુટી નોંધ અહીં ઉતારી છે.

મહારાજ નરસિંહ સરસ્વતિનો જન્મ દક્ષીણમાં આવેલા હસ્તિનાપુર નજીકના છેલીખેડી નામના ગામમાં શકે ૧૪૦૦) ના ચૈત્ર શુદિ ૨ ના રોજ થયો હતો. અને સદ્ગુરૂ તરીકે જાહેરાત પામ્યા પછી પહેલ વહેલા તેઓ દક્ષીણમાં મંગળ વેઢયા નામના ગામમાં સંવત ૧૬૯૪માં દેખાયા હતા. એટલે શકે ૧૫૬૦. સને ૧૬૩૮. માહારાજશ્રી કહેતા હતા કે હું ઉત્તર હીંદુસ્તાનમાં ભાગીરથીની ઉત્તર બાજુનું જંગલ નામે કદળી વનમાંથી આવું છું. ત્યારપછી પોતાના જ્ઞાન અને પ્રતિભાથી ઘણાઓએ તેમનું શિષ્યત્વ સ્વિકાર્યું તેમાં ઘણા હિંદુ તથા મુસલમાનો પણ હતા. તે પૈકી એક સચ્ચિદાનંદ સ્વામીને બીજા નડીયાદવાળા સૈયદ અમન સાહેબ હતા. એ સૈયદ અમન સાહેબની કબર ગામ તેલોદ તાલુકે આમોદ જીલ્લે ભરૂચમાં છે. સચ્ચિદાનંદ સ્વામિના પણ ઘણા શિષ્યો છે તેમાંના (૧) નિરાંતમહારાજ ગામ દેથાણના તાલુકે કરજણ પ્રાંત વડોદરા. નિરાંતમહારાજ જ્ઞાતે ગોહેલા રજપુત હતા તેમનો જન્મ સંવત ૧૮૦૩ માં ને મરણ સંવત ૧૯૦૮ માં ૧૦૫, વરસની ઉંમરે થયું હતું. (૨) હરિરામ મહારાજ ગામ જામડીમાં (છીદ્રાની પાસે) વીશેષ રહેતા હતા જ્ઞાતે કાછીઆ ભગત હતા ને તેઓનું મુળી ગામ પાદરા હતું તેમણે સંવત ૧૮૮૮ માં જામડીમાં સમાધિ લીધી. તે શકે ૧૭૫૩ સને ૧૮૩૨. ત્યાર બાદ સને ૧૮૫૭ બેસતાં માહારાજ શ્રી નરસીંહ સરસ્વતી અક્કલ કોટમાં આવ્યા ને ત્યાંજ પોતાનું સ્થાન જમાયું.

નરસીંહ સરસ્વતી સ્વામીનું સ્વરૂપ મીલન (મૃત્યું) અક્કલ



નરસિહ સરસ્વતી સ્વામીજી.

તે સ્વામી સચ્ચિદાનંદના ગુરૂ

અકલકોટ નીવાસી.

કોટમાંજ શકે ૧૮૦૦ ના ચૈત્ર વદી ૧૩ ને મંગળવારે ત્રીજા પહોરે થયું હતું તે ઇ. સ. ૧૮૭૮ ને વીક્રમ સંવત ૧૯૩૪ મરણ વખતે તેઓની ઉમર લગભગ ૪૦૦ વરસની હતી. અસલના સ્વામી નરસીંહ સરસ્વતીના ફોટામાં બે પ્રકારનાં તીલક છે એક ઉભૂં અને બીજું ગોળ છે. આ તીલક પૈકી ઉભૂં તિલક નીરાંતમહારાજના પંથમાં અને બીજું ગોળ તીલક હરીગુરૂમહારાજના પંથમાં સ્થાન પામ્યાં છે. અકકલ કોટમાં દરવરસે મહારાજનો ઓછવ મહા વદી પડવાને દીવસે થાય છે અને આ બદલ અક્કલ કોટના રાજા તરફથી રૂ. ૩૦૦, ત્રણસો આપે છે. શકે ૧૭૯૨ સંવત ૧૯૨૬ માં આ માહારાજના આશીરવાદથી વડોદરાવાળા રામચંદ્રરાવ ઘોરપડે ને ત્યાં પુત્ર રત્ન થયો હતો તે પુત્રનું નામ બાબા સાહેબ ઘોરપડે રાખવામાં આવ્યું હતું. બીજા કેટલાક જણ માહારાજશ્રીના વચનથી વડોદરામાં સુખી થયા હતા. મુબાઇમાં ઠાકોરદ્વાર આગળ જમણી બાજુએ મંદીરમાં આમાં મહારાજની તસબીર તથા પાદુકા છે. તેમ બીજું મુંબાઇમાં માહાલક્ષ્મી તરફ પણ પાદુકા છે આ પાદુકાની સ્થાપના શકે ૧૭૧૪ સંવત ૧૮૪૮ ઇ. સ. ૧૭૯૨ ની સાલમાં થઈ હતી. નરસીંહ સરસ્વતી માહારાજના જીવન ચરીત્રમાંથી ઘણુ લેવા જેવું છે પણ તેમના જીવન ચરીત્રનું પ્રથમ પુસ્તક મને ન મળી શકવાથી તેમની કંઇ પ્રસાદીની ભેટ અમે તરસ્યા ભકતોની આગળ ધરી શકતા નથી માટે મળ્યું તેટલાથી સંતોષ માની સુજ્ઞ વાંચકો અમોને માફ કરશે એમ માનીએ છીએ.

હવે જેના કૃપા પ્રસાદે આ જીવન ટકી રહ્યું છે. તેમને માટે બે શબ્દો લખવાની હીમત કરૂં છું.

હરિગુરૂમહારાજ વીદેહ થયા પછી તેમની જગા ઉપર એક એવું વિરલ રત્ન પાકયું કે જેના તેજથી દીશાઓ ભરાઇ ગઇ ને જેણે જીવતરની સફળતાની ચાવીઓ બનાવી. આ સેવક પણ ગયા જન્મનાં પુન્યના બળથી એ દૈવી પુરૂષનો શરણાગત થવાનું ભાગ્ય

પ્રાપ્ત કરી શકયો ને આ રીતે અસંખ્ય પુન્યશાળી જીવો દીપકનો પ્રકાશ જોઈ જેમ કીડા ઉભરાય તેમ તે મહાપુરૂષના જ્ઞાન દીપકના પ્રકાશથી અંજાઇ ત્યાં ખેંચાવા લાગ્યા, અને પોતાના દેહના નાશરૂપ અહંમમત્વની આહુતી આપી મોક્ષમાર્ગના અધિકારી થયા. એ મહાપુરૂષ તે સદ્‌ગુરૂ ભાવદાસજી મહારાજ.

એ સદ્‌ગુરૂ મૂર્તિને હરિરામ મહારાજે સં. ૧૮૮૧ શકે ૧૭૪૬ અને ઇ. સ. સને ૧૮૨૫ માં સીગામ ઠાકોર શ્રી પરતાપસંગજીને ત્યાંથી પાછા આવતાં છીદ્રા ગામના જંગલમાં મળ્યા અને જ્ઞાનાતુર જીજ્ઞાસુ જોઇ ત્યાંથી દરીઆ કીનારે તેડી જઇ તત્વજ્ઞાનનો માર્ગદર્શક સદ ઉપદેશ કર્યો અને આજ્ઞા કરી કે જુનાગઢ જઇ છ માસ સુધી પુર્ણ લક્ષથી ભજન કરીને મને જામડી ગામે મળજો. ગુરૂ આજ્ઞા મુજબ ત્યાંથીજ પરભાર્યા જુનાગઢ જવા નીશ્ચય કરી જ્યાં ગાયોનું ધન હતું ત્યાં આવ્યા અને આકાશ તરફ જોયું તો વખત તેનો તેજ હતો આ આશ્ચર્ય જોઈ ભાવદાસજીના અંતઃકરણના આનંદનો પાર રહ્યો નહી અને ત્યાંથી સાથેના માણસોને કંઈપણ કહ્યા સીવાય જુનાગઢ તરફ ચાલ્યા ગયા. છ માસ પુર્ણ થએ પરભાર્યા જામડી ગામે પોતાના સદ્‌ગુરૂ શ્રી હરીરાંમ મહારાજના ચરણમાં વંદન કરી ઉભા રહ્યા એ સમયની ભાવદાસજીની સ્થીતી જોઈ હરીરાંમજી અતી પ્રસન્ન વદને ઉભા થઇ ભાવદાસજીને ભૂજા ભરીને ભેટયા અને પોતાની સાથેજ આસન આપ્યું અને આજ્ઞા કરી કે જગતમાંથી અધર્મને અટકાવી ભક્તીમાર્ગ ફેલાવો. ભાવદાસજીએ નમ્ર ભાવે કહ્યું કૃપાળુ આપ છો ત્યાં સુધી મને ભજન કરવા આજ્ઞા આપો અને આપની દેહ ગયા પછી આપની આજ્ઞા મુજબ આપની દયાથી ભક્તી માર્ગનો ફેલાવો થશે. હરીરાંમજીએ કહ્યું ભાઈ તારી ઇચ્છા એમ હોય તો એમ કરો. એમ કહીને પોતાની જગ્યાના અધિકારી બનાવ્યા હતા. ભાવદાસમાહારાજ જ્ઞાતે કૃષ્ણ કુળના હતા.

ભાવદાસ મહારાજને બે પુત્રો હતા એક ઉગમશી મોટા પુત્ર




મંદીર-શીઆબાગ-વડોદરા.

"મેહેત-મનહર ભજનમાળા"માં મનોર સાહેબનું પદ પાંચમું જુવો.

ને બીજા રામદાસજી હતા. સમર્થ જ્ઞાનની પ્રભાથી સિદ્ધિઓ પણ જેના ચરણ ચાંપે એવા સદ્‌ગુરૂને શાની ખોટ હોય છતાં પણ પોતાના ભકત જનની ઇચ્છાને આધીન થઈ તેમને સદુપદેશ આપી તેમનાં જીવનને સફળ બનાવવા ગામોગામ ફરતા હતા. તેમના અનેક પરચાઓમાંથી અમુકનો અહિં વાંચકના ભાવને માટે ઉલ્લેખ કર્યો છે જેથી તેમની મહત્તા અને શકિતનો સહેજે ખ્યાલ આવી જશે.

જંબુસરથી ચાર ગાઉ દુર ટુંટજ ગામના સુથાર ભકત તુળશીદાસે મહારાજ ભાવદાસને બેસવા માટે એક સુશોભિત રથ તૈયાર કર્યો ને તેમાં બીરાજી ભકતજનોને દર્શન દેવાની પોતાની ઇચ્છા બતાવી. તેથી મહારાજ રથમાં બેસી હરિજનોને દર્શન આપવા મોભે પધાર્યા. મોભાવાળા જેરામ ભગતે મહારાજ આગળ ઘીની મશાલ કરીને ગામના બીજા હરીજનો સાથે મહારાજનું સામૈયું કરી મહારાજને ભાગોળથી પોતાને ઘેર લઇ આવ્યા પણ આ દેખાવથી ગામના પટેલ (મુખી) જોરા નાગજીના મનમાં એવો વિચાર આવ્યો કે ઘીની મસાલ તો પ્રભુ આગળ થાય, તેને બદલે આ પ્રભુના ભકત આગળ કેમ કરી હશે છતાં જો આ ખરા દૈવી જીવ હોય તો ચમત્કાર બતાવે એમ માની ગામના બંને ભાગના આગેવાન માણસોને ભેગા કરી મહારાજની પરિક્ષા કરવા જણાવ્યું. આથી તેઓએ એક કોરી ખાલી કચરાની માટલીમાં કાંકરા ભરી મહારાજ સનમુખ મુકી. પોતાના ગુરૂનું આવું અપમાન થતું જોઇ જેરામ ભગતની આંખમાં પાણી ભરાઇ આવ્યું ને પોતાના ભકતની શાંતિ માટે પોતાનો હજુરીઓ ( રૂમાલ ) ઢાંકી જેરામ ભગતને કહ્યું કે ભગત સર્વે હરિજન મંડળીને પ્રસાદ આપો.

આ જોવા પેલા પરીક્ષકો તલપી રહ્યા હતા. પણ જેરામ ભગતને પોતાના ગુરૂમહારાજમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. આજ્ઞા થતાંજ ભગત ઉઠયાને દરેકને તેમાંથી સાકરની પ્રસાદી કાઢીને આપી, આ ચમત્કાર જોવા ત્યાં ૬૫) માણસોનું મંડળ ઉભું હતું. પણ કાંકરા ભરેલી માટલીમાંથી ગુરૂ પ્રતાપે સાકરની પ્રસાદી નીકળતી જોઈ દરેક આશ્ચર્ય

પામ્યા ને પરીક્ષા કરનારનાં મોંહ ઢીલાં પડયાં. અંતે પોતાની ભૂલના પ્રાયશ્ચિત્ત તરીકે તેમ બીજા ઉભેલાઓએ પોતાના ભલા માટે મહારાજનો આશ્રય કરી ઉપદેશ ગ્રહણ કર્યો. જેમાં મુખી જોરા નાગજી હાથીભાઇ જોરાભાઇ, તથા ગોવિંદ કાશીભાઈ વીગેરે હતા. આ પરચાથી વધતા જતા ભક્તમંડળના અતિ આગ્રહથી મહારાજે એક વરસ સુધી જેરામ ભગતને ત્યાં આસન રાખ્યું ને ત્યારપછી મોવાલ જઇ મંદિરની સ્થાપના કરવાનો વિચાર થતાં મોવાલ જવા નીકળ્યા. આજે પણ તેમનાં વંશવારસો મોભામાં મોજુદ છે ને તેમના ચમત્કારની વાત અત્યારે પણ જેવી ને તેવીજ તાજી છે. ભાવદા માહારાજનો રથ ઘણેભાગે મનોરસાહેબ હાંકતા હતા અને આ વખતે તેઓ હાજર હોવાથી ઉપરના દેખાવનું એક પદ તેમણે ગાયું હતું.

મોભાથી મોવાલ જતાં મહારાજ ભાવદાસજીની સાથે તેમના મોટા પુત્ર ઉગમશી મહારાજ હતા. મોવાલને રસ્તે મઢી પાસે જે નાનો કુવો છે ત્યાં તેમણે એક મરણ પામેલી ગાયને જોઇ તે ગાયની પાસે તેનું નાનું વાછરડું માતાના મૃત્યુની અજ્ઞાત સ્થિતિમાં આમતેમ ફરતું ને માતાને વારંવાર સુંઘતું દેખાયું. ઉગમશી મહારાજને આ દશ્ય જોઇને દયા આવી ને તેમણે મહારાજને તે ગાયને જીવતી કરવાની આજીજી કરી! ભાવદાસ મહારાજે કહ્યું "તેનું આયુષ્ય પુરૂં થયું છે માટે તમને દયા આવતી હોય તો તમારા આયુષ્યમાંથી બે વર્ષ આપો તો ગાય જીવતી થાય." ઉગમશી મહારાજ કબુલ થયા. ભાવદાસ મહારાજ પાસે પાણી ન હતું તેથી પોતાના હુક્કામાંથી પાણી ઉગમશી મહારાજના હાથમાં આપી તે ગાયના મોંઢા ઉપર નાંખવા કહ્યું ને તેમ થતાંજ ગાય ઉભી થઇ ને પોતાના વાછરડાને ધવરાવવા લાગી.

આમ પોતાના જીવમાંથી દયાભાવે બે વર્ષ આપી ઉગમશી મહારાજે પોતાનું જીવન સોળ વર્ષની ઉંમરે મોવાલ ગામમાં પુરૂં કર્યું હુજી પણ દરેક મહા શુદિ ૧૫ ના રોજ તેમની સંવત્સરી મોવાલમાં ઉજવાય છે.

ટુડંજના એક અંધ બ્રાહ્મણ નામે વલ્લવરામ ભાવદાસ મહારાજનો આશ્રય કરી ઉપદેશ લીધો તેથી ગામના બ્રાહ્મણો નારાજ થયા ને પેલા બ્રાહ્મણ સાથે વ્યવહાર બંધ કર્યો. ત્યારપછી ફરતા ફરતા એક વખત

મહારાજ ટુડંજમાં જઈ પહોંચ્યા અનેક માણુસો તેમનાં દર્શને આવવા લાગ્યાં ને તેમનાં આશ્રીત થવા લાગ્યાં.

બ્રાહ્મણુસમાજમાંથી એક બ્રાહ્મણે પ્રસંગ નીકળતાં મહારાજને કહ્યું કે તમારામાં ખરૂં સામર્થ્ય હોય તો આ સભાના દેખતાં તમારા આશ્રિત પેલા અંધ બ્રાહ્મણુ પાસે આજની કથા વંચાવો. ભાવદાસ મહારાજ હસી પડયા ને પોતાના ભકત અંધ બ્રાહ્મણુને પાસે બોલાવી તેને માથે હાથ મૂકી કથા વાંચવાની આજ્ઞા કરી માથે હાથ અડતાંજ તેનું અંધત્વ નાશ પામ્યું ને સર્વ સભાના આશ્ચર્ય વચ્ચે તેણે વાંચન શરૂ કર્યું ! આ દ્રશ્ય જોઇ દરેક જણુ મહારાજનાં ગુણુગાન ગાતા તેમનાં ચરણુમાં લોટી પડયા. અને શીષ્ય બન્યા.

આ સીવાય છીદ્રાના પટેલ મનોર ભગતને પણુ અનેક ચમત્કાર તેમણે બતાવ્યા છે. એ બધું લખવા બેસીએ તો એક તદ્દન સ્વતંત્ર પુસ્તક તૈયાર થઇ શકે ! પણુ તે કામ તેઓશ્રીની વડોદરાની ગાદી વાળાઓ તરફથી શરૂ થયું હોઈ ટુંક સમયમાંજ પુરૂં થઈ પ્રકટ થનાર છે એટલે અત્રે તો તેમાંની એક બે પ્રસાદીઓજ વાંચકોના લાભને ખાતર આપી છે.

આમ પોતાના જીવનમાં ગુરૂમહારાજ ભાવદાસજી છીદ્રાથી સંવત ૧૮૫૫ સકે ૧૭૬૦ અને ઇ. સ. ૧૮૩૯ માં મુવાલ આવ્યા અને મુવાલથી સંવત ૧૯૦૭ સકે ૧૭૭૨ અને ઇ. સ. ૧૮૫૧માં વડોદરે ગુંદાફળીઆમાં આવી મંદિરની સ્થાપના કરી પણુ ભકિત વધવાથી જગ્યામાં સંકડામણુ પડવા લાગી તેથી સંવત ૧૯૧૭ સકે ૧૭૮૨ અને સને ૧૮૬૧માં શીઆ બાગમાં મંદિર કર્યું અને સંવત ૧૯૧૮ શકે ૧૭૮૩ અને ઈ. સ. સને ૧૮૬૨માં ગાદીની સ્થાપના કરી સંવત ૧૯૧૯ માં નીરવાણુ પામ્યા એટલે શકે ૧૭૮૪ અને ઈ. સ.૧૮૬૩માં ભાવદાસ મહારાજની સંવત્સરી દરેક વરસે આસો સુદી ૫ (પાચમ) એ ઉજવાય છે.

ભાવદાસ મહારાજ વડોદરામાં વીદેહ થયા. આ વાત મોભાવાળા વાળંદ જેરામ ભગત કે જેઓ જુનાગઢ ગયા હતા તેમણે ત્યાં સાંભળીને અંતરમાં અતિ દુઃખી થવાથી અન્નનો ત્યાગ કર્યો ને ત્રણુ દિવસ નિરાહાર રહ્યા. પોતાના ભકતનો આવો અદ્દભુત પ્રેમ જોઇ

ભાવદાસ મહારાજે જેરામ ભગતને ગોરખની ટુક નામની જગ્યા આગળ દર્શન આપ્યાં ને સદુપદેશ આપી આવા ઉપવાસ ન કરવાનું કહી પોતાના ઉપદેશ મુજબ વર્તવાનું જણાવી પાછા અંતરધ્યાન થયા. આમ અમારો જ્ઞાન સૂર્ય અસ્ત થયો પણ તેની અને એક પછી એક પુરૂષોનું પ્રાગટય થતું ચાલ્યું અને તેના ઉપદેશને ભક્તો અંતરમાં ધારવાથી જે કંઈ શાંતિ અનુભવાય છે તે માટે એ ગુરૂમહારાજના કોટિ જન્મ પર્યંત અમો આભારી છીએ.

મહારાજના નાના બીજા પુત્ર રામદાસ મહારાજને ભગવાનદાસ મહારાજ એકજ પુત્ર હતા. પણ ભગવાનદાસ મહારાજને પુત્ર ન હોવાથી તેમણે પોતાની પુત્રી સંતોક બેનમાંજ પોતાનું સર્વસ્વ માન્યું ને તેને ઉપદેશ આપી સારાં જ્ઞાની બનાવ્યાં અંતે પોતાના દેહવીલય પછી સંતોક બેનથી ઉત્પન્ન થએલા પોતાના ( દૌહિત્ર ) જેમનું નામ શાંતિદાસ મહારાજ છે તેમને પોતાની ગાદી આપી. ને આજે પણ તેઓજ ગાદી જે વડોદરામાં શીઆ બાગમાં આવી છે તેના અધિ-પતિ મહંત તરીકે છે.

## સદ્ગુરૂ વંશાવળી



## પરચુરણ હકીકત—

ગીતામાં ઉર્ધમુળ. મધ્યા શાખાવાળું ઝાડ કહ્યું છે. તેજ આ શરીર છે. વળી તે ૐકારમાં નીચે પ્રમાણે ગોઠવણ સમજવી—

૧ ઉંચે મુળ તે ૐકારનું બીંદુ તેને વીકાર વગરની નીરમળ માયા કહે છે.

૨ થડ રૂપી સગુણ બ્રહ્મ યા વેદ નારાયણ યા. વૈરાટ સ્વરૂપ કહે છે.

૩ ડાળાં રૂપી ઈશ્વરો જેવા કે, બ્રહ્મા, વીષ્નું, શીવ, શક્તિ.

૪ પાંખડાં રૂપી દેવો જેવા કે ઈંદ્રિ, ચંદ્ર, સુર્ય વીગેરે

૫ પાંદડાં રૂપી જડાત્મા જેવા કે ઝાડ, પહાડ વીગેરે

૬ પુષ્પ રૂપી જીવાત્મા જેવા કે ઢોર, પશુ, પંખી વીગેરે

૭ ફળ રૂપી મનુષ્યોનો આત્મા કહેવાય—

## ચાર ખાણો.

૧ ઉદ્‌ભીજ એટલે ઝાડ, પહાડ વીવેરે

૨ ઇંડજ એટલે ઇંડાંમાંથી પેદાશ. જેવા કે સાપ મોર વીગેરે

૩ સ્વેદજ એટલે પરસેવાથી પેદાશ જેવા કે ચાંચડ માંકણ જુ વીગેરે

૪ જરાયું એટલે મનુષ્ય પશુ વીગેરે એટલે જેને ઑાર લપેટેલી હોય તેવાં

## નવદ્વારનો બંગલો એટલે શરીર—

નાકનાં બે દ્વાર—આંખનાં બે દ્વાર—કાનનાં બે દ્વાર—મુખનું દ્વાર એક—ગુદાનું દ્વાર એક, અને ઉપસ્થનું દ્વાર એક—આમ મળીને નવદ્વારનો બંગલો કહેવાય છે.

## વેદની સમજ ૐકાર સાથે

૧. સુક્ષ્મવેદ=આકાશ તત્ત્વ. (બીંદુ) ૨. યજુરવેદ=ઉત્તર દીશા—પવન તત્વ અને ૐકારની અર્ધમાત્રા ૩. રૂગવેદ=પુર્વદીશા.. અગ્રી-

તત્વ અને ૐકારની આકાર માત્રા ૪. શામવેદ=પશ્ચીમ દીશા. જળતત્વ અને મકાર માત્રા ૫. અથરવેદ=દક્ષીણ દીશા. પૃથ્વી તત્વ અને ૐકારની ઉકાર માત્રા—

## ભક્તિનું બીજું નામ ઉપાસના છે.

(૧) મળદોષ એટલે બાહારનાં કર્મ સારાં કરવાં. (૨) વીક્ષેપ દોષ એટલે અંતરના મલીન વીચારો બંધ કરવા એટલે સાફ કરવા. આને માટે સદગુરૂ કરવા અને ગુરૂસેવા ગુરૂ ઉપર શ્રદ્ધા ગુરૂ મુર્તીનું ધ્યાન ગુરૂ ભક્તિ અને અંતે ગુરૂમાંજ તદરૂપતા થવું એટલે પરમાત્મા રૂપ સદગુરૂમાં–પરમાત્મા સમાન કરવાને વીવેક વીચાર વૈરાગ્ય રાખી શ્રદ્ધાથી તમામ અંતર મલીન વીચાર દુર કરવા આવું કર્યું તેનું નામજ ઉપવાસના કહેવાય ભક્તી એ શબ્દ લૌકીક છે અને ઉપાસના એ શાસ્ત્રીય શબ્દ છે પણ અર્થ એકનો એકજ.

## વિષ્ણુના દસ અવતાર અને તેમના ગુરૂનાં નામ

| | અવતાર | ગુરૂનું નામ |
|---|---|---|
| ૧ | મચ્છા અવતાર | માન નામના ગુરૂ હતા |
| ૨ | કચ્છા ,, | સહેજ મુની ,, |
| ૩ | વરાહ ,, | અગસ્ત ગુરૂ ,, |
| ૪ | નૃરસીહ ,, | તેજમુની ,, |
| ૫ | વામન ,, | નભરૂષી ,, |
| ૬ | ફરસુરામ ,, | વચ્છ રાજગુરૂ ,, |
| ૭ | રામચંદ્ર ,, | વશીષ્ટ ,, |
| ૮ | કૃષ્ણા અવતાર | દુરવાસા રૂષી ,, |
| ૯ | બુદ્ધા અવતાર | વામ રૂષી ,, |
| ૧૦ | નકલંકી અવતાર | સેહેજ સ્વરૂપ નામના ગુરૂ થશે |



મહેતા ચુનીલાલ મગનલાલ ડાકોરવાળા.

## ચિત્ર નંબર ૧. અ

(સત્ય) બ્રહ્માકાશ. સુદ્ધસુભ્ર (તેજોમય)

| | |
|---|---|
| બ્રહ્મરન્ધ્ર— | પરમાકાશ, આધ્યમાયા, ઇશ્વર, સુભ્ર (ઉજળું) |
| ત્રીકુટી— | જ્યોતી, હંસ, તત્વાકાશ, નીલપીત. |
| કંઠ— | ઇચ્છાશક્તિ, આકાશતત્ત્વ, જીવ, શ્વેતપદાર્થ. |
| હૃદય— | શંકર. વાયુતત્ત્વ, પ્રકૃતી, નીલપદાર્થ, ધ્યેયમોક્ષ, સુખવૈભવ, પરિત્યાગ. |
| નાભિ— | વિષ્ણુ, અગ્નિતત્ત્વ, રક્ત પદાર્થો, પ્રકૃતી નારાયણુ, ભોગ ને મોક્ષ. |
| ઉપસ્થ— | બ્રહ્મા, જળતત્ત્વ, અનુપાસ્ય દેવ, સંતતિ પુષ્કળ જોઇતી હોય તો ઉપાસના કરવી. |
| ગુદા— | ગણેશ, પૃથ્વીતત્ત્વ, પીત્ત પદાર્થો, જેને દ્રવ્યસિદ્ધિ વિગેરે પાર્થિવ પદાર્થો જોઇતા હોય તે ઉપાસના કરે. |

નીચે બતાવેલા બાવન અક્ષરની બહાર પરમાત્મા છે.

**મોક્ષધામ.** કમળ ઉપરના અક્ષરો.

લલાટ—આજ્ઞાચક્ર—બે પાંખડીનું કમળ—હ ક્ષ બે અક્ષરો છે.

કંઠસ્થાન-વિસુદ્ધચક્ર—સોળ પાંખડીનું કમળ—સોળ અક્ષરો છે.

( અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, ઌ, ૡ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ )

હૃદય—છાતી—અનાહતચક્ર—બાર પાંખડીનું કમળ-બાર અક્ષરો છે

( ક. ખ. ગ. ઘ. ઙ. ચ. છ. જ. ઝ. ઞ. ટ. ઠ. )

નાભી—મણીપુરચક્ર—દસ પાંખડીનું કમળ—દસ અક્ષરો છે.

( ડ. ઢ. ણ. ત. થ. દ. ધ. ન. પ. ફ. )

ઉપસ્થ—સ્વાધિષ્ટાનચક્ર—૭ પાંખડીનું કમળ છે—૭ અક્ષરો છે.

( બ. ભ. મ. ય. ર. લ. )

ગણપતી ગુદાએ

મુળાધારચક્ર—ચાર પાંખડીનું કમળ છે અને તે ઉપર ચાર અક્ષરો છે. ( વ. શ. ષ. સ. )

ઉપર પ્રમાણે ૫૦) અક્ષરો અને ળ, જ્ઞ, આ બે મળી ૫૨ અક્ષર પુરા.

ચુનીલાલ.




# तत्त्वज्ञान प्रकाश.

## યોગ વર્ણન ને વર્ણવ્યવસ્થા.

ब्रह्मानंदं परम सुखदं, केवलं ज्ञानमुर्ति
द्वन्द्वातीतं गगन सद्रशं, तत्व मस्यादि लक्षं
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षी भूतं
भावातितं त्रिगुण रहितं, सद्गुरुत्वं नमामि.

બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે વિષયથી નિઃસંગ થાય તો મોક્ષ મળે પણ હૃદયમાં ચારગુણ રહેલા છે. દિશા, અંતર, સંગ્રાહક શકિત અને દાતૃત્વશકિત એ ગુણમાં લલચાઈ જીવ અંતઃકરણ સાથે સંબંધમાં આવે છે અને એમ થતાંજ પાંચ જ્ઞાનેદ્રિય અને પાંચ કર્મેંદ્રિય તથા ઇચ્છા, મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર તેનો પણ સંસર્ગ લાગવા માંડે છે ને આથી જીવ પોતાના સ્વરૂપનું ભાન ભૂલી ઇંદ્રિયો અંતઃકરણના સંગ દોષથી દેહાભિમાન ને છોડી શકતો નથી. તે વખતે ભકિતયોગ તેને બચાવી શકે છે પણ ભક્તિયોગ એટલે શ્રદ્ધાયોગ. શ્રદ્ધા સિવાય ભક્તિ લૂલી છે. ભક્તિમાં તર્કવાદને સ્થાન

નથી ભક્તિમાં શ્રદ્ધાનીજ જરૂર છે. એટલે શ્રદ્ધાને કાંઠે કાંઠે ભકિત રૂપી નાવમાં બેસી જીવ નિ:સંગને કિનારે આવી ઉભો રહે છે. ત્યાંથી તેને સત્ય ( ઇશ્વર ) નો સાક્ષાત્કાર, થાય છે. અને એટલાજ માટે નિ:સંગસ્થિતિને શાસ્ત્રકારો આચાર્ય યા ગુરૂપદ કહે છે.

હવે તત્ત્વજ્ઞ પુરૂષોએ સાક્ષાત્કાર માટે ભકિતયોગ સિવાય બીજા છ યોગ બતાવ્યા છે. જે નીચે પ્રમાણે છે.

૧ ભકિતયોગ = શ્રદ્ધા પ્રધાન છે
૨ હઠયોગ = આગ્રહ પ્રધાન છે
૩ જ્ઞાનયોગ = આત્મચિંતન પ્રધાન જોઇએ
૪ કલ્પયોગ = ક્ષરોપચાર ( પ્રધાન જોઇએ
૫ મંત્રયોગ = અક્ષરોપચાર પ્રધાન જોઇએ
૬ કર્મયોગ = પુરૂષાર્થ પ્રધાન જોઇએ
૭ રાજયોગ = સહજભાવ પ્રાધાન્ય છે
૮ લયયોગ = ત્યાગ પ્રાધાન્ય છે:

ઉપરના આઠ યોગોમાં દેહમાં નીચે પ્રમાણે સ્થિતિ તો હોવીજ જોઇએ કે.

૧ મન કર્મ કરતું બંધ થવું જોઇએ
૨ બુદ્ધિના વિચારો બધા સ્થિર થવા જોઇએ
૩ ચિત્તની વૃત્તિનો સંપૂર્ણ નિરોધ થવો જોઇએ અને
૪ અહંકાર નિર્મૂળ થવો જોઇએ.

આટલું ન થાય ત્યાં સુધી એ યોગોની સાધના લગભગ નીષ્ફળ નિવડે છે.

હવે નિ:સંગ સ્થિતિને બરાબર જાણવા આપણે સંગ એટલે શું ? તે જાણવું જોઇએ.

**સંગ**—એટલે બહારના વિષય પ્રપંચોનું પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિયોદ્વારા હૃદયમાં પ્રવેશી જવું તે છે.

હવે તે વિષયો કેવા રૂપે પ્રવેશ કરે છે તે તપાસીએ. સામાન્યતઃ વિષયો હૃદયમાં ચાર પ્રકારે પ્રવેશ કરે છે તે

( ૧ ) આકૃતિ ( ૨ ) સંખ્યા ( ૩ ) ગુણ ( ૪ ) પરિમાણ. આમ આ ચાર રીતે હૃદયમાં પેઠેલા વિષયો પોતાની મોહજાળ તૈયાર કરી જીવને બદ્ધ કરે છે ને પોતાની સત્તા પૂર્ણપણે જામે એટલે જીવ પોતાને ભૂલી તેમના કૃત્રિમ વેષને ધારી લઈ તે તે રૂપ પોતાને માની લઇ ભરમાય છે.

જીવની આ સ્થિતિમાંથી જીવ છૂટો થઇ શકે ખરો કે નહિ ? એવો સહજ પ્રશ્ન થશે. તો તેના જવાબમાં જણાવવાનું કે જે પ્રમાણે એક મકાનનાં બધાં બારી બારણાં ખુલ્લાં હોય તેને અંગે તેમાં જેમ આસપાસના વાતાવરણની પુરેપુરી અસર થાય છે પરંતુ તે બારી બારણાં બંધ કરી અંદર સારા સારા ધૂપ દીવો અને અત્તરો છાંટવામાં આવતાંજ બહારનું વાતાવરણ ઘરના અંદરના ભાગમાં પોતાની સત્તા નથી સ્થાપી શકતું તેજ પ્રમાણે દશ ઇંદ્રિયો, ચાર અંતઃકરણને પંચ પ્રાણ બહારના વિષયોને અંદર ઘસડી લાવી જીવ કે જે ભ્રમિત અવસ્થા ભોગવી રહ્યો હોય છે તેના ક્ષણીક આનંદમાં વધારો કરતાં હોય છે તે અટકાવી ઇંદ્રિયો અંતઃકરણ અને પ્રાણરૂપી બારી બારણાં બંધ કરી જીવ ભકિતયોગ અથવા ઉપર કહેલા યોગોમાંથી પોતાની સ્થિતિ અનુકૂળના યોગ રૂપી અત્તર છાંટવા માંડે તો તત્કાળ નિઃસંગ સ્થિતિને પ્રાપ્ત કરી પોતાના ખરા સ્વરૂપનું તેને ભાન થશે અને એક વખત કોઇ કિમીયાગરના હાથમાં સપડાએલો પુરૂષ પોતાનો મોહનાશ પામતાંજ છુટકારાનો દમ ખેંચી તેના પંજામાંથી છટકી જઈ ફરીથી તેની જાળમાં ન ફસાવાનાં સર્વ સાધનોની તૈયારી રાખ્યાજ કરે છે અથવા તો આપણી કહેવત પ્રમાણે " દૂધનો દાઝેલો છાશ પણ ફુંકીને પીએ છે " તે રીતે જીવને પણ એક વખત પોતાના ખરા સ્વરૂપનું ભાન થતાંજ તે અંતઃકરણ, ઇંદ્રિયો અને પ્રાણની પ્રપંચ

જાળને મૃગજળવત્ સમજી લઇ તેમાં ન ફસાતાં સત્ય સ્વરૂપ પરમાત્મ દર્શન તરફ વળી અંતિમ ધ્યેય જે મોક્ષ તેને પામે છે.

પણ આટલું વાંચતાંજ બીજો પ્રશ્ન ઉઠે છે કે જગતની એ માયિક જાળને મૃગજળવત્ શી રીતે માનવી ? જે વસ્તુ નરી આંખે દેખાય છે, ને જે સાક્ષાત્ સંભળાય છે તેને ખોટી માનીએ છીએ છતાં જીવ તે સ્વીકારી શકતો નથી તો તેનુ શું કરવું ? તો તેને માટે એક ઉપાય છે જે હું તમને કહું છું. કે જેવી રીતે એક તૈયાર કરેલા સુશોભિત વસ્ત્રમાં ઝીણી નજરે તપાસતાં વસ્ત્રને બદલે ઝીણા સૂતરના તારજ નજરે પડે છે અથવા જેમ એક માટીના કારીગીરીથી કરેલા ઘડાને બારીક દૃષ્ટિથી તપાસતાં તેમાં જેમ ધૂળના ઝીણાં રજકણોજ દૃષ્ટિગોચર થાય છે અને એમ ઉંડા ઉતરતા જતાં અંતે તે સુશોભિત વસ્ત્ર કે તે કારીગરીના નમુનાનો ઘડો નષ્ટ પ્રાય થઇ જઈ ઝીણા સૂતરના તાર અને ધૂળનાં રજકણુજ બાકી રહે છે તે પ્રમાણે શ્રુતિકારોના **सर्वं खल्विदं ब्रह्म ।** નો ગુંજારવ અહોનિશ રાખતાં અંતે જીવની સ્થૂળ દૃષ્ટિ અંદર ઉતરવા માંડે છે અને જેમ જેમ તે આંતર દૃષ્ટિ વધતી જાય છે તેમ તેમ જગતના પ્રાપંચિક વિષયો નાશ પામતા જાય છે અને સર્વ સ્થળે જીવ (આત્મા) પોતાનેજ વ્યાપેલો જુએ છે ને એવી દૃષ્ટિ થતાંજ જગતના વિષયોની ભાવના બંધ થાય છે અને કોઇક વખત સ્થૂલ દૃષ્ટિએ વિષયો દેખાય છતાં તે મૃગજળવત્ દેખાઇ તેમાં તે જીવ મોહ પામતો નથી અને આનેજ નિઃસંગદશા કહેવામાં આવે છે.

એક પ્રશ્નઃ—જ્યારે તમે એમ કહો છો કે **सर्वं खल्विदं ब्रह्म**ની ભાવના ફેલાવવી પણ તે કંઇ એકદમ બની શકે છે ? વિશ્વ બંધુત્વની ભાવનાનો પાયો તો કંઈક હોવો જોઇએ કે નહિ ?

ઉત્તરઃ—તમે ઠીક પ્રશ્ન કર્યો ! હું પણ એજ વિચારતો હતો કોઇને કંઇ શંકા થાય છે કે નહિ ! તમે જાણો છો કે

પાયા સીવાય કોઈ પણ વસ્તુ ટકી શકતી નથી. પણ તમેજ પ્રશ્ન કર્યો તેની સામે પણ એવો પ્રશ્ન કરનારા છે કે " વિશ્વ બંધુત્વની ભાવના એજ જ્યાં મૂળ પાયો છે તો પછી વળી તેને કયા પાયાની જરૂર છે ? " પણ એવો પ્રશ્ન કરનાર સમજતો નથી કે જેની આકાશ જેવી દૃષ્ટિ થઇ છે તેને વિશ્વ બંધુત્વની ભાવના શીખવવાની નથી જેણે મેટ્રીકનો અભ્યાસ કર્યો છે તેને એ. બી. સી. ડી. શીખવવાની ન હોય પણ જગતમાં જે ચાર પ્રકારના જીવ છે. જેવા કે ( ૧ ) મુકત ( ૨ ) મુમુક્ષુ ( ૩ ) પામર ( ૪ ) વિષયી. તેમાંના મુકત અને મુમુક્ષુ એકોટિના મનુષ્યની દૃષ્ટિ વિશાળ થઇ હોય છે પરંતુ પામર અને વિષયી જીવોને માટે વિશ્વબંધુત્વની ભાવના એ એ. બી. સી. ડી. ઘુંટનારને એમ. એ. ના અભ્યાસ જેવી અઘરી છે. માટે તેવા જીવોને માટે વિશ્વ બંધુત્વના પાયા રૂપે જેની જરૂર છે તે હવે તમને સમજાવું છું તે સાંભળો.

ધારો કે એક બાળકનાં માબાપ એની અણસમજણમાંજ મરણ પામ્યાં છે એમની એકેય છબી પણ તેના ઘરમાં નથી. ત્યાર બાદ તે બાળક મટી યુવાન થયો, તે વખતે તેનાં સગાં સંબંધી અથવા મિત્ર વર્ગ તેને કહે કે તારા પિતા તો બહુજ જ્ઞાની હતા, બહુજ ભકિત વાળા હતા, બહુજ પરાક્રમી હતા, બહુજ ઉદાર હતા. વગેરે વિશેષણોથી સમજાવવા લાગ્યાં તેમ તેમ તે યુવાન અંતરથી મુંઝાવા લાગ્યો કે એતે કેવાક હશે ? કારણ કે જ્યારે તેના બાપને બહુજ જ્ઞાની કહ્યા તે વખતે તેને અર્જુનનું ચિત્ર પોતા સન્મુખ ખડું થયું બહુજ ભકિતવાળા કહ્યા કે તરત નરસિંહ મહેતાની છબી સામી આવી ઉભી રહી, બહુજ પરાક્રમી કહ્યા એટલે ભીમસેનની સ્મૃતિ થઇ આવી, બહુજ ઉદાર કહ્યા કે તુરત કર્ણનું દૃશ્ય નજરે પડ્યું. આમ દરેક ગુણને અંગે તેને ગુણ વાળા પુરૂષો કે જેનાં ચિત્ર તેણે જોએલાં તેનાં દશ્ય ખડાં થયાં છતાં પિતાના ખરા ચિત્રની કલ્પના તેને ન આવી શકી. આવા વખતમાં એ બધાં ગુણોનો એક સાથે

પ્રભાવ પડે એવી એક આકૃતિ કોઇએ તૈયાર કરી તેના હાથમાં મૂકી કહ્યું " ભાઈ તારા પિતા આવા હતા. " એટલે તુરત તે ચિત્રની નીચે પોતાના પિતાનું નામ લખી તેને મઢાવી પોતાના મકાન માં રાખ્યું ને જે પુછે તેને તે એમજ કહેવા લાગ્યો કે એ તો મારા પિતાની છબી છે. ને આ રીતે એ છબી તેના પિતાની છે એમ વંશ પરંપરા સુધી મનાતું ચાલ્યું. જો કે ખરી રીતે એ એના પિતાની છબી ન હતી પરંતુ એના પિતા માટેના એણે જે ગુણગાન સાંભળ્યાં હતાં અને તે તે વખતે તેને તે તે જુદા જુદા ગુણના પુરૂ-ષોનાં ચિત્રો ખ્યાલમાં આવતાં તેને બદલે એ બધાજ ગુણનો એકજ ચિત્રમાં સમાવેશ થએલું ચિત્ર એણે જોયું એટલે એણે અનુમાન કર્યું કે કે લગભગ આવા મારા પિતાજી હશે ને તેથી તેણે હૃદયથી તેને પિતા તુલ્ય માની લીધું કારણકે તેના પિતાનું સાચું ચિત્ર કાંઈજ ન હતું. આમ ઇશ્વરે જ્યારે શ્રુતિમાં પહેલું **एकोहंबहुस्याम् ।** એમ કહ્યું એટલે આ જગતની ( વિશ્વની ) ઉત્પત્તિ થઇ આથી એમતો મનાયુંજ કે આ સર્વ જગત ઇશ્વર સ્વરૂપ છે પણ તેમાં જે જે સજાતિય પ્રાણીઓ ઉત્પન્ન થયાં તેમનાં સ્વરૂપ પણ મળતાં ન આવવાથી એટલું નક્કી થયું કે ઇશ્વરનું સ્વરૂપ આથી કંઇક જુદું હોવું જોઇએ. હવે જ્યાં સુધી ઇશ્વરને ન ઓળખાયે ત્યાં સુધી તેની માયાનો પાર ન આવે આથી કેટલાક ડાહ્યા જનોએ જનતાની માનસિક પીડા વિચારી એક ધાતુ યા પાષાણ યા કાષ્ટની મૂર્તિ ઘડી જેમાં સૌંદર્ય, ઔદાર્ય, ક્ષમતા, દયા, ધૈર્ય, શૌર્ય, વગેરે ગુણોનો સમાવેશ થાય અને પછી પોકાર કર્યો કે અમને ઇશ્વરનાં દર્શન થયાં છે ને તેનું આબેહુબ ચિત્ર અમે તૈયાર કર્યું છે માટે તેનાં દર્શન કરો ને તેની આજ્ઞાને માન આપી તે કહે તે સન્માર્ગે ચાલી તેના જેવા થાઓ. ઇશ્વરના દર્શનની ઉત્સુક પ્રજાએ રસ્તે દોડીને એ મૂર્તિને પ્રભુ માની તેની સેવા પૂજા કરવા લાગી. અને આમ મૂર્તિ પૂજાના પાયા ઉપર વિશ્વ બંધુત્વની ભાવનાના આદર્શો રચાયા પણ

પ્રજાએ તો મૂર્તિનાં દર્શન કરવામાં, નવરાવવામાં, થાળધરાવવામાં, ફૂલ ચઢાવવામાં, ધૂપ દીપ ચંદન અરચા કરવામાં ને સોના મોતીના ઘરેણાં ને હીરકોરી વસ્ત્રો પહેરાવવામાં સર્વસ્વ માન્યું ને વિશ્વ બંધુત્વની ભાવના માટે રચાએલો પાયો એટલે સુધીના ચણતરથી અટકી બેઠો જે ડાહ્યાઓએ આ મૂર્તિ પ્રજા સમક્ષ ધરી હતી તે ફકત બાહ્યોપચાર માટેજ નહિ પણ ધ્યાન કરી તેમાંથી વિશ્વ બંધુત્વની ભાવના ફેલાવવા માટે પણ પ્રજાએ ગહન માર્ગને આવા સરળ માર્ગથી સરતો જોઇએ માર્ગનું નામ પણ ભૂલી આ માર્ગે વળી અને એમાંજ કર્મની સમાપ્તિ અને એમાંજ મોક્ષમાની બેઠી. આમ એ યોગ માર્ગોના અનુભવિઓની ભાવના ખોટી પડી અને મૂર્તિ પૂજાની શરૂઆત મંડાઇ. હા ! હજીએ એ મૂર્તિ પૂજાના ભાવિકોમાંથી કોઇક ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે.

" **मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

ભગવદ્ગીતા. અ. ૭ શ્લોક. ૩.

**અર્થઃ**—(એ જ્ઞાનને સાંભળતા છતાં પણ ) હજારો મનુષ્યોમાંથી કોઇકજ તેને ( અમલમાં મૂકીને ) સિદ્ધ કરવાનો યત્ન કરે છે. અને એવા સિદ્ધ કરવાનો યત્ન કરનારાઓમાંથી પણ કોઈકજ ( તીવ્ર મોક્ષેચ્છુ હોઇને માર્ગમાં દેખાતી કોઈ પણ લૌકિક વસ્તુ કે બાબત તરફ નહિ ખેંચાતાં તેને તેજ જન્મે ) મને તત્ત્વથી જાણે છે.

સાખી.

મુર્તિ પુજા મનુષ્યકો; મોહ મીટાવન કાજ;
લાજ મીટે સબલોકકી, તો સુધરે સહુ કાજ,
મુર્તિ મેં મનરોકકે; હોવે એકાકાર;
ભૂલ પડે સબ જગતકી તબ પાવે દેદાર;

એકાંતિક ભક્તની પદ્દી પ્રાપ્ત કરે છે. આમ ઉપરના સાતેય યોગોના અભ્યાસિઓએ વિશ્વ બંધુત્વની ભાવનાના આદર્શ માટે મૂર્તિ પૂજાની શરૂઆત કરી પણ તેનું જોઇએ તેવું ફળ ન આવ્યું તેમાં તે યોગીઓનો શો દોષ ? તેમણે તો ઈશ્વર દર્શન વિનાની સંતપ્ત ( દાઝતી ) પ્રજાને સવળે માર્ગે ચઢાવવા પોતાની બુદ્ધિ પ્રમાણે આદર્શ રચ્યા પણ પ્રજાએ તેનો અવળો અર્થ કર્યો તેમાં તે યોગીઓની શું ભૂલ ? તેમને દોષ દેનારાઓ માટેજ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે,

" **नहि कल्याण कृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ।**

ભગવદ્ ગીતા. અ. ૬. શ્લોક. ૪૦

**अर्थः**—હે તાત ! કોઇનું પણ થોડું કલ્યાણ કરનાર દુર્ગતિ ને કદિ પામતો નથી. "

આમ એ સદ્‌ગુરૂઓના કર્મથી આજથી બે કે અઢીહજાર વર્ષથી વિશ્વબંધુત્વની ભાવનાના પાયારૂપે શરૂ થયેલી મૂર્તિ પૂજા હયાતિમાં આવી છે. પરંતુ ત્યાર પહેલાં મૂર્તિ પૂજા ન હતી. સદ્દ ગુરૂજ પ્રભુરૂપ મનાતા અને તેમનો ઉપદેશ પામી દરેક શિષ્ય મોક્ષ પદને પામતો. આજે પણ એકાંતિક ભક્તિને પામેલા મૂર્તિપૂજકો મોક્ષપદ મેળવે છે. એવો વેદાંતનો મત છે.

હવે મૂર્તિ પૂજા પછીનું જે પગથીયું છે તે પ્રણવધ્યાનનું છે ને તે નીચે પ્રમાણે છે.

* પ્રણવના મુખ્ય પાંચ મંત્રો છે. મુખ્ય પ્રણવ મંત્ર તે ૐ

---

* જુવો ગ્રંથ મંત્ર મહોદધી, કબીર મનસુરના ૧૧૬૩ માં પાનામાં આ પ્રણવ શબ્દને માન્ય રાખ્યો છે.

છે. તે સબીજ પ્રણવ છે અને તે ओम् કારની સાથે જે અક્ષરો જોડાય તે વ્યાહૃતિ પ્રણવ છે. તે નીચે પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| अ | ह्+अ+म् | = | हं |
| व | य्+अ+म् | = | यं |
| स | र्+अ+म् | = | रं |
| ज | व्+अ+म् | = | वं |
| पृ | ल्+अ+म् | = | लं |

* આ પાંચે વ્યાહૃતિઓમાં પંચમહાભૂતો જે આકાશ, પવન, તેજ, પાણી, પૃથ્વી, તે દરેક સરખે ભાગે છે અને આ સિવાયના અક્ષરોમાં વધુ ઓછા પ્રમાણમાં છે માટેજ એ સદ્ગુરૂઓએ બીજા અક્ષરો કરતાં આ વ્યાહૃતિઓનો ઉપયોગ મંત્ર બનાવવામાં વધારે કર્યો છે.

મંત્ર એટલે એક ગુપ્ત સલાહ.

આમ સબીજ પ્રણવ અને વ્યાહૃતિ પ્રણવથી બનેલા મંત્રોનું એ સદ્ગુરૂઓથી જ્ઞાન પામી શિષ્યો ધ્યાન અને ધારણા શીખે છે અને અંતે પરમપદ ( મોક્ષ ) ને પામે છે. હાલ તુરત ધર્મની વ્યાખ્યા પુરતી આટલી વાત કરી, એ એ ધર્મના અધિકારી વર્ગ માટે પણ એક બે બોલ કહેવાની જરૂર હોવાથી કહીશું અને પછી પાછા પુસ્તકની મૂળ વાત ઉપર આવીશું.

અત્યારે જગત ઉપર એટલા બધા જ્ઞાતિ વિભાગો પડયા છે

---

* કબીર મનસુરના ૧૦૮૩ મા પાનામાં નીચેના સાત અક્ષરોને મંત્રમાં લેવાથી લૌકિક અને પારલૌકિકનો વહેવાર થવાનું કહ્યુલ્યું છે.

॥ अ र उ स व म ह ॥

કે જેનો ગણતાં પારજ ન આવે. પણ આપણે તે ન જોતાં વેદના વખતની જે મુખ્ય ચાર વર્ણો બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, અને શુદ્ર છે તે ઉપર વિચાર કરી તેના ધર્મો તપાસીએ.

વર્ણવ્યવસ્થામાં પણ સારી સંતતિ પેદા કરવી હોય તો નીચેના ચાર નિયમો બરાબર રીતે પાળવા જોઇએ. ( ૧ ) બ્રહ્મચર્ય, ( ૨ ) શુદ્ધાહાર ( ૩ ) સદ્દવિચાર અને ( ૪ ) શુભ મૂહૂર્ત. આ ચાર નિયમોના પાલનથી સારી સંતતિ ઉત્પન્ન થાય છે.

વેદના વખતથી શરૂ થયેલી વર્ણવ્યવસ્થામાં વેદ એમ કહે છે કે,

**" ब्राह्मणोस्य मुखमासी द्बाहूराजन्यःकृतः ।**
**उरूतदस्य यद्वैश्यःपभ्द्या छं शूद्रोऽअजायत ॥**

રૂદ્રી. અ. ૨ મંત્ર ૧૧.

**અર્થઃ**—બ્રહ્મા જે મૂળ પુરૂષ તેના મુખમાંથી જે પ્રજા ઉત્પન્ન થઇ તે બ્રાહ્મણ, બાહુ ( હાથ ) માંથી જે નીપજ્યા તે ક્ષત્રિયો પેટ ( ઉદર ) માંથી ઉપજ્યા તે વૈશ્યો કહેવાયા અને પગમાંથી ઉપજ્યાતે શુદ્રો કહેવાયા. "

અથવા એનો એવો પણ અર્થ થઈ શકે કે બ્રાહ્મણો ધાર્મિક કર્મ લઈ બેઠા હોવાથી મુખરૂપ મનાયા, ક્ષત્રિયો રક્ષણ કરતા હોવાથી બાહુ રૂપ કહેવાયા, પોષણનું કામ વૈશ્યોએ ઉપાડયું હોવાથી તેઓ ઉદરની ઉપમાને પામ્યા અને શુદ્રોએ સેવાનું કામ સ્વીકાર્યાથી તે પગરૂપ મનાયા. ગમે તેમ પણ વેદ વખતથી ઉત્પન્ન થએલી આ વર્ણ વ્યવસ્થા માટે વેદ ઉપર પ્રમાણે કહે છે. પછી બુદ્ધિ અનુસાર તેનો ગમે તે અર્થ ઘટાવો ?

## ચિત્ર નંબર-૨.

**બ્રહ્મા**—જગતનો મૂળ પુરૂષ.
|
બ્રાહ્મણ—શુકલવર્ણ
(મોઢું) | ક્ષત્રિય—રક્તવર્ણ
(બાહુ) | વૈશ્ય—પિત્તવર્ણ
(ઉરૂ) | શુદ્ર—કૃષ્ણવર્ણ
(પગ) |

આ બધાની મીશ્રીત જાતિ તે સંકર જાતિ કહેવાય.

ઉપરના ચિત્રમાં જણાવ્યા પ્રમાણે ચારે જાતિયો તૈયાર થઈ પરંતુ માંહોમાંહેના કંઇક લોભ લાલચોના ગોટાળા અથવા પ્રપંચોને અંગે ઉંચ વર્ણની કન્યાઓ નીચવર્ણમાં આવી એમાંથી જે પ્રજા ઉત્પન્ન થઇ તે ન દ્વીજ કહેવાઈ કે ન શુદ્ર કહેવાઈ પરંતુ તે પ્રજાને **સંકર** ના ઉપનામથી ઓળખવામાં આવી. સંકરનો સામાન્ય અર્થ ફેરફાર એવો થાય છે. એટલે વર્ણ વ્યવસ્થાના ઘડાએલા નિયમોમાં ફેરફાર કરીને જે લગ્નો કરવામાં આવ્યાં અને એમની જે પ્રજા થઇ તે **સંકર** કહેવાઇ. આવું ન બને તે માટે બ્રાહ્મણોએ સભ્યાચાર વિચારનાં પુસ્તકો રચ્યાં અને તે આજે પણ સ્મૃતિના નામથી પ્રસિદ્ધ છે. એ સ્મૃતિઓ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યો પુરતીજ તૈયાર કરવામાં આવી હતી.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિને દ્વીજ એવું બીજું નામ મળેલું હતું કારણકે તેમના બે જન્મ ગણાતા હતા. આથી એ સ્મૃતિ દ્વીજના ધર્મો માટેજ રચી હતી. આમ દ્વીજ, શુદ્ર અને સંકર

આમ ત્રણ નામે પ્રજા ઓળખાવા લાગી. આમ દ્વીજ વૈદિક કર્મના અધિકારી ગણાયા અને બીજી પ્રજા નહિ ! આથી સ્મૃતિના મુખ્ય ત્રણ નિયમો છે. જે (૧) ઉદ્યોગ નિર્ણય. (૨) વારસાનો નિર્ણય અને (૩) કર્મનો નિર્ણય. તે દ્વીજોનેજ પાળવાના રહ્યા. આમ ત્યારથી સ્મૃતિ એટલે કે વૈદિક સિદ્ધાંતો ત્યારથી શાશ્વત મનાયા અને પ્રજા પોતાથી બનતી શક્તિ, શ્રદ્ધા, અને બુદ્ધિ અનુસાર તેને અનુસરવા લાગી. આ સ્થિતિ ચાલી રહી છે ત્યાં ભગવાન ગૌત્તમ બુદ્ધના પ્રતાપનો ડંકો વાગ્યો અને તેમણે પોતાના નવા સિદ્ધાંતો ફેલાવ્યા અને જેમણે જેમણે એમનો પંથ સ્વીકાર્યો તેમણે સ્મૃતિ અને વેદોને બાજુ પર મૂકી દીધા કારણકે તેઓ બધું છોડી નિરવાણ પ્રાપ્ત કરવાનીજ વાતો કરતા ને સમજાવતા. આમ ભગવાન બુદ્ધનો પ્રતાપ સૂર્ય ઝળકી રહ્યો હતો ત્યાં તો આદ્ય જગદ્‌ગુરૂ શ્રી મચ્છંકરાચાર્ય પ્રકટયા અને તેમણે પાછું ભગવાન બુદ્ધની વિરૂદ્ધ વૈદિક જ્ઞાનનું સમર્થન કરવા માંડયું, પરંતુ બુદ્ધ ભગવાનના ઉપદેશની ઉંડી જડ ઘાલી બેઠેલી પ્રજાને ૧૨૦૦ વર્ષના લાંબા ગાળા સુધીમાં પણ શંકરાચાર્યના અનુયાયીઓ ઉખાડી શકયા નહિ તેટલામાં તો મુસલમાની રાજ્યની સ્થાપનાના પડઘા વાગ્યા અને આમ થવાથી ન વૈદિક સામ્રાજ્યનો પાયો મજબુત થયો કે ન બુદ્ધ ધર્મનું સામ્રાજ્ય રહી શકયું. આવી અર્ધ દગ્ધ સ્થિતિમાં પડેલી પ્રજા હવે જ્યારે ખરે રસ્તે વળે ત્યારે ખરી.

દ્વીજના આચાર વિચારના નિર્ણય રૂપ સ્મૃતિની વાત કરતા આપણે જરા આઘા જતા રહ્યા ખરા. પાછા આપણે આપણી જગ્યા ઉપર આવીએ. દ્વીજના આચાર વિચાર માટે સ્મૃતિમાં આશ્રમ વ્યવસ્થા રચવામાં આવી અને તેના નિયમને જે જેટલે દરજ્જે પાળે તેટલે દરજ્જે તે શ્રેષ્ઠ દ્વીજ લેખાય એવું મનાયું. નીચેના ચિત્ર પરથી એની કંઇક સમજણ તમને આવશે એમ ધારીનેજ આ નિચેનું ચિત્ર મૂકયું છે.

## ચિત્ર નંબર-૩.

મોક્ષ.

બ્રાહ્મણ | ક્ષત્રિય | વૈશ્ય | શૂદ્ર

સંન્યસ્ત
પોણોસો વર્ષ
વાનપ્રસ્થ
પચાસ વર્ષ
ગૃહસ્થ
પચીશ વર્ષ
બ્રહ્મચર્ય

ઉપરના ચિત્રમાં જણાવ્યા પ્રમાણે જાતિ અને અવસ્થા અનુ-સાર એ ચારેય આશ્રમના સંપૂર્ણ નિર્ણય પાળનાર અંતે મોક્ષ ગતિને પામે છે એવું નકકી થયું. પરંતુ શૂદ્રોને માટે એ આશ્રમ ધર્મ નથી તેમને તો જનમ્યા ત્યારથી મરણ પર્યંત એ દ્વીજ વર્ગની

સેવા તથા ભજન ભક્તિ કરવાનું હોય છે હવે નીચેના ચિત્રમાં દ્વીજ અને અદ્વીજ બંનેને માટે ઉંચ નીચ સ્થિતિ દર્શાવતાર કોઠા ચિતર્યા છે જે પરથી ઉંચ જાતિના દ્વીજ અને ઉંચ જાતિના અદ્વીજની સમજણ પડી શકશે.

હવે પહેલા દ્વીજના કોઠાવાળા ચિત્રની સમજણ આપીએ.

દ્વીજ વર્ણનો કોઠો.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| જન્મ | જ | જ | જ | જ | જ | જ | જ |
| ગુણ | ગુ | ગુ | × | ગુ | × | × | × |
| જ્ઞાન | જ્ઞા | × | જ્ઞા | × | જ્ઞા | × | × |
| કર્મ | × | ક | ક | × | × | ક | × |

અદ્વીજ ને સંકર વર્ણનો કોઠો.

પહેલા ખાના વાળો ઉંચામાં ઉંચો દ્વીજ કહેવાય બીજા ખાનાવાળો તેનાથી ઉતરતો કહેવાય કારણકે તેનામાં કર્મ નથી એટલે કે જે દ્વીજ દ્વીજ કુળમાં જન્મ પામે તથા દ્વીજ કર્મનું જ્ઞાન મેળવે છતાં તે પ્રમાણે કર્મ ન કરે તો તે બીજા નંબરના ખાનામાં આવે તેજ પ્રમાણે આઠેય ખાંનાં સમજવાં એમાં છેલ્લા ખાના વાળો દ્વીજ તે તો માત્ર દ્વીજ કુળમાં જન્મ પામ્યો તે પુરતોજ દ્વીજ કહેવાય અને તેથીજ તે સૌથી ઉતરતી કોટિમાં મૂકાયો છે. હવે જે ઉંચ જાતિના દ્વીજ છે તે વેદમાં લખેલા સોળે સંસ્કારની ક્રિયા કરાવે છે જેનાં નામ નીચે પ્રમાણે છે. ગર્ભાધાન, પુસવન, સીમંતો જાયન, જ્ઞાત કર્મ, નામકરણ વિશ્નુ બળી, નીષ્કામ, અન્ન પ્રાશન, ચૌલ અથવા ચુડા કર્મ, ઉપનયની મેધાજનન, માહાનામ્ની, માહાવૃત્ત, સમાવર્તન

૧૬

## અદ્વીજ અને સંકરવર્ણનો કોઠો.

### અદ્વીજ=ક્ષત્રી, વૈશ્ય, શુદ્ર.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|
| ગુણ | ગુ | ગુ | × | ગુ | × | × | × | [illegible] |
| જ્ઞાન | જ્ઞા | × | જ્ઞા | × | જ્ઞા | × | × | |
| કર્મ | × | કર્મ | ક | × | × | કર્મ | × | |

**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपियाति परांगतिम् ॥**

ભગવદ્ ગીતા અ. ૯ શ્લો. ૩૨.

**અર્થઃ**—હે પાર્થ ! સ્ત્રીઓ વૈશ્યો અને શૂદ્રો તેમજ બીજા પણ જે પાપી (નીચ) જાતિમાં જન્મ પામેલા હોય તેઓ પણ મારો આશ્રય કરવાથી (મને ભજવાથી) પરમ ગતિને પામે છે. તેમજ

**स्वे स्वे करमण्यभिरतः संसिद्धिं लभते नरः ॥**

**અર્થઃ**—પોતપોતાનાં સ્વાભાવિક કર્મોમાં મચ્યો રહેનાર મનુષ્ય પણ ( પછી તે ગમે તે વર્ણનો હોવા છતાં ) અવશ્ય પરમ સિદ્ધિને પામે છે.

આમ મોક્ષ પ્રાપ્તિના ઉપાય અને તેના અધિકારી વર્ગનું વિગતવાર દાખલા દલીલો અને ચિત્રો સાથે વિવરણ કરી પાછા આપણે હવે મૂળ વાત ઉપર આવીએ.

## ધર્મને કર્મ

જગતમાં બે જાતનાં કર્મો છે એક સતકર્મ અને બીજું અસતકર્મ. આમાંનાં સત કર્મો જગતને કરવાનાં હોય છે પરંતુ ઉંધે માર્ગે ચાલી અસત્ કર્મોના ઉપાસક પણ ઘણા બને છે એમાં શંકા નથી. હવે સતકર્મના નિચે પ્રમાણે વીસ ભાગ પડે છે. જેના મૂળ બેજ ભાગ છે. એક યમ અને બીજો નિયમ. યમ એટલે મનને પાળવાના અને નિયમ એટલે શરિરને પાળવાના સિદ્ધાંતો.

યમના દસ અને નિયમના દસ ભાગ મળી કુલ્લે સત્ કર્મના વીસ ભાગ થાય છે જે નિચે પ્રમાણે છે.

દસ યમ જેવા કેઃ—

**आनृशंस्य क्षमा सत्यमहिंसा दम आर्जवम् ।**
**प्रीतिः प्रसादो माधुर्य मक्रोधश्च यमादश ॥**

**अर्थः**—અક્રુરતા, ક્ષમા, સત્ય, અહિંસા, દમ સરળતા, પ્રીતિ, પ્રસન્નતા, માધુર્ય અને શાંતિ, એ દશ યમ છે. ને હવે દશ નિયમ ગણાવીશું જેવા કે.

**दान मिज्या तपोध्यानं स्वाध्यायोपस्थ निग्रहो ।**
**व्रतोपवासौ मौनंच स्नानं च नियमादश ॥**

**अर्थः**—દાન, વેરી, તપ, ધ્યાન, સ્વાધ્યાય, બ્રહ્મચર્ય, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન એ દશ નિયમો છે.

આ પ્રમાણે પડેલા વીશ ભાગમાંથી તારણ તરીકે દસ ભાગ લઇ તે નીચે પ્રમાણે વિશેષથી સમજાવ્યા છે. જેથી આગળની સમજણમાં ફેર ન પડે.

યમઃ (૧) સત્ય (૨) અહિંસા (૩) બ્રહ્મચર્ય (૪) અપરિગ્રહ (૫) અસ્તેય.

નિયમઃ (૬) તપ (૭) સંતોષ (૮) શૌચ (૯) સ્વાધ્યાય (૧૦) ઇશ્વર પ્રણીધાન.

હવે આ બધાના છુટા અર્થ એમ થાય છે કે.

(૧) સત્ય=મન, વચન અને કાયાથી સત્ય બોલવું અને આચરવું પરંતુ તેમાં પણ નીતિશાસ્ત્રનો **सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् नब्रूयात सत्यमप्रियम् ।**

**अर्थः**—સાચું બોલો પણ બીજાને રૂચિકર બોલો બીજાને અરૂચિકર ( કોઇનું ભુંડું કરે એવું ) સત્ય તો કયારેય ન બોલવું.

(૨) અહિંસા=કોઇથી વેર ન કરવું તેમજ કોઇ પ્રાણી માત્રને જાણીને મારવું નહિ અને એથી પણ આગળ વધી ને કહીએ તો મન, વાણી અને કાયાથી કોઇનું હૃદય પણ ન દુખાવવું એ ખરી અહીંસા છે.

(૩) બ્રહ્મચર્ય= ઉપસ્થ ઇંદ્રિયનો નિરોધ અથવા વીર્ય રક્ષા એનું નામ બ્રહ્મચર્ય છે. ખરી રીતે તો અષ્ટપ્રકારના મૈથુનનો ત્યાગ કરવો તે છે. તેને માટે દક્ષ સ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છે કેઃ—

**स्मरणं कीर्तनं केलीः प्रेक्षणं गुह्य भाषणम्**
**संकल्पो ध्यवसायश्च क्रियानिवृत्तिरेव च ।**
**एतन्मैथुनमष्टांगं प्रवदन्ति मनीषिणः**
**विपरोतं ब्रह्मचर्यमेत देवाष्ट लक्षणम् ॥**

**अर्थः**—સ્ત્રીનું સ્મરણ, કીર્તન ( ગુણનુંવર્ણન કરવું તે ) અને તેની સાથે રમણ કરવું તેમજ સ્ત્રી સામું વારંવાર જોવું અને ગુપ્ત (છાની) વાત કરવી. તેમજ મનમાં સંકલ્પ કરવો અને એને મેળવવા માટે પુરતો પ્રયત્ન કરવો અને છેલ્લે અંગસંગ કરવો એ આઠ પ્ર-

કારનું મૈથુન બધા ગણાવે છે. જે બ્રહ્મચર્યને આડે આવનારાં લક્ષણો તરીકે ગણાય છે.

આ ઉપરાંત બીજો પણ એક શ્લોક એ માટે છે કે.

**लिङ्गसंयोगहीनं यच्छब्द स्पर्श विवर्जितम्**
**श्रोत्रेणश्रवणं चैव चक्षुषा चैव दर्शनम् ।**
**वाक्सं भाषा प्रवृतं यत्तन्मनः परिवर्जितम्**
**बुद्धया चा व्यवसायीत ब्रह्मचर्यमकल्पयन ॥**

अर्थः—શારીરિક જનનેંદ્રિયના સંયોગ વિનાનું ને શબ્દ તથા સ્પર્શથી તજાએલું શ્રોત્ર (કાન) થી સંભળાયલું. ચક્ષુથી જોવાએલું તેમજ વાણીથી બોલાએલું અને તેમ છતાંએ બુદ્ધીપૂર્વક મનથી ત્યજાએલું હોય તો તે બ્રહ્મચર્ય ગણાય છે.

(૪) અપરિગ્રહ:—કોઇ પાસે માગવું નહિ તે અથવા તો કૃપણતાનો ત્યાગ કરી પોતાપણાના અભિમાનનો ત્યાગ કરી વર્તવું તે.

(૫) અસ્તેયઃ—મન, વચન અને કાયાથી પણ કોઇની વસ્તુ ચોરીને ન મેળવવી તે.

(૬) તપઃ—એટલે સ્વધર્મ પાલન માટે જે કષ્ટ સહન કરવું તેનું નામ તપ–આ તપ મન, વાણી અને શરીર એ ત્રણ પ્રકારે કરવું પડે છે. શ્રી ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણ તપનું વર્ણન કરતાં નીચે પ્રમાણે લખે છે.

**देवद्वीज गुरुपाज्ञ पूजनं शौचमार्जवम्**
**ब्रह्मचर्यमहिंसा च शारिरं तप उच्यते ॥**

ભગવદ્‌ગીતા, અ. ૧૭ શ્લો. ૧૪.

अर्थः—દેવ, દ્વીજ, ગુરૂ અને જ્ઞાનીનું પુજન, તેમજ સરલતા, બ્રહ્મચર્ય અને અહીંસા એનું પાલન તે શરીરનું તપ કહેવાય છે.

**अनूद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्**
**स्वाध्याभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥**

ભગવદ્ ગીતા. અ. ૧૭ શ્લો.૧૫

**અર્થ:**—ચિંતા (ઉદ્વેગ) ન કરે એવું, સાચેસાચું, પ્રિય લાગે તેવું અને હિતકારક વચન બોલવું તથા પરમાર્થિક (વેદાદિક) વિષયોનો અભ્યાસ કરવો એ વાણીનું તપ છે.

**मनः प्रसादः सौमयत्वं मौनमात्मविनिग्रहः**
**भाव संशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥**

ભગવદ્ ગીતા. અ. ૧૭ શ્લો. ૧૬

**અર્થ:**—મનની પ્રસન્નતા, શાન્ત સ્વભાવ, માન, આત્મનિગ્રહ અને ભાવોની સંશુદ્ધિ એને મનનું તપ કહે છે.

(૭) સંતોષ:—પ્રસન્ન મન રાખીને પુરૂષાર્થ કરવો અને એમ કરતાં લાભ કે હાનિ થાય તોપણ શોક ન કરવો તે છે

(૮) શૌચ:—સ્નાન આદિથી બહારના શરિરની અને પ્રભુભક્તિથી અંતરની પવિત્રતા (નિર્મળતા) રાખવી તે.

(૯) સ્વાધ્યાય:—એટલે જે અંતિમ સ્થાન (મોક્ષ) મેળવવાની આપણી ઇચ્છા છે તે સ્થાન મેળવવા માટે જે જ્ઞાનની જરૂર છે એવું જ્ઞાન આપે એવા શાસ્ત્રોનો અભ્યાસ કરવો ને કરાવવો તે.

(૧૦) ઇશ્વિરપ્રણીધાન:—આત્મ ચિંતન કરી, મનને પણ પ્રભુ ભજનમાં લગાડી દેવું એ છે.

ઉપર પ્રમાણેના સત્કર્મના સિદ્ધાંતો વિષે વિગતવાર સમજાવ્યું છે કે જે સત્ શબ્દ ત્રણે (ભૂત, વર્તમાન ને ભવિષ્ય) કાળમાં અવિચળ રહે છે. ને તે સત્ શબ્દને વહેવારમાં મૂકતાં જે ગુણ અને કર્મનો પ્રયોગ કરવો પડે તેજ સત્ શબ્દની સત્તા છે. ઇંદ્રિયો અને સંસ્કારના દોષથી તો અજ્ઞાન (અવિધ્યા) ની ઉત્પત્તિ થાય છે, અને યથાર્થજ્ઞાન જે છે તે તો સદ્‌વિદ્યા તરીકે ઓળખાય છે. હવે મનુષ્યે એવાં સાધ્ય અને સાધન કરવાં જોઇએ કે જેથી તેનું ફળ મોક્ષ આવે. સાધ્ય એટલે જે મેળવવું છે તે અને સાધન એટલે જે મેળવવા જેવા ગુણ અને કર્મ કરવાં પડે છે તે છે. પણ આ એને ધારણ કરતા પહેલાં તેનાં લક્ષણને પ્રત્યક્ષ પ્રમાણો સત્ય અને

અસત્યનો નિર્ણય કરવો જોઇએ અને આમ કર્યા વિના જે માણસો કર્મજ કર્યે જાય છે તેઓ તો પશુઓ જે પ્રમાણે અનાજ આદિનો ભાર વગર લાભે ઉઠાવે છે અથવા વૃક્ષલતાઓ ફળ અને પુષ્પ આદિને વગર લાભેજ ધારણ કરે છે તેવા ભાર તાણનારા તરીકેજ ગણાય છે તેમને કંઇ મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

પ્રભુ ભજનમાં તો મુખ્ય શ્રદ્ધા, પ્રેમ અને ઇચ્છાની જરૂર છે. તેનાથી ખરા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એ શ્રદ્ધા, પ્રેમ અને ઇચ્છા જેટલે અંશે ઓછાં તેટલું જ્ઞાન ઓછું મળે છે. વળી ઇંદ્રિયોને પણ નિયમમાં રાખવી જોઇએ નહિ કે ઇંદ્રિયોના નિયમમાં આપણે રહેવું જોઇએ. ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે કરવાથી ઇશ્વરી જ્ઞાન મળી શકતું નથી પરંતુ અંતે યમપુરિ અને નર્કયાતનાઓનાં દર્શન થાય છે. જેમકે એક ઘોડાગાડી હોય તે ઘોડાનો હાંકનાર ઘોડાને પોતાની ઇચ્છાને બદલે તેની ઇચ્છા પ્રમાણે રસ્તા ઉપર ચાલવા દે તો સ્થિતિ એ આવે કે ઘોડો ગાડીને ભાંગી નાંખે અને તેના હાંકનારને અને અંદરના બેસનારના તો ભૂકકા કરે, તેટલુંજ નહિ પરંતુ રસ્તે ચાલનારાંઓમાંથી પણ કેટલાંય માણસો યા જાનવરોનો ઘાણ કાઢી નાંખે; તેવીજ રીતે આપણી ઇંદ્રિયોરૂપી ઘોડાને છૂટા મૂકતાં તે નર્કદ્વારમાં લઈ જાય છે માટે તે ઘોડાને અંકુશરૂપી લગામોથી નિયમમાં રાખીએ તો ખરૂં આત્મજ્ઞાન પ્રાપ્ત થાય અને ધારેલે સ્થળે (પરમપદે ) જવાય છે; અને એટલાજ માટે બહારની શોભારૂપ એટલે કે આડંબરરૂપ ગણાતા નિયમો કરતાં અંતરશુદ્ધિના નિયમો પછી ભલે બહારના આડંબરને તે હાનિકારક હોય છતાં તેનું પાલન કરવું વધુ યોગ્ય છે.

હવે આ દેહમાં મુખ્ય નવ દ્રવ્ય છે. દ્રવ્યઃ જેમાં ક્રિયા અને ગુણ બંને અથવા એકલા ગુણનોજ સમાવેશ થતો હોય તેને દ્રવ્ય કહે છે. એવાં પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, કાળ, દિશા, મન અને આત્મા એમ નવ દ્રવ્યો છે. તેમાં પણ પૃથ્વી, જળ, તેજ,

વાયુ, મન અને આત્મા એ દ્રવ્ય ક્રિયા અને ગુણ બંનેવાળાં છે અને આકાશ, કાળને દિશા આ ત્રણ ક્રિયા રહિત એટલે એકલાં ગુણવાળાંજ છે.

પૃથ્વીમાં ગંધ, જળમાં રસ, તેજ એ અગ્નિમાં, વાયુમાં સ્પર્શ અને આકાશમાં શબ્દ અને આત્મામાં જ્ઞાન એ મુખ્ય ગુણો છે.

જીવનાં લક્ષણમાં–જેનાં ઇચ્છા, જ્ઞાન ને ક્રિયા અનિત્ય છે તેમજ વ્યષ્ટિ, ઉપાધિવાળો, અસમર્થ, અલ્પજ્ઞપણું, અપરીચ્છિન્નપણું વગેરે છે.

એથી વધારેમાં સ્વામિનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહ-જાનંદ સ્વામિએ પોતાના શિષ્યોને ઉપદેશ માટે તૈયાર કરેલ શિક્ષા પત્રીનામના ગ્રંથમાં કહ્યું છે કેઃ–

**हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम्**
**ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः ॥**

**अर्थः**—અને જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે ને અણુ સરખો સૂક્ષ્મ છે ને ચૈતન્યરૂપ છે ને જાણનારો છે અને પોતાની જ્ઞાન શક્તિએ કરીને નખથી શીખા પર્યંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે અને અછેદ્ય, અભેદ્ય, અમર ઇત્યાદિક છે લક્ષણ જેનાં એવો જીવ છે એમ જાણવો.

આવી રીતે આત્માનાં લક્ષણ કહ્યાં છે, તે આત્માનાં પ્રાણ, અપાન, ઉદાન, સમાન, વ્યાન, નિમેશ, ઉનમેશ, જીવન વગેરે ગુણ અને કર્મો ગણાયા છે.

પ્રાણ એટલે બહારના વાયુને અંદર લઈ જવો તે પ્રાણની ક્રિયા છે. અપાન એટલે અંદરના વાયુ બહાર લઇ જાય તે અપાનની ક્રિયા છે. ઉદાન એટલે જે અન્ન અને જળને કંઠ આગળથી જુદા કરવાની ક્રિયા કરે છે. સમાન એટલે જે વાયુ બધાં તત્વોનું પ્રથક્કરણ કરવાની ક્રિયા કરે છે તે. વ્યાન એટલે જે વાયું આખા શરિરના લોહીને ફેર-વવાની ક્રિયા કરે છે તે. નિમેશ એટલે આંખ્યનાં મટકાં મારવામાં બંધ

કરવાની ક્રિયા. ઉનમેશ એટલે આંખ્યનાં મટકાં મારવામાં ઉઘાડવાની ક્રિયા. જીવન એટલે પ્રાણને ધારણ કરવો તે; વગેરે આત્માનાં ગુણ કર્મો કહેવાય છે, પણ વાસ્તવિક રીતે પવન જે ( પંચ પ્રાણ) ગણાય છે તથા દશ ઈંદ્રિયો, ચાર અંતઃકરણ ને એક મન તેજ પોતપોતાના ધર્મો બજાવતા હોય છે આત્મા તો તે સર્વેથી જુદો દ્રષ્ટારૂપજ છે. પણ તે સર્વનો રાજા છે તેથીજ તેને દરેકમાં મેળવવો પડે છે. જેમકે લઢાઇમાં અસંખ્ય યોદ્ધાઓ મરાય છે છતાં જીત રાજાનીજ થઇ ગણાય અથવા કોઇ પૈસાદાર માણસ પોતાના મકાનમાં નિરાંતે આરામ કરતો હોવા છતાં કડીયા અને સુથાર, મજુરોથી તૈયાર થએલા ઘરને આપણે જેમ "તે પૈસાદાર માણસે ઘર બાંધ્યું" એમ કહીએ છીએ. જો કે વાસ્તવીક રીતે તો તેણે દ્રષ્ટા તરીકેજ કામ કર્યું છે. તેજ પ્રમાણે આત્મા દ્રષ્ટા હોવા છતાંયે દેહનો રાજા હોવાથી ઇંદ્રિયો અંતઃકરણથી થતી ક્રિયાઓ આત્માથીજ થાય છે એમ આપણે માનીએ છીએ. બાકી આત્મા તો નિર્વિકારી અને નિત્ય છે. જેનો કાળે કરીને નાશ નથી તે નિત્ય કહેવાય અથવા જેનું કારણ ભૂત કોઇ નહિ તે નિત્ય કહેવાય. જેમકે પૃથ્વીમાં ગંધનો ગુણ છે તે નિત્ય કહેવાય. પણ કાર્ય કારણને લઇને તેમાં જે બીજા ત્રણ (રૂપ, રસ, સ્પર્શ) ગુણ ઉમેરવા પડે તે ગુણો અનિત્ય એટલે નાશવંત કહેવાય અને એજ રીતે, પાણીમાં રસ, અગ્નિમાં તેજ, વાયુમાં સ્પર્શ અને આકાશમાં શબ્દ એ ગુણો નિત્ય છે. એટલે કે જેનો કાળે કરીને પણ નાશ નથી થઇ શકતો અને આથીજ સત્ શબ્દ ત્રણે કાળમાં વિશુદ્ધ રહેવાથી નિત્ય કહેવાય છે.

આમ નિત્ય જ્ઞાનને છોડી જે મનુષ્ય ગ્રહ, નક્ષત્ર, રાશી, વગેરે ફળદર્શક ગ્રંથોને આધારે ચાલે છે અગર તેને માને છે તે કદી મોક્ષ પામી શકતો નથી. ગ્રહો કે જે જડ છે અને જેમનામાં એવી સત્તા નથી કે જેથી તે મનુષ્યને દુઃખ દઇ શકે તો પછી તેનાથી ડરવાની શું જરૂર! સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, બ્રહસ્પતિ, શુક્ર, શનિ ને રાહુ,

કેતુ એ જે નવગ્રહ તે બધા આટલા દિવસથી હયાતિમાં છે છતાં અત્યાર સુધીમાં એકેય ગ્રહે પોતાના કર્મનો ભંગ કરવાની હિંમત કરી છે? જેમકે સૂર્યને દિવસે પૂર્વ દિશામાં ઉગી પશ્ચિમમાં આથમવાનું છે ને ચંદ્રને કહેલા નિયમ પ્રમાણે ઉગી પૂર્ણીમાયે પૂર્ણ-કલા કરવાનો અને અમાવાસ્યાયે દરેક કલાનો નાશ કરવાનો ધર્મ છે. એ ધર્મ (કર્મ)માંથી અત્યાર સૂધીમાં તેમણે કદી તે સ્થિતિનો ભંગ કર્યો છે? જો નથી કર્યો તો તે બીજાને શું કરી શકે? ને તેવીજ રીતે બીજા ગ્રહોનું સમજવાનું. પણ અત્યારે માણસો બ્રાહ્મણોની પાસે પોતાને નડતા ગ્રહો જોવડાવી તેની શાંતિ કરાવી ( જપ કે હોમ અને દાન દક્ષણા કે બ્રહ્મ ભોજનોથી ) અંતરથી સારૂં થઇ ગયું માને છે, અને પહેલાંની પેઠેજ દુઃખી થાય છે. એથી ખગોળ વિદ્યા ખોટી નથી, કે એ બીજગણીત ખોટાં નથી પણ તેમાંથી ગ્રહોની નડતરનાં ધતીંગ કાઢી મનુષ્યોને બીવરાવવામાં આવે છે તે ખોટું છે ખરી રીતે તો ગ્રહોની નડતરના જરાક સંશયવાળા માણસોનેજ દુઃખ થાય છે શ્રુતી કહે છે કે; **संसयात्माविनष्यति**; જ્યાં સંશય છે ત્યાં સાચું ભાસે છે એટલે બ્રાહ્મણો સાચું ઠોકી બેસાડી તેને વધુ ગભરાવે છે અને ચિંતા રૂપી નવા દુઃખની ઉત્પત્તિ કરાવે છે ને તેની પાસે જપાદી કરાવી તે દ્વારા પુણ્ય માર્ગને પોષી તેની સંશય-ની નિવૃત્તિ કરે છે. જપ કરાવવાથી તેનું મન માને છે કે ગ્રહોની શાન્તિ થઇ અને તેથીજ હાલમાં નવાં નવાં નીકળેલાં શાસ્ત્રો માટે એમ મનાય છે કે બ્રાહ્મણોએ પોતાનું પેટ ભરવા એ બધું ઠોકી બેસા-ડયું છે. મનુસ્મૃતિ સિવાયની બીજી સ્મૃતિઓમાં સત્ય કરતાં અસત્ય વધારે છે એમ કહેનારા પોતેજ સત્યને શોધી શકતા નથી અને કહે છે કે તેમાં જે સત્યો રહ્યાં છે તેટલાનુંજ ગ્રહણ કરે તો કંઇ વાંધો ન આવે પણ આજ કાલ તો તેમાં સત્ય અને અસત્ય કેટલું છે તે જાણનાર અને કહેનાર થોડા છે. અને બધાં શાસ્ત્રો ખરાં છે એવું મનાવનારાઓજ વધારે છે. પણ હેતુ સમજનારા ઓછા છે. માટે

તેમનાથી સાવચેત રહેવું જોઇએ અને તેમાંનું સત્ય શોધતાં તેના અસત્યની જાળમાં ફસાઇ ન જવાય એની પુરેપુરી ખબર રાખવી જોઇએ.

સૃષ્ટિની ઉત્પત્તિની વેદમાં, સાંખ્યમાં અને બીજાં શાસ્ત્રોમાં જુદી જુદી રીતે વર્ણવી છે. જો એકજ સૃષ્ટિનું વર્ણન એકજ વિદ્યાના અભ્યાસથી કરવામાં આવે તો પછી આવી જુદી રીતો શી રીતે ઉદ્દભવે એથી પણ સિદ્ધ થાય છે કે દરેક શાસ્ત્રોમાં જુદી જુદી ભાવનાઓ હોવી જોઇએ. હશે એ બધું જવા દઇએ! પણ એટલું તો ખરૂં છે કે ખરડાએલો પગ કયાં ખરડાયો કે શાથી ખરડાયો એ જોયા કરતાં પગ ખરડાયો માટે ધોઇ નાંખવો એ ધ્યાન રાખે તો ઠીક થાય. અથવા જેમ સ્વપ્નની સૃષ્ટિનો નાશ કરવા મશીનગનો માંડવાની જરૂર નથી પરંતુ જાગ્રત રહેવાની જરૂર છે. તેજ પ્રમાણે સત્ અસત્ જાણવા માટે ખરા જ્ઞાનની જરૂર છે. આમ ખરા ખોટા જ્ઞાનની સમજ ન પડવાથી જગતમાં ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અને અતિ કનિષ્ટ એમ ચાર રીતે કર્મો થવા માંડયાં વળી વર્ણાશ્રમ પણ ચારજ ગણાય છે જે બ્રાહ્મણો છે તેમણે ઉત્તમ કર્મોનો સ્વિકાર કર્યો. ક્ષત્રીઓએ મધ્યમ કર્મ ગ્રહણ કર્યા કનિષ્ટ કર્મને વૈશ્યોએ આચારમાં મૂકયાં ને અતિ કનિષ્ટ કર્મ શૂદ્રોએ ગ્રહણ કર્યા અથવા તો અંતરમાં જે ચાર...(૧) મુક્ત (૨) મુમુક્ષુ (૩) વિષયી ને (૪) પામર, ભાવો છે તેમાં પણ ચાર વર્ણના ભાવ સમાયેલા છે; મુક્ત ભાવવાળો બ્રાહ્મણ છે **ब्रह्मजानाति ब्राह्मणाः** । મુમુક્ષુ છે તેવે ક્ષત્રિય છે. વિષયી જીવો વૈશ્ય ગણીએ ને પામર જીવો શૂદ્ર તરીકે ઓળખાયે. આ વર્ણવ્યવસ્થાનો મન જોડે ખાસ સંબંધ છે. અને ઉપરની વર્ણવ્યવસ્થાનો શરીર સાથે સંબંધ છે. હવે એમ માનો કે જન્મે બ્રાહ્મણ હોય ને બહુજ નઠારાં કર્મ કરતો હોય તો તેને શું બ્રાહ્મણ કહેવાશે? જોકે તે બ્રાહ્મણ કહેવાય પણ કર્મથી તો ચાંડાલત્વને પામ્યો ગણાય એટલે કર્મચંડાલ કહેવાય; અથવા બીજી રીતે કહીએ તો એક બ્રાહ્મણ છે તે જન્મે બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણ તો

છે પણ માનો કે નીચ કોમનું ખાય પીએ છે ને નીચાં કર્મો કરે છે તો બ્રાહ્મણ જ્ઞાતિમાં તેને તમે જમાડી શકશો ? જો નથી જમાડી શકતા તો પછી તે બ્રાહ્મણ શી રીતે ગણાશે. આવીજ રીતે બધી વર્ણનું સમજવું.

ધર્મના પાલન માટે પણ આજ બાબત ! બાપ અથવા દાદાનાં કર્મોજ દીકરો નથી કરતો, બાપદાદાએ અનાજનો વહેપાર કર્યો હોય તો દીકરો કાપડની દુકાન કરી કમાઇ શકે છે ! તે વખતે દીકરાને એવો વિચાર ન થવો જોઇએ કે મારા બાપે અનાજની દુકાન નાંખી તો પછી વધુ પૈસા મળે છતાં મારાથી કાપડની દુકાન કેમ કરીને નંખાય; તો પછી એ વાત પણ રાખવી જ પડે કે તમારા બાપદાદા ગરીબ સ્થિતિ ભોગવી ગયા હોય ને ભાગ્યવશાત્ કોઈ વારસો મળવાથી યા બીજી રીતે તમે પૈસાદાર થાઓ તો તમારે તે પૈસા ફેંકી દેવા જોઇએ ! કારણ કે જો તમે તમારા બાપદાદાએ જે નથી કર્યું તે ન જ કરી શકો તેમ હોય તો તમે પૈસાદાર ન જ થઇ શકો ! અથવા બીજી રીતે આપણા બાપદાદા આંધળા હોય તો આપણે આંધળા થએ જ છુટકો ! આમ ધર્મ પાળવામાં આપણા બાપદાદાનો ધર્મ આપણે ઘણા લાજ શરમથી નથી છોડી શકતા પછી ભલે તે ખોટો હોય તો તે ખોટું કહેવાય, બાપનો કુવો હોય તેમાં ડુબી મરવાનું ન હોય તે તો ફક્ત પાણી પીવા ને ન્હાવા માટે જ છે. તેમ બાપદાદાને સારો ધર્મ ન જડયો તેથી તેઓ ઉંધે રસ્તે ચાલ્યા અને આપણને ખરો રસ્તો મળ્યો તો પછી શું તે મૂકી આપણે પણ જાણીને તે માર્ગે ગોથાં ખાવા જવું ? બાપ નઠારી ચાલનો હોય કે વ્યસની હોય કે પાખંડ વગેરે અનેક દુર્ગુણોથી ભરપુર હોય, તો શું આપણે પણ તેવા અવગુણો ધારણ કરવા એથી બાપદાદાનું નામ અમર રહેશે કે તેનાં પણ કર્મોને ધોઇ નાખે એવાં સારાં કર્મો કરવાથી નામ અમર થશે તેનો જરા વિચાર કરો અને તમારા બાપદાદાના ખોટા કે મિશ્રિત ધર્મને બાજુપર મૂકી ( વિસારી દઇ )

પોતાનું આત્મદર્શન કરાવે એવા ધર્મનું પાલન કરો ! એવા ધર્મનેજ સ્વધર્મ કહે છે અને જે માયોપાધિક જાળમાં નાંખી ભવાટવિમાં અથડાવે તે પરધર્મ કહેવાય છે. નહિ કે બાપદાદાએ પાળેલા ધર્મો સ્વધર્મ અને બીજા પરધર્મ કહેવાય. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પણ એજ પ્રમાણે કહે છે કેઃ—

**श्रेयान स्वधर्मो विगुणः परधर्मोत्स्वनुष्ठितात्**
**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

ભગવદ્ ગીતા. અ. ૩ શ્લોક૩૫

**अर्थः**—માટે સુખથી આચરી શકાય એવા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો અને કઠણ દેખાય તોપણ સ્વધર્મજ વધારે શ્રેયકારક છે સ્વધર્મ આચરતાં મરવું તે પણ કલ્યાણકારક છે જ્યારે પારકો ધર્મ તો ભયકારકજ છે.

માટે આત્મજ્ઞાન આપનારો જે ધર્મ હોય તે ધર્મનું સહૃદય પાલન કરવુ ને એમ કરતાં જે દુઃખો આવે તે સહન કરવાં અને સ્વ-વર્ણાશ્રમમાં રહી શ્રેય સાધવું.

કેટલાકો એમ કહે છે પરમાત્માના મુખથી બ્રાહ્મણો થયા. બાહુથી ક્ષત્રી થયા,ને ડુંટીને ઝાંગ વચ્ચેના ભાગથી વૈશ્ય પેદા થયા ને પગથી શુદ્ર થયા. એટલે કે પ્રભુનું જે વિરાટ સ્વરૂપ છે તેનું મુખ તે બ્રાહ્મણ છે. બાહુ તે ક્ષત્રિય છે. ઉરૂ (પેટથી જાંગ સુધીનો ભાગ) તે વૈશ્યો છે ને પગ તે શુદ્ર છે. આમ મળીને વિરાટ રૂપ થાય છે.

જો આ સાચી વાત હોય તો પરમાત્મા શરિરવાળા થયા. અને શરિરવાળા થયા તે બધા માયિક ભાવમાં બદ્ધ (બંધાએલા) છે એટલે પરમેશ્વર માયિક વિકારવાળા થયા. તો પછી તેમને નિરંજન નિરાકાર, નિર્ગુણ, અખંડાનંદ, વગેરે વિશેષણથી શી રીતે કહેવાય કારણ કે આમાંથી એક નિરંજન શબ્દજ લઇએ. તે શબ્દમાં **निर्+अंजन** આમ બે ભાગ છે, હવે **अंजन**નો અર્થ માયા થાય

છે ને **निर्** એટલે વીનાના એટલે નીરંજનનો અર્થ માયાવિના-ના એમ થયો. જો પ્રભુ માયા વિનાના થયા તો પ્રભુને માયિક પંચ મહાભૂતથી તૈયાર થતું જે શરીર તે શી રીતે પ્રાપ્ત થયું કારણ કે ઇંદ્રિયોવાળો પુરૂષ અજન્મા પણ કહેવાય નહિ ! ત્યારે આ શું સમજવું, જો પ્રભુ માયિક ભાવવાળા માનો તો પછી તેમની સર્વો-પરિ સત્તાનો લોપ થાય અને જો દેહ વિનાના માનો તો તેમના ચાર અંગોમાંથી ચાર વર્ણો પેદા થવાનું જે કહ્યું તે ખોટું છે એમ કહેવું પડે. હવે ઘડીભર તમારૂં કહેવું માની લઇએ કે પ્રભુ શરીરવાળા હતા ને તેમના ચાર અંગોમાંથી ચાર વર્ણ પેદા થઈ અને છતાં પ્રભુ સર્વોપરિ સત્તાવાળા રહ્યા પણ ખરી રીતે તેમ નથી; પણ પોતે વ્યા-પક અખંડ અને પૂર્ણ સ્વરૂપ છે એટલે ચાર વર્ણ તેમનાં અંગ ગણાયાં; હવે અત્યારે પણ તમે જેમને પૂજો છો અને અત્યાર સુધી જગત જેમના પગમાં પડતું એવા રૂષિ મુનીઓમાં ગણાતા વેદવ્યાસ, જાબાલી, વિશ્વામિત્ર, વાલ્મિકિ, માતંગ અને વસિષ્ટ આદિ રૂષીને આજે આપણે રૂષી મુનીઓમાં ઊંચી પદ્દીવાળા ગણીયે છીએ પણ તે બધા કોણ હતા તે જાણવાનો પ્રયત્ન કરતા નથી. વેદ વ્યાસ માછણને પેટે અવતર્યા હતા, જાબાલી રૂષિ પોતે નીચ જાતિના હતા, વિશ્વામિત્ર ક્ષત્રિય હતા, વાલ્મિકિ મુની ભીલ્લ જાતિ-ના હતા, માતંગ રૂષિ ચંડાળ જાતિના હતા અને વશિષ્ઠરૂષિ પોતે વેસ્યાના પુત્ર હતા. જો તમે પ્રભુના મુખમાંથી થયા એજ બ્રાહ્મણ એમ માનતા હો તો પછી તે બ્રાહ્મણનાં કર્મો ગમે તે પ્રકારનાં હોય તો પછી આ રૂષિ મુનીઓને તમે શું માનો છો તે જરા કહેશો ? આમ તમે નથી રહ્યા ઘરના કે નથી રહ્યા ઘાટના. હંસની ચાલ ચાલવા જતાં કાગડો પોતાની ચાલ પણ ભૂલી ગયો તેમ બે ચાર ધર્મોના મિશ્રણમાં તમે ગોટાળે ચઢી તમારૂં બુરૂં કરવા બેઠા છો માટે જરા વિચાર કરો કે સત્ય શોધો કે જેથી શ્રેય સાધી શકાય. જેઓ સત્ય સ્વરૂપે સ્થિત થએલા તપ અને જ્ઞાન વડે મહાન પદ પ્રાપ્ત કરી રૂષિ

પદ પ્રાપ્ત કર્યું છે ને નિજાત્મસત્તા જાગ્રત કરી પોતાને આસને બેઠાં-બેઠાં જેઓ અનંત બ્રહ્માંડનાં જડ ને ચૈતન્ય સર્વની સાથે મૌનપણે વાત કરી શકે છે. એવા મહાન સાત્વિકી પુરૂષો મુની કહેવાય છે ને એવા ઋષિ મુનીઓના દાખલા આપી તમને તમારે સ્થાનેથી પદભ્રષ્ટ કરવાની ઇચ્છા નથી પણ સત્ય શું છે તે બતાવવા માટેજ આ પ્રયત્ન કર્યો છે તે જોઇ શકાશે; માટે નકામું અભિમાન ને મમત્વ છોડી સારા સારનો વિચાર કરો. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે વર્ણવ્યવસ્થા ગુણ અને કર્મથીજ સિદ્ધ થાય છે.

બ્રાહ્મણનાં કર્મો કહેતાં નીચેનો શ્લોક યાદ આવે છે કે.

**अध्यापनमध्यनं यजनंयाजनं तथा**
**दानं प्रति गृहश्चेति षट्कर्माणीति उच्यते ॥**

**અર્થઃ**—ભણવું ને ભણાવવું, યજ્ઞ કરવા ને કરાવવા, દાન દેવું ને લેવું. એ છ કર્મો બ્રાહ્મણનાં કહેવાય છે.

હવે અભ્યાસ તે કહેવાય કે જે ભણવાથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થઇ મોક્ષપદ મળે. ને યજ્ઞ કર્યો કહેવાય તો જે માણસ મન અને ઇંદ્રિયોને ખરાબ રસ્તે ન જવા દેતાં કેવળ સત્યનુંજ ગ્રહણ કરે તેજ ખરો યજ્ઞ છે. જેમ બાહ્ય શુદ્ધિ માટે પાણીની જરૂર છે તેમ અંતર શુદ્ધિ સત્ય જ્ઞાનથીજ થાય છે. આમ આત્મજ્ઞાનનો પ્રકાશ કરી ચીત્ત રૂપી સમધિ ( લાકડાં ) ની આહુતિ આપવી તેનેજ યજ્ઞ કહે છે બાકીના તો નામનાજ યજ્ઞ છે. ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણ પણ યજ્ઞ માટે આ પ્રમાણેજ છે.

**श्रोता दिनींन्द्रियाण्यन्ये संयमाग्निषु जुहवति**
**शब्दादोन्विषयानन्य इंद्रियाग्निषु जुहूवति ॥**

ભગવદ્ગીતા અ. ૪. શ્લોક ૨૬

**અર્થઃ**—કેટલાક કાન વગેરે ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિમાં હોમે છે. તો કેટલાક શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોરૂપ અગ્નિમાં હોમે છે.

આ ઉપરાંત

**सर्वाणीन्द्रिय कर्माणि प्राणकर्माणि चापरे**
**आत्म संयम योगाग्नौ जुह्वति ज्ञानदीपिते**

ભગવદ્દગીતા અ. ૪ શ્લો. ૨૭

**अर्थः**—કેટલાક ઇંદ્રિયો તથા પ્રાણનાં સર્વ કર્મોને જ્ઞાન વડે પ્રજ્વલિત થએલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે.

ઉપર પ્રમાણે યજ્ઞના અર્થ શાસ્ત્રોમાં પણ મન અને ઇંદ્રિયોના સંયમ રૂપ બતાવ્યા છે. માટે અત્યારે થતા યજ્ઞો કરતાં એ યજ્ઞો જ ખરા છે ને સારા છે. દાનને માટે પણ અત્યારે તો પોતાનાં સગાંને અથવા પોતાનું અમુક રીતે કામ કરનારનેજ દાનો અપાય છે. ને તેની મહતા પણ ગણાય છે પણ દાન માટે શ્રી કૃષ્ણે ભગવદ્દગીતામાં નીચે પ્રમાણે કહ્યું છે કેઃ—

**दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे**
**देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥**

ભગવદ્દગીતા અ. ૧ શ્લોક ૨૦

अर्थः—પોતાનું કર્તવ્ય માનીને દેશ, કાળ અને પાત્રનો વિચાર કરીને તથા પોતા પર ઉપકાર ન કરનાર તથા બદલો ન વાળી શકનારને જે દાન આપવામાં આવે છે તેજ સાત્વિક દાન કહેવાય છે. અને તેજ ખરૂં દાન છે ને તેજ દાનની મહત્તા છે. આમ બ્રાહ્મણનાં જે છ કર્મો ગણાવ્યાં છે તે વિશે જરા વિસ્તારથી કહ્યું છે. અને બ્રાહ્મણો જે ત્રિકાળ (ત્રણ વખત) સંધ્યા કરે છે તે યોગ્ય છે કે નહીં; બેજ વખત સંધ્યા કરવાની જરૂર છે. અને તે સવાર ને સાંજ, બપોરે સંધ્યા કરવા માટે કંઇ નિર્ણય થતો નથી કારણ કે રાત્રી અને દિવસનું જોડાણ એટલે સંધી સવારે ને સાંજેજ થાય છે. બપોરે થતું નથી. અને જો બપોરનું તમો માનો તો રાત્રીના બાર વાગ્યે પણ સંધ્યા કરવી જોઈએ વળી પ્રહરે પ્રહરે પણ વખત બદલાતો

હોવાથી સંધ્યા કરવી જોઇએ પણ તેમ નથી થતું માટે બે વખતની સંધ્યા ખરી છે? ભાઇ સંધ્યા કરવી એ દીવસ—રાત્રીની સંધીને લઇને કરવાની નથી; પણ સંધ્યા તો નિત્યની પરિચર્યાના પ્રાયશ્ચિતરૂપ છે; જુવો સંધ્યા કરવાથી પુણ્ય ન થાય પણ પાપ ન લાગે. તેમ સંધ્યા ન કરે તો પાપ લાગે; એટલે જે નિત્યનાં કાર્યોમાં પ્રાયશ્ચિતો થાય છે તેનું નિવારણ કરી શુદ્ધ રહેવા માટે સંધ્યા છે. તે રાત્રીનું થયેલું પ્રાયશ્ચિત પ્રાતઃસંધ્યાથી નિવૃત્ત થાય છે ને દિવસનું પ્રાયશ્ચિત સાયંસંધ્યાથી નાશ પામે છે; પણ જન્મથી ઉપવિત ધારણ કરતા સુધીની અજ્ઞાનાવસ્થામાં થયેલું પાપ તથા ઉપવિત ધારણ કર્યા પછી કરેલા કર્મોના લોપનું પ્રાયશ્ચિત તેના નિવારણાર્થે મધ્યાહ્નસંધ્યા કરવાની આવશ્યક્તા છે; પણ દીવસ ને રાત્રીની સંધીને લઇને સંધ્યાનો વિધી નથી; માટે આમ કર્ત્તવ્યપરાયણ થઈ પરનિંદાનો ત્યાગ કરી રાગ અને દ્વેષ તજવાં અને માન અને અપમાન સહન કરતાં શીખી શોકનો ત્યાગ કરી હર્ષ રાખી પુરૂષાર્થ કરવો જેથી સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે અને મોક્ષ મળે છે.

આ સિવાય ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણે પણ નીચે પ્રમાણે વર્ણનાં કર્મો ગણાવ્યાં છે. જેવા કે,

**ब्राह्मण क्षत्रिय विशां शूद्राणां च परंतप**
**कर्माणि प्रविभक्तानि स्वभाव प्रभवैर्गुणैः ॥**

ભગવદ્‌ ગીતા. અ. ૧૮ શ્લો ૪૧.

**અર્થઃ**—હે પરંતપ! બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈસ્ય તથા શુદ્રનાં કર્મો પણ તેમના સ્વાભાવિક ગુણો પ્રમાણે જુદાં જુદાં હોય છે આમ કહીને શ્રી કૃષ્ણ બ્રાહ્મણના કર્મ માટે કહે છે. કે

**शमोदमस्तपः शौच क्षान्तिरार्जवमेव च**
**ज्ञानं विज्ञानमस्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

**ભગવદ્‌ ગીતા અ. ૧૮ શ્લો. ૪૨**

**અર્થઃ**—શમ ( મનોનિગ્રહ ), દમ ( ઇંદ્રિયનિગ્રહ ), તપ પવિત્રતા, ક્ષમા, સરલતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન અને આસ્તિકતા એ બ્રાહ્મણનાં સ્વભાવ જન્ય કર્મો છે.

હવે ક્ષત્રિયના કર્મો ગણાવતાં શ્રી કૃષ્ણ કહે છે કે

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम्**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥**

ભગવદ્ ગીતા. અ. ૧૮. શ્લો. ૪૩.

**અર્થ**—શૌર્ય, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય યુદ્ધમાંથી નાશી ન જવું તે, દાન અને પ્રભુત્વ (મોટું મન રાખવું તે ) એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મો છે.

હવે છેલ્લે છેલ્લે વૈસ્ય અને શૂદ્ર વર્ણનાં કર્મો ગણાવતાં શ્રીકૃષ્ણ કહે છે કે –

**कृषिगोरक्ष्यवाणीज्यं वैश्यकर्म स्वभावजम्**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥**

ભગવદ્ ગીતા. અ. ૧૮ શ્લો. ૪૪.

**અર્થ** –ખેતિ, પશુપાલન અને વહેપાર એ વૈશ્યનાં અને શૂદ્રોને માટે સેવા વિષયનાં કર્મો સ્વભાવજન્ય છે.

હવે દેવયજ્ઞ, પિતૃયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, ને મનુષ્ય યજ્ઞ, માટે જણાવી આગળ ચાલીએ.

દેવ યજ્ઞ એટલે દેવોનું ભજન કરવું તે; પિતૃયજ્ઞ એટલે પિત્રુનું ભજન; વિદ્વાનોનો સમાગમ કરીને અને જ્ઞાનયજ્ઞ, જ્ઞાન પ્રાપ્ત કરવું તે છે.

બ્રહ્મયજ્ઞ એટલે વેદાન્તના તત્વજ્ઞાનના ગ્રંથોનું અવલોકન કરો. નિત્ય વેદાધ્યયન કરવું, અને આત્માને અગ્નિ પ્રાપ્ત કરી.

ચીત્તનો હોમ કરવો તે મનુષ્ય યજ્ઞ, એટલે માતા પિતા અને યોગીઓની સેવા ચાકરી કરવી તે કહેવાય છે. અને તેથીજ

જે કર્મથી પિતૃ એટલે પોતાના વડીલ બાપ, મા વીગેરે પ્રસન્ન થાય અથવા તેમને પ્રસન્ન કરવામાં આવે તેનું નામ તરપણ કહેવાય છે. મુવેલાંની પાછળ કરેલાં મીષ્ટાન્ન ભોજનનું નામ તરપણ નથી અને શ્રાદ્ધ પણ તેનું નામ નથી. શ્રાદ્ધ એટલે તો શ્રદ્ધા વડે જે કર્મો કરવાથી વડીલોની સ્થિતિ થાય તે છે ને વધતી જાય તેનું નામ શ્રાદ્ધ છે.

પણ આ શ્રાદ્ધની બીનાને આજ કાલનાં ધર્મશાસ્ત્રો એ એવાં તો રૂઢ બનાવી દીધાં છે. કે તેમાં કુટાયાજ કરીએ છીએ, ને ખરી વાત ભૂલી જઇએ છીએ. એ શ્રાદ્ધની ક્રિયા માટે યોગદિવાકર નામના ગ્રંથમાં એમ પણ લખ્યું છે કે મનુષ્ય જાતિમાં ત્રણ પ્રકારના ગુણ છે. સાત્વિકગુણ, રાજસગુણ ને તામસગુણ. તેમાં જે મનુષ્યનામાં સત્વગુણ પ્રધાન હોય ને અતિપુણ્ય કર્મવાળો હોય છતાં વાસના યુક્ત હોય તો તે દેવની પદ્વી પ્રાપ્ત કરે છે. ને જે રજોગુણ પ્રધાન મનુષ્ય હોય ને પૂર્ણ વાસનાયુક્ત હોય તો તેને પિતૃયોનીની પ્રાપ્તી થાય છે ને જે માણસ તમોગુણી હોય ને વાસના ભરપુર હોય તે પ્રેતત્વને પામે છે. હવે દેવકોટિને પામેલાંને તૃપ્તી કરવા વેદે નીરમાણ કરેલા યજ્ઞો કરવા જોઇએ અને પિતૃયોનીને પામેલાની તૃપ્તી માટે પિતૃશ્રાદ્ધ કરવું જોઇએ ને પ્રેતોના પ્રેતત્વના વિસર્જનાર્થે સપિંડી શ્રાદ્ધ ઇત્યાદિ કરવું જોઇએ પણ દેવવર્ગનાં શરીરો મનુષ્યો સાથે સંબંધ ધરાવતાં નથી. તેમ પિતૃઓ ભૂતવર્ગનાં ટોળાંમાં જતાં નથી. કદાપી દૂરથી તેમના જોવામાં આવે છે. દેવતાઓ પણ પિતૃઓ સાથે વધારે સંબંધ રાખતા નથી પણ પિતૃઓ દેવો સાથે સારો સારો સંબંધ રાખે છે. તો પછી આપણાં કરેલાં શ્રાદ્ધો તેઓ કેમજ પામી શકે? પણ આ બધું, શ્રાદ્ધ, તરપણ કે યજ્ઞો કરવા માટે ગ્રહસ્થાશ્રમીઓએ ખરો ધર્મ તપાસવો જોઇએ કારણ કે ગ્રહસ્થાશ્રમ એ સર્વથી શ્રેષ્ઠ આશ્રમ છે. ને મોટો આશ્રમ છે તેને નકામો ને ખોટો કહેનાર મૂર્ખ ને અજ્ઞાની છે. કારણ કે ગ્રહસ્થાશ્રમી બ્રહ્મચર્ય, વાન-

ગ્રસ્થ અને સંન્યસ્ત એ ત્રણે આશ્રમોની સેવા કરે છે. અને પાળી શકે છે. વળી એ ત્રણે આશ્રમોની ઉત્પત્તિના સ્થાન રૂપ પણ ગ્રહસ્થાશ્રમજ છે. પણ તેને નીતિ અને સત્ય ધર્મથી ચલાવવાની જરૂર છે. ગ્રહસ્થાશ્રમમાં સર્વ કર્મોની શાંતિ થઇ શકે છે, ને ગ્રહસ્થાશ્રમી પોતાનો ધર્મ સાચવે તો તેનો પોતાના ઘરમાંજ મોક્ષ છે. બહાર જંગલમાં જઇ તપ કરવાની તેને જરાય જરૂરજ નથી. પણ એ ગ્રહસ્થાશ્રમ અજ્ઞાની માટે નથી એ ખરા જ્ઞાની માટે છે કારણ કે જે વિદ્વાન યા જ્ઞાની છે તેજ દેવ છે. અને તે જ્ઞાની સમજે છે કે માતા, પિતા, પુત્ર, સ્ત્રી કે સગાં સંબંધી કોઇ પરલોકમાં સહાય કરી શકતાં નથી ત્યાંતો માત્ર ધર્મજ સહાય કરી શકે છે. માટે ધર્મ રૂપી ધનનો સંગ્રહ કરવો. પ્રાણીનો જન્મ અને મરણ કાળ વખતે તે એકલોજ હોય છે અહીં રહે છે ત્યાંસુધીજ સગાં સંબંધી તેને વીંટળી રહે છે. ને મર્યા પછી તેને બાળી યા દાટી પાછાં ચાલ્યાં આવે છે. પણ તે વખતે ધર્મ તેનો સાથી થાય છે અને તે તેને ત્યાં સહાય કરે છે. પાપ કરીને મેળવેલી પુંજી પાછળથી સગાં સંબંધીઓ ઉડાવે છે છતાં તેનું પાપ તો તે મેળવનારનેજ થાય છે ખાનારને નહિ, ને તેનો જવાબ તેને પરલોકમાં આપવો પડે છે. આથીજ કહેવું પડે છે કે ગ્રહસ્થાશ્રમ એ ખરા જ્ઞાની માટે છે. અજ્ઞાની માટે નથી અને તેથીજ ગ્રહસ્થાશ્રમમાં રહ્યો છતાં જે પુરૂષ ધર્મનેજ મુખ્ય માને અને એ ધર્મથીજ પોતાનાં પૂર્વ પાપોને ધોઇ પવિત્ર બને તે પુરૂષને ધર્મ ચારે બાજુએથી પ્રકાશમાન કરે છે. અને એ તેજના પ્રકાશથી તે વધારેને વધારે ઉંચો ચઢી ઇશ્વર સન્મુખ જવાને માટે સમર્થ થાય છે.



# મૂર્તિ–પૂજા

મૂર્તિ પૂજાનો વિધિ વેદને આધારે શાસ્ત્રમાં વર્ણવ્યો છે એમ કહેનાર જુઠો છે. મૂર્તિપૂજા તો આધુનીક વખતથી થએલી છે. કોઇ કહેશે કે મૂર્તિ પૂજા નીચેના પ્રશ્નોના કારણે માનવાનું જરૂર મન થાય છે.

અજ્ઞાની—મુર્તિનું સ્વરૂપ શાંત છે ને તેની ધ્યાનસ્થ સ્થિતિ જોઇ મનુષ્યો તે પ્રમાણે કરે માટે મૂર્તિની માર્ગદર્શક તરીકે જરૂર છે.

જ્ઞાની—જીવ ચૈતન્ય છે ! ને મૂર્તિ જડ છે તો શું જીવ જડ થઇ જશે ?

અજ્ઞાની—પરમાત્મા નિરાકાર છે ને તે ધ્યાનમાં આવતો નથી માટે મૂર્તિની જરૂર છે.

જ્ઞાની—જ્યારે પ્રભુ નિરાકાર કહો છો ત્યારે તેની મૂર્તિજ કેમ થઇ શકે. જેનો આકાર નથી તેનો આકાર તમે કઇ રીતે બતાવી શકો ? તમે કૃત્રિમ અને જડ મૂર્તિ બનાવો એના કરતાં એ પ્રભુ એ બનાવેલાં કુદરતિ ચૈતન્ય પદાર્થોને જોઇને તમને વધારે ઇશ્વર ધ્યાનમાં ન આવત ? એના કરતાં તમે એમ માનો કે પ્રભુ મારી પાસેજ છે ને મારા બધાં કર્મો જુએ છે તો તમોને પ્રભુનો વધારે ડર રહેશે ને તમે કોઇ પણ ઠેકાણે હશો છતાં તમારાથી ખોટું કામ નહિ થઇ શકે ! પણ તમે મૂર્તિમાં જ પ્રભુને માનતા હશો, તો તો જે ઘરમાં મૂર્તિ પધરાવી હશે તે સ્થાને જ તમે ખોટાં કર્મ નહિ કરો ને પ્રભુથી દૂર ખસ્યા એટલે "ક્યાં પ્રભુ જુએ છે" કહીને કંઇકને ગળે છરી મૂકશો, આમ સાકર ! સાકર ! કહેવાથી મીઠાશ નહિ આવે પણ ખાધાથીજ આવશે ! તમે કોઇ એમ કહેશો કે મૂર્તિ પૂજા એ તો પ્રભુ મેળવવાનું પહેલું પગથીયું

છે તો કહેવાનું કે આપણી સાત પેઢીથી દરેક એમજ કહેતા આવે છે કે પ્રભુતો સર્વવ્યાપી છે પણ મૂર્તિપૂજા ને તો ત્યાં પહોંચવાના પગથીઆ તરીકે માની અમે મૂર્તિપુજા કરીએ છીએ તો આમ કેટલી પેઢી સુધી મૂર્તિપૂજાના પહેલા પગથીઆ ઉપર આપણે રહેવાનું છે. જ્યાં ઘણાં પગથીઆં ચઢવાનાં હોય ત્યાં પહેલે પગથીએ રાત પાડીએ તો બીજાં પગથીઆં ક્યારે ચઢી રહીશું. કારણ આમ જો મૂર્તિપૂજા પગથીયું છે તો પછી કોઇપણ જન્મે તમને મોક્ષ મળનાર નથી કારણ કે સાત પેઢીથી તે પગથીયું છે ને હજી સાત પેઢી પગથીયું રહેશે આમ પગથીએજ પડયા રહીશું તો પછી ઘરમાં તો જવાશે જ નહિ, એટલે મોક્ષ નથીજ મળવાનો. દરેક વસ્તુની જગતમાં હદ હોય છે પણ આ મૂર્તિપૂજા રૂપ પહેલા પગથીઆની તો હદજ નથી જડતી. આપણે કહીએ કે પ્રભુ તો સર્વવ્યાપી છે, અને તેથી તે મૂર્તિમાં પણ છે તેથી તેમાં ઇશ્વરની ભાવના કરીએ છીએ ને તેને માનીએ છીએ.

જો આ તમે કબુલ રાખતા હો તો સર્વવ્યાપી પ્રભુને એક કાષ્ટ પાષાણ કે ધાતુની મૂર્તિમાં સમાવી દઇ એક ઘરમાં બેસાડી મૂકો એ ઇશ્વિરનું કેટલું બધું અપમાન કરવા જેવું છે, એટલે મૂર્તિની પૂજા કરીને તમે પ્રભુની પૂજા નથી કરતા પણ પ્રભુની જે માયા તેનું જે કાર્ય તેના નિમિત્ત રૂપ જે મૂર્તિ તેની પૂજા કરો છો ને જુઠું બોલો છો કે અમે વ્યાપક પ્રભુની પુજા કરીએ છીએ. કરો છો પત્થર પૂજાને નામ પ્રભુ પુજાનું લ્યો છો કારણ જ્યારે તમે પૂજા કરવા બેસો છો ત્યારે તમારૂં મન ને તમારી ઇંદ્રિયો તે બહારના વિષયો પ્રત્યે ધ્યાન રાખે છે. જેમ નિશાળનો માસ્તર જે ખુરસી કે ટેબલ ઉપર બેસીને વિદ્યાર્થીઓને ભણાવતો હોય છે તે ખુરસી કે ટેબલ હોવા છતાં માસ્તરની ગેરહાજરીમાં છોકરાઓ તોફાન કરે છે પણ માસ્તર આવતાં જ સીધા બેસી જાય છે. તેમ તમે મૂર્તિમાં પ્રભુ માનવાનું કહો છો પણ તેને ખાલી લાકડાનું ખોખું ધારી

અથવા એક બલા વળગી હોય તેમ તેને નવરાવવાની ને ફળફૂલ ધરવાની ક્રિયા કરો છો. કારણકે તે એ ક્રિયા કરતાં પણ જો તમારા વ્યવહારિક કાર્યમાં સારો માઠો પ્રસંગ બને તો તુરત તમે એ મૂર્તિની સામે બેઠા બેઠાજ વ્યવહારનું કાર્ય કરવા મંડી જાઓ છો એજ બતાવે છે કે તમે મૂર્તિમાં પણ પ્રભુ છે એમ નથી માનતા નહિ તો વિદ્યાર્થીઓને એક માસ્તરની જેટલી આમન્યા પાળવી પડે છે અને તે પોતાના પેટ ભરવાના ધંધા–( જ્ઞાન ) ને માટે, તો પછી મોક્ષ જેવા અમુલ્ય સ્વાર્થને માટે જે પ્રભુની પૂજા કરતા હોઇએ તેની જરા પણ આમન્યા ન પાળવી એ કયાંનો ન્યાય ? પણ એનો એજ અર્થ છે કે મૂર્તિમાં પણ આપણે પ્રભુ પણું નથી માનતા ફક્ત મોંઢેથી બોલી જઇએ છીએ એટલુંજ !

એક પ્રશ્ન—હમો મૂર્તિમાં પ્રભુની ભાવના કરીએ છીએ અને હમો જ્યાં ભાવના કરીએ છીએ ત્યાં પ્રભુ સિદ્ધ થાય છે.

હવે જેવી પ્રભુની ભાવના એવીજ બીજી બધી ભાવનાઓ હોય. જે પ્રભુની ભાવના કરી પ્રભુ સિદ્ધ કરી શકે તે બીજી ભાવનાથી બીજું પણ સિદ્ધ કરે તો પછી હું આપને નમ્ર વિનંતી કરૂં છું કે આપ કાચના કટકામાં હીરા, માણેક ને મોતીની, પાણીમાં ઘી અને દૂધની અને ધૂળમાં લોટની ભાવના કરી તેના રોટલા બનાવી જમો જેથી તમારી ભાવના સિદ્ધિની ખબર પડે ! તમો કોઇ દિવસ દુઃખી ન થવાની ને સુખી થવાની ભાવના કરો છો છતાં તમે ઘણી વખત દુઃખી જણાઓ છો તેનું શું કારણ ! આંધળો દેખવાની બહુજ ભાવના કરે છે છતાં જન્મભર આંધળો રહે છે તેનું શું કારણ ? કોઇ મરવાની ભાવના નથી કરતું છતાં બધાં મરી પણ જાય છે આથી એટલું તો સિદ્ધ થાય છે કે તમારી ભાવનાઓ ખોટી છે. ખરી ભાવના તો એ કહેવાય કે જે જેમ છે તેને તેમ માનવું. જેમ કે પાણીને પાણી, અગ્નિને અગ્નિ, પત્થરને પત્થર માનવો. વળી વધારામાં એક વધુ પુરાવો આપું કે

## સાખી.

ઇમાન રાખીને આકડો વાવે, પ્રબળ પાણી પાય
બાર માસ સેવા કરે, ફળફૂલતો થાય
ફળફુલ તો થાય પણ કેવાં, દેખીતાં તો કેરી જેવાં
કહે ચુનીલાલ કેરીનો સ્વાદ ન આવે.
ભલે ઇમાન રાખીને આકડો વાવે—

જો આમ ઇમાન ફળતું હોય તો આકડાની કેરી કેમ નથી થતી ?

પ્રશ્ન—અમો મૂર્તિને વેદના મંત્રોથી આવાહન કરીએ છીએ એટલે તે મંત્રના આધારે દેવ આવે છે ને વિસર્જન કરીએ છીએ એટલે ચાલ્યા જાય છે.

જવાબમાં કહેવાનું કે પ્રથમ પહેલું તો વેદમાં મૂર્તિ પુજાનું કંઇ છે જ નહિ. તેણે તો પરમાત્માને નિરાકારજ માન્યા છે તો પછી મૂર્તિના મંત્રો કયાંથી આવ્યા. વેદ એજ ધર્મ અને તેનાથી વિરૂદ્ધ તે અધર્મ છે એમ જો માનીએ તો બ્રહ્માથી જૈમિની રૂષિ સુધી ઠીક ચાલ્યું ને ત્યારપછી આ બધો મંત્રતંત્રનો ગોટાળો પેઠો છે. જો તમારા મંત્ર તંત્ર સાચાજ હોય તો મૂર્તિ ચેતન કેમ નથી થતી. વળી તમે કહો છો કે મૂર્તિમાં પ્રભુનું આવાહન કરો છો ત્યારે આવે છે ને વિસર્જન કરો છો ત્યારે જાય છે તે પરથી એટલું તો ચોક્કસ થયું કે પ્રભુ એકદેશી છે. તે સિવાય આવજા ન હોઇ શકે. જો એ સર્વદેશી હોય સર્વવ્યાપક હોય તો તેને કયાંઈ આવવા જવાપણું રહેતુંજ નથી. જેમ અણુઅણુંમાં તે રહ્યો છે તેજ રીતે એ કાષ્ટની મૂર્તિમાં પણ તે હોયજ તો પછી આવાહન અને વિસર્જન શેનાં અને કોને ? ને આથીજ અવતારોને પણ અમે ખોટા માનીએ છીએ. કારણ અવતારમાં પ્રભુ હોય તો બીજે પછી કયાંઇ પ્રભુ નથી રહેતા ? પ્રભુ તો આપણા હૃદયમાં છે તેવો

એ અવતાર ધારણ કરનારનામાં હોવો જોઇએ તો પછી તેનેજ સર્વ-દેશી પ્રભુ માની પૂજવાનું કેમ બને! જેને આપણે આપણી આંખોથી એકદેશી જોઇએ છે આપણા જેવો મનુષ્ય ને રાગ દ્વેષથી ભરેલો ભાળીયે છીએ તેને નિર્ગુણ ને નિરંજન નિરાકાર કહી સર્વદેશી તરીકે શી રીતે પૂજી શકીએ? ઠીક. કદાચ માનો કે તમે આવાહન વિસર્જનથી પ્રભુને લાવી લઇ જઇ શકો છો તો તમે તમારા બાપ દાદાના મૃત્યુ પછી તેમનાં આત્માને આવાહનથી પાછો કેમ નથી લાવી શકયા ને તમારા શત્રૂઓના જીવને વિસર્જનથી કેમ મોકલી દઇ શકયા? માટે એટલું તો ચોક્કસ છે. કે તમે કંઇ પણ સમજ્યા વિના આંધળે બહેરૂં કુટાય તેમ કરો છો ને એકે વાત ચોકખી કરતા નથી. બાકી વેદમાં તો મંદિરમાં મૂર્તિસ્થાપનની અને તેમની પૂજા વિધિની કયાંઈ વાત નથી લખી વેદમાં તો ચોકખું એમ લખ્યું છે કે "પરમેશ્વરને બદલે બીજા કોઇને ન પૂજવો, ન માનવો; માટે પ્રભુને બદલે મૂર્તિ કે બીજા કશાને માનવું નહિ!

પ્રશ્નઃ—મૂર્તિ સ્થૂળ શરિરવાળી છે તેથી તેમાં ચિત્ર સ્થિર થાય એટલા માટે મૂર્તિપૂજા કરવાની છે.

ઉત્તરઃ—આ બાબત પણ સાચી નથી. કારણ કે સાકાર વસ્તુ-માંજ મન સ્થિર નથી થતું. કારણ કે તે તેના એક અંગમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજા ચોથામાં એમ દોડતું ફરે છે, પણ નિરાકારનું ધ્યાન કરે તો શક્તિ પ્રમાણે દોડે તો ખરૂં પણ કયાંઇ આશ્ચર્યજનક જોવાનું ન જડે એટલે અંતે સ્થિર થાય. ને આનંદમય બની જાય, બાકી જો સાકારમાં ચિત્ત સ્થિર થયાં હોત તો આખું જગત સ્થિર બની ગયું હોત ને લક્ષ્મી સ્ત્રી પુત્રાદિકમાં ફસાઇને રહેત નહિ. માટે નિરા-કારના ધ્યાનથી ચિત્ત સ્થિર થાય છે તેવું તો સાકારની ઉપાસનાથી નથી થતું. મૂર્તિપૂજા શાસ્ત્ર-પુરાણાદિમાં કેટલીક જગ્યાએ વર્ણવી છે પણ તે અધમ અધિકારીને મધ્યમ સ્થિતિમાં લાવીને ઉત્તમાધિકારી બનાવવાના હેતુએ છે, માટે જ્ઞાનની વૃદ્ધિ કરવી હોય તો

જ્ઞાની પુરૂષોની સેવા ને તેનો સમાગમ કરવો જરૂરી છે. મૂર્તિપૂજા કરવામાંજ કલ્યાણુ માનીને અટકી રહેનાર કોઇ જ્ઞાની થયો નથી. ચૈતન્યવંતા પ્રકટ સંતપુરૂષો છે તે ઇશ્વરનું સ્વરૂપ છે તેમને સેવી તેમની આજ્ઞામાં રહો. મનુ ભગવાને પણુ કહ્યું છે કે વેદોની નિંદા કરે છે, વેદોનું અપમાન કરે છે, વેદો ત્યાગ કરે છે અથવા વેદના નિયમોનું ઉલ્લંઘન કરે છે, તે નાસ્તીક અને અધર્મી છે.

પ્રશ્નઃ—આમ મૂર્તિપૂજા ન કરવા તમે કહો છો તો પછી પંચ દેવની પૂજા કરવામાં તો હરકત નથીને? કારણુ કે તે ઘણા વખતથી વ્યવહારમાં પૂજાય છે.

ઉત્તરઃ—મૂર્તિ એ વસ્તુજ પામર જીવોને માટે છે તમે મૂર્તિ પેદા કરી તેની સેવા કરો તે પહેલાં જ ઇશ્વર તમને સેવા કરવાની મૂર્તિઓ આપે છે પણુ આપણે તે તરફ દુર્લક્ષ કરી મૂર્તિમાંજ બધું માની બેસીએ છીએ. તે ખોટું છે. ઇશ્વરે સેવા કરવા આપેલ માતા, પિતા, ને ગુરૂની જે સાક્ષાત્ ચૈતન્ય સ્વરૂપ મૂર્તિઓ છે તેની સેવા કરો તેમની પાસેથી અનુભવીક જ્ઞાન લ્યો તો જરૂર તમે મોક્ષ મેળવી શકશો.

છતાં બ્રહ્મા વિશ્નુ ને શિવ એ જો પ્રભુ છે એમ માનતા હો તો જુદાં જુદાં સ્વરૂપ ને જુદાં જુદાં કર્મ ક્યાંથી તેમને મળ્યાં. વળી તે સાકાર છે. સાકાર તો નાશવાન ગણાય! જેમ તમે એકજ પ્રભુ છે કહી જુદી જુદી ઘાટની, રંગની ભાવની મૂર્તિઓ કરો છો ને પછી દરેક એકદેશી પંથવાળા પોતાની મૂર્તિમાંના પ્રભુને વધુ ઉંચા ગણે છે તેમ કરો છો તો એ જુદી જુદી મૂર્તિ તમે કયાંથી કાઢી તમને કોણે બતાવી? રામ, કૃષ્ણુ, બ્રહ્મા વિશ્નુ ને શિવ વગેરે પણુ કોઇકની ઉપાસના તો કરતા હતા. શંકર પણુ જંગલમાં જઇ ધ્યાન ધરતા! તો તેઓ સામે કોની મૂર્તિ રાખતા? જો તેઓ મૂર્તિ ન રાખતા તો આજે જે મૂર્તિઓ છે તે સનાતન કેમ કહેવાય! આથી સિદ્ધ થાય છે કે મૂર્તિપૂજા સનાતન નથી ને સત્ય નથી કારણુ કે તમે

જેને પ્રભુ માનો છો તેઓ પણ કોઈક બીજાનું ધ્યાન ધરતા. આથી તેઓ પ્રભુ નહતા એમ તો સાબીત થયું કારણ કે પ્રભુને બીજાનું ધ્યાન શા માટે ધરવું પડે! વળી તેઓ વીનામૂર્તિની ઉપાસના કરતા એથી એમ સાબીતી મળે છે કે પ્રભુનું આકારસ્વરૂપ તે આ બ્રહ્માંડ છે ને પ્રભુનું નિરાકાર સ્વરૂપ તેજ નામ છે, માટે પ્રભુ નિરાકાર નામ સ્વરૂપે, ને સાકાર વિશ્વ છે એ વાત પણ સત્ય બની. છતાં આજે જગત્ જે મૂર્તિપૂજા તરફ ધસમસ્યું જાય છે ને જરાય આગળપાછળનો વિચાર નથી કરતું અને તેથી વિવેક, વિચારનો નાશ થઇ વૈરાગ્ય ને જ્ઞાનપલાયન થાય છે અને આથી શાંતિ પણ નથી થતી. વિવેક, વિચાર વિગેરે તો સત્સંગ અને સદુપદેશથી થાય છે. મૂર્તિનાં દર્શનથી નહિ! જુઓ મહાદેવ, વિશ્નુ આદિની કથામાં લખ્યું છે કે "એઓએ મોટા મોટા રાક્ષસોને મારી નાખ્યા હતા! ત્રિપુરાસુર વીગેરે અનેક રાક્ષસોને મારી નાંખ્યા હતા." તો ભાઇઓ મુસલમાનો સોરઠી સોમનાથ ઉપર ચઢી આવ્યા ને લીંગ તોડી તેના ત્રણ કટકા કરી મક્કા, મદીના ને દીલ્હી મોકલી પગથીઆં તરીકે ઉપયોગમાં લીધા જે હજી પણ કાયમ છે. વળી મુસલમાનોએ કાશીમાં પણ તેવુંજ તોફાન કર્યું હતું, ને મુસલમાનોની ભ્રષ્ટતાથી કંટાળી હિંદુઓએ લીંગને કુવામાં નાંખી દીધું, ને વેણી માધવને કોઈક બ્રાહ્મણના ઘરમાં સંતાડયો. વળી કેટલાકો એમ કહે છે કે કાશીમાં કાળભૈરવ રહેતા હોવાથી ત્યાં જમના દૂતો જઇ શકતા નથી અને પ્રલય કાળ વખતે કાશીનો નાશ થતો નથી. એ જો સાચું છે તો ભાઇઓ આ મુસલમાનો આવ્યા ત્યારે તે કાળભૈરવ કંઇ ગામ પરગામ ગયા હતા! કે મુસલમાનોને હઠાવ્યા નહિ, અરે ભાઇ આ બધી પોખંડલીલા છે કારણ કે પત્થરની મૂર્તિથી કશુંજ થતું નથી. એ તો સાક્ષાત્‌થી થઇ શકે છે. ને આવુંજ ગયાજીના શ્રાદ્ધનું, કલકત્તાની મહાકાળીનું ને જગન્નાથજીના એંઠા પ્રસાદનું સમજવું ને આ બધામાંથી સાર ખેંચી સારાસારનો વિચાર કરી યોગ્ય લાગે

તેજ કરવું. જ્ઞાન ને ઉપાસના દેખાવમાં જુદાંજુદાં છે પણ વસ્તુતઃ બંને એકજ છે. ઉપાસના કે ભક્તિમાં મૂર્તિની જરૂર જ નથી. મૂર્તિપૂજા એ કંઈ પ્રભુની પૂજા નથી જ્યારે તે પ્રભુની પૂજા નથી તો બીજાના ઘરની વસ્તુ તરીકે ગણાતી મુક્તિ તે મૂર્તિ શી રીતે આપી શકે? પણ જરા વિચાર કરો ને તે મૂર્તિ બનાવનારના ધણીને ઓળખવા કોઇ સદ્‌ગુરૂની શોધ કરો, કારણ કે નિર્જીવ વસ્તુમાં પ્રેમ કરવા છતાં તે સામો પ્રેમ બતાવી શકતી નથી.

તેમ મનુષ્ય જન્મ એળે ગુમાવ્યો એટલે લખચોરાશીમાં પડી ચુકયા, ને પડયા એટલે અનેક જન્મો સુધી જડ દેહ જેવા કે ઝાડ, પહાડ, પાણી વગેરે બંધાવાના.

આ બાબતમાં મહાનિરમાણ મંત્ર નામના પુસ્તકમાં જણાવ્યું છે કે:—

**मनसा कल्पीतामूर्ति नृणां चेन्मोक्षसाधोनी**
**स्वप्न लब्धेन राज्यन राजानो मानवस्तथा ॥**

**अर्थः**—મનુષ્યના મનથી કલ્પેલી કોઇએક પાષાણ–ધાતુની મૂર્તિ જો મોક્ષ આપવાવાળી હોય તો સ્વપ્નમાં બનેલ રાજા જરૂર રાજ્યપદ ભોગવેજ આજ બતાવી આપે છે કે મૂર્તિપૂજા એ સાચી પ્રભુ પૂજા નથી પણ કલ્પિત પૂજા છે. આ સિવાય ઉત્તર ગીતામાં પણ આ બાબત વીષે એમ લખ્યું છે કે

**तीर्थानो तोयरूपाणी देवान पाषाण मृणमयान**
**योमीजनः प्रपद्यन्ते आत्मध्यानपरायणा ॥**

**अर्थः**—ગંગાદિ બધાં તીર્થ પાણીરૂપ છે ને દરેક દેવ મૂર્તિઓ પથ્થર માટી રૂપ છે ને તેથીજ પરમાત્માનું ધ્યાન કરનારા યોગીજનો એને માનતા નથી. આજ રીતે શ્રીમદ્ ભાગવતમાં પણ એક ઠેકાણે કહ્યું છે કે:—

**यस्यात्म बुद्धि कुणपेत्री धातुके**
**स्वधीः कलत्रादीषु भौम इज्यधी ॥**

**यस्तीर्थ बुद्धिः सलीले हि कर्हीचित्**
**जनेषु भिज्ञेषु सएव गोखहः ॥**

**अर्थः**—જે ધાતુ પાષાણુ આદિ પાર્થિવ પદાર્થોમાં આત્મ-બુદ્ધિ રાખે છે અને નદી, નાળાં, પહાડ, ગૃહાદિમાં તિર્થ બુદ્ધિ રાખે છે ને સ્ત્રિ પુત્રાદિમાં મમતા બુદ્ધિ રાખે છે તે નર ગધેડા જેવો છે. શ્રીકૃષ્ણુ પણુ સ્વમુખે એમ કહે છે કે ॥ **मूर्खस्य प्रतिमा पूजा** ॥ મૂર્તિપૂજા એ મૂર્ખને માટે છે.

આમ વેદ, સ્મૃતિ અને ઉપનિષદો પણુ જેને નેતિ, નેતિ એટલે નઇતિ, નઇતિ કહીને પોકારે છે તેનો આખો ભાવ એક મૂર્તિમાં સમાઇ જાય એ કેટલું બધું અજાયબી ભરેલું છે. ઘણા માણુસોને મેં એમ કહેતા સાંભળ્યા છે કે "ભાઇ ફલાણા દેવ તો હાજરાહજુર છે" પણુ હમણાં સત ચાલ્યું ગયું છે. એનું શું કારણુ! ભાઇ શું તમારી બીક લાગી કે તમારાં નીચ કર્મો જોઇને? આપણાં નીચ કર્મો હોય તો પણુ તેને શા માટે ચાલી જવું જોઇએ? જરા વધારે ચમત્કાર બતાવી નીચ કર્મ કરનારને દંડ દીધો હોત તો તે સીધો થઇ જાત! પણુ વાત એમ છે કે મૂળમાંથીજ સત્ત ન હતું. પત્થર, માટી, ધાતુ (તાંબા સોનાના) કે કાષ્ટના દેવ તે શું સામર્થ્ય વાપરી શકવાના હતા? કારણુ કે સત્ય પ્રભુ તો પંચમહાભૂતોથી નીરાળા વ્યાપક ને નિરાકાર છે. નહિતર એક ઘડીભર અખતરો કરો કે તમે જે પત્થરને પ્રભુ માનીને પૂજો છો તેને તમારા ગામના તળાવમાં તરતા મૂકો તો ખાત્રી થશે કે તે બુડી જવાનો. આમ જે પોતે તરી શકે તેમ નથી તે બીજા અનેકને શી રીતે તારી શકશે એજ સમજવું મુસ્કેલ છે! આતો રાંડી રાંડને પગે પડીએ તો કહે "હું જેવી તું થા" ની રીત જેવી વાત થઇ. જેમ કોઇક ભીખારી હોય તેની પાસે ખાવાનું અન્ન માગીએ તો તે આપણી ભૂખ મટાડી ન શકે પણુ ફકત નીસાસોજ મૂકી શકે પણુ જેની પાસે છત હોય તેજ અન્ન આપી શકે. તે પ્રમાણે આ મૂર્તિની સ્થિતિ છે. આ પુજાને દેવપુજા ન કહેવાય. દેવ-

પૂજા એટલે તો માતાપિતા, વિદ્વાન, ગુરૂ, ને સંત વીગેરેની સેવા કહેવાય છે, લોકો ઘરમાં જે મૂર્તિના જેવાં પૂતળાંને બચ્ચાં બાળપણુમાં ઢીંગલા ઢીંગલી કરી રમે છે. તેનાથી કાંઇ વળતું નથી કારણ કે ઉમરલાયક થતાં તેઓ પતિનું ખરૂં સુખ પામે છે ત્યારે આ ઢીંગલા ઢીંગલી છોડી દે છે પણ આપણા મૂર્તિપૂજાના પૂજારીઓ તો પચાસ, પચાસ વર્ષના થાય કે માથે ધોળાં થાય અને પ્રભુના અરે ભુલ્યો તે યમ રાજાના ઘરની ( કારણકે આવા અજ્ઞાનીઓને પ્રભુના ઘરનું તેડું ન હોય ) નોટીસો મળે તો પણ ( ત્યાંસુધી ) એ ઢીંગલા ઢીંગલી જેવી મૂર્તિપૂજા સાથે રમવાની રીત છોડતા નથી. એટલે શરિર ઘરડું થયું પણ મન તો બાળકજ રહ્યું ને જો કોઇ સાચું કહેવા જાય તો તેની સાથે લડવા ઉભા થાય છે ને તે વધારામાં તેને નાસ્તિક, અધર્મી, પાપી આદી વિશેષણો ( ચાંદો ) થી શોભાયમાન કરે છે. આમ ખરી મૂર્તિ પૂજા છોડી ખોટી કે જેમાં કંઇ લાભ નથી તેવી મૂર્તી પૂજા કરી મલકાય છે ને અંધ શ્રદ્ધાના કૂવામાં પડી ફોગટ અથડાય છે. બીજી રીતે કહું તો આકાશ એટલે ખાલી જગ્યા ! ત્યાં કશું નથી તેમાંથી વાયુ થયો ને વાયુમાંથી તેજ (અગ્નિ) ઉત્પન્ન થયું એ અગ્નિમાંથી પાણી ને તેમાંથી પૃથ્વી થઇ ને તે પૃથ્વી વગર આધારે જેમની તેમ ઉભી રહી. આવા કૃત્યને દેવ કૃત્ય કહેવાય છે, નહિ કે પૃથ્વીના પેટમાંથી માટી કે પત્થર કાઢયાં એટલે તે દેવ થયો ! દેવ શું એમ સૃષ્ટી ઉત્પન્ન કરીને એના પેટમાં પત્થર રૂપે સુઇ ગયો હતો ? ત્યારે દેવ તો સૃષ્ટીના કર્તા તરીકે હતો તો તમે પાછળથી ક્યાંથી ઉત્પન્ન કર્યો ! એમ નહિતો કાર્ય કે કારણ પણ એક થઇ શકતા નથી ઘડો બનાવ્યા પહેલાં કુંભાર હતો, ઘડાયા પછી પણ કુંભાર છે પણ કંઇ ઘડો એજ કુંભાર ન બની શકે ? માણસ એક જાતના હાલતાં ચાલતાં પુતળાં બનાવે ને પછી પોતાના હાથમાં દોરી રખી બધાંને નચાવે રમાડે તેથી તે માણસ કંઇ પુતળાં પૈકી એક ન કહેવાય એમ પ્રભુ જે પૃથ્વી ને તેમાં નાંના પ્રકારના જીવો બનાવે

તેજ પ્રભુ પૃથ્વીની માટીનો ગોળો અથવા એ નાના જીવ રૂપ કેવી રીતે બની શકે ! જો એમ બને એમ કહેશો તો પછી તે સનાતન નહી કહેવાય ! આપણી સૃષ્ટી પ્રભુએ બનાવી આપણને પ્રભુએ બનાવ્યા એમ માનીએ છીએ તે છતાં પાછા એમ પણ માનીએ છીએ કે પ્રભુને આપણે પણ બનાવ્યા ? જેમ કે એક માણસ માટીનાં એક કે બે હજાર શિવલિંગ રોજ બનાવે છે સવારથી સાંજ સુધી મથી રાતે તેને પાણીમાં પધરાવે છે, આમ રોજ બચ્ચાંની પેઠે કચરા ચુંથવાનો વેપાર કરે છે ને પોતે જાણે છે કે હું કચ-રાના ગોળા કરૂં છું છતાં પાછો તેની પાછળ ઉપવાસ કરે છે ને તેને પ્રભુ માની પગે લાગે છે. જો એમ તમે **जळेविष्णु स्थळे विष्णु** । સ્વીકારતા હોતો પછી અમુકજ ઘાટના ગોળા વાળવાનું કેમ કરો છો અથવા રોજ શામાટે બનાવો છો એ ધૂળનીરજમાં કે તે રજના પરમાણુમાં પણ પ્રભુ છેજ તો પછી પાણી રેડી કચરો કરી અમુક આકા-રની શી જરૂર છે તમે કયારે પ્રભુને જોયા છે અથવા પ્રભુ કયારે તમને ઘેર આવીને કહી ગયા છે કે તમે આવો ઘાટ બનાવીને મારી પૂજા કરશો તોજ હું તમને પ્રસન્ન થઇશ. સર્વવ્યાપિ પ્રભુને ગમે ત્યાં નમસ્કાર કરો તો તે જરૂર કલ્યાણ કરે છે. પણ આપણે મારગ ભૂલ્યા છીએ. આપણે અત્યારે જાળાં ઝાંખરાંમાં ભટકીએ છીએ ને તેમ છતાં આપણા મન સાથે મનાવીએ છીએ કે આપણે તો સીધે રસ્તેજ છીએ પણ એટલું જરૂર માનજો કે જ્યાં આકર્ષણ છે ત્યાં મોહ છે, ત્યાં ઢોંગ છે. સત્ય છે, એ સદાય સ્વચ્છ છે, મોહ રહિત છે, સાદું છે ને તેથીજ તેના પ્રત્યે કોઇ આકર્ષાતું નથી. માયા એ એક જાતનો ફેલ હોવાથીજ તેમાં મોહ થાય છે ને એ આકર્ષણે તેમાં બંધન થાય છે માટે તે સત્યને શોધો ને આ ઢોંગ છોડો. આમજ ધાતુ પાષાણની મૂર્તિઓ માટે પણ માનવાનુંજ ! આમ જાતજાતનાં હાવ ભાવની મૂર્તિઓ બનાવી તેને ટાઠ બંધ શણગારો ધરાવી આરતી, નીશાન, ડંકા, થાળ, ચોઘડીઆં, વગેરેના ધમપછાડા

કરી પ્રજાને પોતાના તરફ આકર્ષે છે. જે આકર્ષાએલી પ્રજા અંદર ઝપલાતાંજ તણાવા માંડે છે, ને અંદર રચ્યા પચ્યા રહેનારા પુજારીઓ તેમને લુંટી. "તમારો મોક્ષ થયો" તુમેરા ફેરા સફળ હુઆ ની ગર્જનાઓથી પ્રેક્ષકો (ભક્તો) કે અંધ શ્રદ્ધાળુઓનાં મન મનાવી પોતાનાં કામ કાઢી લે છે. આમ જો એમના કહેવાથીજ મોક્ષ મળતા હોય તો તો પછી તેમની પેઢીમાં થએલા બધાઓ અને તેમનાં બચ્ચાં વગેરે તેમની સાથે મોક્ષનેજ પામવાનાં! આપણે આ કશી બાબતનો વિચારજ ન કરતાં એકે કર્યું એટલે આપણું ખોટું દેખાશે એ બીકે અનિચ્છાએ પણ કરવા લલચાયે છીએ ને આંગળી મુકતાંમાં તો આખો હાથ કરડી ખાય છે ને પછીથી આપણે અફસોસ કરવાનો રહે છે. પણ ભક્તિના ખરા રહસ્ય માટે શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું છે કેઃ—

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥**

ભગવદ્‌ગીતા અ ૬ શ્લો. ૩૦

**अर्थः**—આમ જેમને (પરમાત્માને) સર્વમાં ને સર્વને મારામાં રહેલાં જુએ છે. તેનાથી હું દૂર થતો નથી અને તે મારાથી દૂર થવાતો નથી.

આમ કહી અંતે જગતને ઉપદેશ આપતાં શ્રીકૃષ્ણ કહે છે કે—

**उद्धरेदात्मनाऽत्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैवह्यात्मानो बंधुरात्मैव रिपुरात्मनः ॥**

ભગવદ્ ગીતા અ, ૬ શ્લો. ૫

**अर्थः**—મનુષ્ય પોતેજ પોતાનો બંધુ ને પોતેજ પોતાનો શત્રુ છે. માટે તેણે પોતાનાથીજ પોતાનો નાશ ન કરતાં પોતાનો ઉદ્ધાર કરવો.

આમ જે પોતે સત્ય જ્ઞાનને ન પામતાં આમ કચરા ચૂથવામાંજ મઝા માણે છે તે પોતે પોતાનો નાશજ કરે છે માટે તે બાબતનો વિચાર કરવો, ને એવી વસ્તુઓનો ત્યાગ કરી નિરંજન .નિરાકાર

એવા સચ્ચિદાનંદ પરમ પુરૂષોતમની ઉપાસના કરી સ્થિર થવું જેથી ઉપાધિ ટળી જઈ શાંતિ મળે ! પદ્મ પુરાણુમાં લખે છે કેઃ—

**उद्यमं सहजा वस्था मध्यमं ध्यान धारणा**
**कनिष्टं तिर्थ यात्राच मूर्ति पुजाध गाधम ॥**

જે સહજા વસ્થામાં ન રહી શકે તેણે ધ્યાન મગ્ન બની સહજા-વસ્થા પ્રાપ્ત કરવી. ધ્યાન ન બની શકે તેણે ધારણા સિદ્ધ કરી ધ્યા-નના માર્ગને પોસી સહજાવસ્થાને પ્રાપ્ત કરવી એમાંનું કશું ન બની શકે તો તેણે પુન્ય પરમાર્થના હેતુએ તિર્થ યાત્રા કરી મનને થકવી ધારણાના માર્ગમાં લાવી ક્રમે ક્રમે સહજાવસ્થાને પ્રાપ્ત કરવી; એમાંનું કસુજ જેઓનાથી ના બને એવા ક્ષુલ્લક પશુ મનુષ્યોને માટે મૂર્તિ પુજા છે; કારણુ કે મૂર્તિમાં પણ ઈશ્વરભાવ આરોપીત કરી આસ્તિકતા પોસાતાં **अनंत जन्म संसिद्धि** એ સૂત્ર આધારે અનંત જન્મે એ જીવો ક્રમે ક્રમે આગળ આવી સહજાવસ્થાને પ્રાપ્ત કરી પરમ શાન્તિને અનુભવે છે ઇતિશિવમ્, ૐ શાન્તિ.

**यद्ययत्परशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।**
**यद्यदात्मवशं तु स्यात् तत्तत्सेवेत यत्नतः ॥**
**यत्कर्म कुवताऽस्य स्यात्परितो षोऽन्तरात्मनः ॥**
**तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥**
**" सर्वं परवशं दुःखं सर्वमात्म वशं सुखम् "**

મનુ. અ. ૪. ૧૫૯–૬૦

અર્થ ( શાણા માણુસે ) જે કર્મ પારકાને પ્રાથના કરવાથી પારકાને વશ વરતી ને થવાથી સિદ્ધ થાય એમ હોય તે કર્મનો યત્ન કરી કરીને ત્યાગ કરવો; અને જે જે સ્વાધીન, આત્મવશ કર્મ હોય તે કર્મને યત્નપૂર્વક સેવવું. જે કર્મ કરવાથી અંતરાત્માને પુરો સંતોષ થાય તે કર્મ પ્રયત્નપૂર્વક કરવું. તેનાથી જે કાંઇ ઉલટું હોય તેનો ત્યાગ કરવો.

॥ पराधीन सपनें सुख नहि ॥

પારકી તાબેદારીમાં સ્વપ્નામાં સુખ નથી–માહાત્મા તુલસીદાસઃ

श्लोक.

ब्रह्मानंदं परमसुखदं, केवलं ज्ञान मुर्ति
द्वद्वातीतं गगन सदृशं तत्व मस्यादि लक्षं
एकं नित्यं विमलम चलं सर्वधी साक्षी भूतं
भावातीतं त्रिगुण रहितं सद्गुरुत्वं नमामि.

પ્રભૂ કેવળ જ્ઞાનની મુર્તી છે એમ આ શ્લોકમાં ચોખું કહ્યું છે.

---

વળી—શીવ ગીતામાં કહ્યું છે કે

न वेदाध्ययनान्मुक्ति, नें शास्त्र पढनादपी ।
ज्ञाना देवहि मुक्ति स्यात, नान्यथा मम भाषितं ॥

અર્થ—વેદનું અધ્યન કરે, શાસ્ત્ર પઠન કરે, તોપણ મુક્તિ થતી નથી; અને જ્ઞાનથીજ સાયુજ્ય મુકતી થાય છે. વળી વેદ ભણેલા હોય તે વેદીઆ કહેવાય, પુરાણ ભણે તે પુરાણી કહેવાય—જોશી વીગેરે કહેવાય છે તેમની વીદ્વતા પ્રમાણે નામ છે. પણ તેઓ જ્ઞાની કહેવાય નહીં. હવે જો વેદના ભણુવાવાળાના જાણુવામાં ખરી બાબત આવી છે એમ માનીએ તો શીવગીતાનું પ્રમાણ ખોટું ઠરે. કારણ વેદ ભણવાથી મુક્તી નથી એમ મહાદેવજી પાર્વતીજીને કહે છે આથી અમારૂં કહેવું એમ નથી કે વેદ ખોટા છે પણ હમારૂ કહેવું એવું છે કે વેદ શાસ્ત્રના વ્યાકરણ અર્થથી ખરી મતલબ નીકળતી નથી પણ જ્ઞાન તો જુદુજ છે. એટલે જે વ્યાકરણથી અર્થ થાય અને તે અર્થનો ભાવાર્થ અંદરથી જે નીકળે તેજ જ્ઞાન છે. આ સંબંધમાં રામદાસ સ્વામીના પંચીકરણમાં એક દાખલો છે. મહાદેવનઃ શીખરમાં નાણું ઘાલ્યું હતું પણ ઉપરના અર્થથી નાણું મલ્યું નહીં. પણ તે લખાણુનો ભાવાર્થ સમજવાથી શીખરની છાયામાંથી નાણું મલ્યું હતું. વળી એક મહાત્મા કહી ગયા છે કેઃ—

વેદ હમારા ભેદ હે, હમ વેદોકી માંહી—
જ્યો વસ્તુ ગુરૂએ દીની, સો વેદોમાં નાહીં.

અર્થ—આનો અર્થ એમ નથી કે વેદમાં જ્ઞાન નથી પણ વેદ ભણુનારા મારો સત્ય ભાવાર્થ જાણુતા નથી. આવી સત્ય વાત કહે· નારને તો વેદશાસ્ત્ર ભણેલા વિદ્વાનો તેને નાસ્તીક કહે છે અને તેના ભાવાર્થી અર્થને કપોલ કલ્પીત કહે છે, અને વેદના શ્લોક વીગેરે બોલી પોતે જે ઉપરનો અર્થ થતો હોય તે કરી બતાવે છે. અને પેલા જ્ઞાનીને જુઠો પાડવાની લીલા કરે છે—દરેક પુસ્તકોમાં ત્રણ પ્રકારના શબ્દો હોય છે. (૧) ભયાનક (૨) રૂચક અને ત્રીજુ યથાર્થ —તેમાં પહેલા બેથી જ્ઞાન થાય નહીં પણ ત્રીજા યથાર્થ શબ્દનું ભાન થાય અને અર્થ કરે તેજ જ્ઞાની કહેવાય—વળી જુવો.

श्लोक.

द्वी द्वी लोचन सरवाणां, विद्यानाम त्रीलोचनं ।
चतुर्थ लोचन धरमाणां, ज्ञानी अनंत लोचनं ॥

અર્થઃ—બે આંખ્યો સર્વેને છે. વિદ્યારૂપી ત્રીજી આંખ છે અને ધર્મને જાણવાવાળા જેવો કે, વેદ, પુરાણ, શાસ્ત્ર ભણેલાની ચાર આંખ્ય છે પણ જે જ્ઞાની છે તેની તો અનંત એટલે ઘણીજ આંખ્યો છે કારણ તેને ભાવાર્થનું ભાન હોય છે અને ભાવાર્થ સમજી સામાને જ્ઞાન કરે છે. માટે સરવેથી શ્રેષ્ટ જ્ઞાનીને કહ્યો છે. વળી જ્ઞાનથીજ મોક્ષ છે.

श्लोक.

केवलं शास्त्रमास्त्रितो, न कर्तव्योहि निर्णयः ।
युक्तिहिन विचारेतु धर्म हानी प्रजायतेः ॥

અર્થઃ—એકલાં વચનોને ગ્રહી રહી યુક્તિવડે વચનોનો નિર્ણય કરતા નથી તેના ધર્મની હાનિ થાય છે.

કુંડળીયો.

અર્થ ભાવ વણ વ્યર્થ છે, હેતુ સમજો સાર;
રચના છે સૌ શબ્દમાં, શુભ સરળ વિચાર.

સુભ સરળ વીચાર, ધાર્ય ભાવાર્થો એમાં;
ખરી ખુંચ ને ખોડ, બતાવી બધીએ તેમાં.
શાસ્ત્ર વેદ પુરાણુ, વાણુમાં ભેદ ભયો છે;
મતવાદી એ ભાવ, જાણુ વણુ અર્થ કર્યા છે.

માટે વેદ, શાસ્ત્ર, શ્રૃતી, સ્મૃતી, ઉપનિષદ્ પુરાણુ અને સંત મહાત્માઓનાં વચનોનો કહેવાનો ભાવ શું છે એટલે કયા હેતુથી કહ્યું છે તે સમજીને અર્થ કરવો તેનું નામ જ્ઞાન કહેવાય.

શ્રુતિ પણુ કહે છે. **ऋते ज्ञान न मुक्तिः**

અર્થ—જ્ઞાન વિના મુક્તિ નથી.

**कुरुते गंगा सागर गमनं वृत परिपालनमथवा दानं।**
**ज्ञान विहिने सर्वं मनेन मुक्तिर्भवति जन्म शतेन ॥**

અર્થ—ગંગાસ્નાન, પુન્યદાન–વૃતવૃતાદી ચ્હાય તે કરે પણુ જ્ઞાન વિના મુક્તિ મળતી નથી. કારણુ કે,—

**भावेन देवं कलया नरेंद्रं, धनेन कान्ता, कपटेन शत्रु।**
**सत्येन मित्रं कृपया च पुत्रं, ज्ञानेन मोक्षं वशभानयंति ॥**

અર્થ—ભાવવડે દેવ, કળાથી રાજા, ધનથી સ્ત્રી, કપટથી શત્રુ, સત્યથી મીત્ર, કૃપાથી પુત્ર ને જ્ઞાનથી મોક્ષ વશ થાય છે. એટલે જ્ઞાન વિના મુક્તિ નથી. જ્ઞાન વિના ભક્તિ કરે છે તેણે ભક્ત એવું મિથ્યા નામ ધર્યું છે એમ જાણવું. વળી ગીતાજીના ૧૩ મા અધ્યાયના ૧૭ મા શ્લોકમાં શ્રીકૃષ્ણુ ભગવાને કહ્યું છે કે પરમાત્મા જ્ઞાનની વસ્તુ છે એટલે જ્ઞાનરૂપ છે અને તે જ્ઞાનથી જાણી શકાય છે. યજ્ઞ યાગો કરતાં જ્ઞાનયજ્ઞ સઉથી શ્રેષ્ટ યજ્ઞ છે એવું ગીતાજીના ૪ અધ્યાયના ૩૩ મા શ્લોકમાં કહ્યું છે. ગીતાજીના ૪ અધ્યાય શ્લોક ૩૬, ૩૭, ૩૮, ૩૯ માં કહ્યું છે કે પાપીમાં પાપી હોય, તેને જ્ઞાન પવિત્ર બનાવે છે. જ્ઞાનથી કર્મ બળી ભસ્મ થઇ જાય છે. જ્ઞાનથી પરમ શાન્તી પામે છે એટલે મોક્ષ મળે છે. શ્લોક ૪૧ માં કહ્યું છે કે જ્ઞાનની ઇચ્છાવાળો સંસારમાં રહ્યોથકો પણુ મુક્તજ છે. ગીતાજી

૧૫ મા અધ્યાયના ૫ મા શ્લોકમાં કહ્યું છે જ્ઞાનવાન અવિનાશી પદને પામે છે. વળી તેજ અધ્યાયના છઠા શ્લોકમાં કહ્યું છે કે મોક્ષ પામ્યા પછી પાછા આવતા નથી–વળી શ્રુતી પણ કહે છે કે **मरणे या मती सा गति** મરણ વખતે જેવી મતી તેવી તેની ગતી–આશા ત્યાં વાસા–માટે જ્ઞાનથીજ પરમાત્માનું સ્મરણ કરવું. ગીતા અધ્યાય ૮ માના છઠા શ્લોકમાં પણ કહ્યું છે કે જ્ઞાનમય પરમાત્માના સ્મર્ણથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે, વળી યજુરવેદના ૩૨ મા અધ્યાયમાં લખ્યું છે કેઃ—

**न तस्य प्रतिमा अस्ति यस्यनन्मणरयशः**

અર્થ:—પરમેશ્વરનો પ્રસિદ્ધપણે યશ છે. તે પરમેશ્વરની પ્રતિમા એટલે મુર્તી નથી. વળી

**यन्मनसा नमनुंतेये नाहुर्म्मनो मतं ।**
**तदेव ब्रह्मत्वं विद्धिनेदं यदीदमुपासते ॥**

અર્થ—જે મન વડે જાણી શકાતો નથી પણ જે મનને જાણે છે તેને બ્રહ્મ એટલે પરમેશ્વર જાણો–હાલના લોકો જેની ઉપાસના કરે છે એટલે મુરતીની ઉપાસના કરે છે તે પ્રતિમા પરમેશ્વર નથી કે તે મુર્તિમાં પરમેશ્વર છે. એમ માનવું પણ ભૂલ ભરેલું છે વળી વેદ પુરાણનું પ્રમાણ છે.

**नतस्य कार्य्यं करणं चविद्यते न तत्सम श्चाभ्यधिकं च दृश्यते ।**
**परास्य शक्तिर्विविधैव श्रुयते स्वाभाविक ज्ञानबल क्रियाच ।**

**अशरारं शरीरेषु अनवस्थीतं ।**
**महान्तं विभूत्मानंमत्वाधीरोन सोचति ॥**

અર્થ—વેદ અને પુરાણો પરમેશ્વરને નીરાકાર કહે છે વળી પરમેશ્વરનું શરીર નથી. આમ ઉપરના શ્લોકથી સીદ્ધ થાય છે.

ભગવત ગીતાના ૧૫મા અધ્યાયનો ૧૫ મો શ્લોક કહે છે કે હું

સર્વેના હૃદયમાં રહેલો છું, વળી શ્રુતી પણ કહે છે કે **ब्रह्म विद ब्रह्मैव भवति.** અર્થ બ્રહ્મને જાણનાર બ્રહ્મ થાય છે, અને વેદ કહે છે કે **सत्यं ज्ञानं तंब्रह्मः** એટલે બ્રહ્મને જ્ઞાન રૂપ કહેલા છે બીજાં વેદ વાક્ય– "અહં બ્રહ્માસ્મી" એટલે હું બ્રહ્મ છું અને તું "તત્વમસી" એટલે તે તું છું વળી "એકો બ્રહ્મદ્વીતીયો નાસ્તી" એક બ્રહ્મ વીના બીજું નાશવંત છે આવાં આવાં ઘણાં પ્રમાણો વેદ, શ્રુતી, ઉપનીષદોમાં મુર્તી પુજવાથી મુક્તી મળતી નથી. એવાં છે. કેટલાકો ઉપાસનાનો અર્થ મુર્તી પુજા કરે છે આ પણ ખોટું છે ઉપાસના એટલે ભક્તી, ભજન કરવું તે થાય છે જ્ઞાનથી પરમેશ્વરનું સ્મરણ કરવું તેનું નામ ઉપાસના છે.

જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી સાત્વીકી કર્મ કરવાની જરૂર છે અને તે કર્મ માત્ર પ્રભુ પદ પામવાના ઉપયોગમાં આવે તેવાંજ હોવાં જોઇએ અને નહી કે કર્મ રૂપી ભારો હમેશાં ઉચક્યા કર્યા કરવો જોઈએ. જ્ઞાન થતાં કર્મનું કામ પડતું નથી માત્ર જ્ઞાન અને ઉપાસનાની જરૂર છે જ્ઞાન અને ઉપાસના એ બે પાંખો છે અને કર્મ છે તે પગ (ચરણ) છે. જ્યારે ઉંચે ઉડવું હોય ત્યારે પગ કામ લાગે નહી તે પગ લાંબા હોય તો ટુકા કરવા પડે છે. એટલે સંકેલી લેવા પડે છે પગ સંકેલે નહી તો ઉડાય પણ નહી એટલે જેમ બને તેમ કર્મને ઓછાં કરવાં જોઈએ. કારણ કર્મરૂપી શંકાનું એક મહાન જાળુ છે તે હર હંમેશાં વધેજ જાય છે. માટે પ્રથમ સદગુરૂદ્વારાએ શંકાઓનો નાશ કરવો જોઈએ અને થોડાં જે સાત્વીક કર્મ ભાન થવાને માટે જોઇએ તેટલાંજ રાખવાં જોઇએ છેવટે જ્ઞાન થતાં તે પણ બંધ કરવાં જોઇએ. બે પાંખો જ્ઞાનને ઉપાસનાની છેવટ સુધી જરૂર છે બે પાંખો વિના ચાલે છે માટે સમજીને સદગુર દ્વારા આ જ્ઞાન મેળવવું જેથી સાયુજ્ય મુક્તી આ જન્મે મેળવી શકાય નહી તો પછી અથડાશો કુટાશો અને લખ ચોરાસી છૂટનાર નથી.

મહાત્માઓ કહી ગયા છે કે,—

વેદાન્તનો અંત નહીં, શાસ્ત્રતણો છેડો નહિ.
પુરાણોનો પાર નહી, સોધન શું કાઢીએ.
ઉપનીષદે તાગ નહી, કથાનો કીનારો નહી.
વાણીનો વીસ્તાર અતી, શું શું જોવા માંડીએ
વ્યાકરણોની વઢવાડયો, આચાર્યોની હોંસા તોંસ.
તેથી સર્વ પ્રાણી પડયા, ખલકની ખાડીએ.
ધ્યાન આપો ધ્યાન આપો, જન્મ મર્ણ કષ્ટ કાપો.
વીજ્ઞાનનું માપ માપો, મોક્ષપદ કારણે.
મોક્ષતણા ઇચ્છનારા, મુમુક્ષુ જનોને શીખ
માયીક લલુતા મુકી મોક્ષપદ માગજો
મોક્ષપદ જ્ઞાન વીના, હોતું નથી કોઇ કાળે
તેથી જ્ઞાન તે શી વસ્તુ, જોવા માટે જાગજો.
નથી લેવું નથી દેવું, તો પણ આળસ કેવું
ફરી નથી આવવાનું, મનુષને બારણે
અન્ય દેહે મોક્ષજ્ઞાન, કો કાળે થવાનું નથી
માટે વીજ્ઞાની બનીને, સદા રહો ધારણે
વેદ શાસ્ત્રજ્ઞાન ગણો, તોતે ભણી રેહેશો ક્યારે
બે જન્મે ના થાય પુરૂ તેથી તેને તાગજો.
સર્વ તણો સાર એક, માથે સદગુરૂ થાપજો.
તેનું જ્ઞાન મેળવવા સમાગમે લાગજો.

કારણ ચાર વેદનું સુક્ષમ જ્ઞાન જેને મહાત્માઓ સુક્ષમવેદ કહે છે. તે સદગુરૂ કરી તેમની પાસેથી મેળવી, અંતે મુક્તી મેળવો; તે સિવાય એકલી મુર્તીપુજાએ લખચોરાસી છુટનાર નથી.



## જીવ-ઈશ્વર-માયા.

અજ્ઞાન અગર અવિદ્યાનું નામજ જીવાત્મા છે. જ્ઞાનીને જીવાત્મા કહેવાતો નથી. તે જીવાત્મા ત્રિવિધ તાપથી દુઃખી થાય છે, તેમાં પહેલું આધ્યાત્મિક, બીજું આધિભૌતિક અને ત્રીજું આધિદૈવિક.

આધ્યાત્મિક એટલું શારીરિક અજ્ઞાન થાય તે. જેવાં કે રાગ, દ્વેષ, મુર્ખતા, તાવ, ગાંડપણ વગેરે.

આધિભૌતિક એટલે સ્થૂળ પ્રાણિઓનો ભય થાય તે જેવાં કે, શત્રુ, ઝેરી, જાનવર ( સર્પ વિંછી ) ને હિંસક જાનવર ( વાઘ, સિંહ ) વગેરે.

આધિદૈવિક એટલે ટાઢ, તડકો, જન્મ મરણ, મન ઇંદ્રિયોની અશાન્તિ થવી વગેરે.

આ ત્રિવિધતાપ માટે એમ પણ કહેવાય છે કે હું અને મારૂં એથી થતો માનસિક એ આધ્યાત્મિક તાપ કહેવાય, ભૂત, પ્રેત, ગ્રહાદિકથી થતો માનસિક એ આધિભૌતિક તાપ ગણાય અને જન્મ મરણરૂપ માનસિક એ આધિદૈવિકતાપ કહેવાય છે. વળી માનસિક, પ્રાકૃતિક ને શારીરિક એમ પણ ત્રણતાપ ગણાય છે.

એ ત્રીવીધ તાપમાંથી છુટવાને માટે સત્યજ્ઞાન, શુભકર્મ અને વીદ્વાન પુરૂષોની તનમન અને ધનથી .પ્રેમપૂર્વક શ્રદ્ધા રાખી સેવા કરવાથી જરૂર મુક્તિ મળે છે.

એકલાં કર્મ કરવાથી ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી તે તો વિજ્ઞાનથી મળે છે. આત્માને જ્ઞાનનો આધાર છે. અને તે મેળવવાને હાથમાં કંઇ વસ્તુ લઇ સદ્ગુરૂ પાસે જઈ જ્ઞાન મેળવવું જોઇએ. એકલાં કર્મ ઉપર વિશ્વાસ રાખવામાં આવે તો મનુષ્ય જન્મ મરણથી છુટી શકે નહિ.

ઇંદ્રિયો અને અંતઃકરણના દોષો દૂર કરવાનું મુખ્ય સાધન પ્રાણાયામ છે, એટલે સમાધિ લક્ષ જોઈએ. તેથી સર્વ દોષો બળીને ભસ્મ થઇ જાય છે. અને આત્માને પ્રભુ પદમાં શાન્તિ ,મળે છે.

ઇંદ્રિયોનું દમન કરવાથી શાન્તિ થતી નથી પણ ગ્રહસ્થાશ્રમનું સેવન કરવાથી શાંતિ થાય છે.

દેવતાઓ એટલે કે જેને લોકો દેવ કહે છે તેનો અર્થ એટલોજ કે જેનામાં દીવ્ય ગુણો હોય તે દેવ કહેવાય. પણ દેવ એ કંઇ પરમાત્મા નથી. પરમાત્મા તો એ દેવનો પણ દેવ મહાદેવ છે. દેવતાઓ પણ પરમાત્મામાં રહ્યા છે, પણ ઉપાસના તો પરમાત્માનીજ કરવી દેવતાઓની પણ નહિ. સર્વે જગતની ઉત્પત્તિ, સ્થિતિને પ્રલય, પણ તે ઇશ્વર વડેજ થાય છે, તેજ પુજવા યોગ્ય છે, ભકિત કરવા યોગ્ય છે. બાકી બીજાને ભજવાથી મોક્ષ પ્રાપ્તિ નથી થતી, કેટલાક સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર ને રૂદ્રની ઉપાસનાઓ કરી મોક્ષપ્રાપ્તિ મેળવવાની આશા રાખે છે. પણ તે નકામું છે. કારણ કે—

વર, ધ્રુવ, અધર, સોમપા, પ્રભંજન, અનલ, પ્રત્યુષ, પ્રભાસ= "આઠવસુ"

હર, ત્રંબક, રૂદ્ર, મૃગ, વ્યાધ, અપરાજીત, કપાલી, ભૈરવ, શંભુ, કપર્દિ, વૃષાકપિ, બહુરૂપ= "એકાદશ રૂદ્ર"

આ સિવાય નીચેના રૂદ્રો પણ કેટલાક ગણાવે છે.

મૃગવ્યાધ, સર્પ, નિર્ઋતિ, અજૈકપાત, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઇશ્વર, કપાલી, મહાદ્યુતિ, ભર્ગ= "એકાદશ રૂદ્ર"

| ધાતા, | અર્યમા, | મિત્ર, | વરૂણ, | ઇંદ્ર, | વિવસ્વાન્, |
|---|---|---|---|---|---|
| ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાઢ | શ્રાવણ | ભાદરવો |

| ત્વષ્ટા, | વિષ્ણુ, | અંશુ, | ભગ, | પૂષા, | પર્જન્ય, |
|---|---|---|---|---|---|
| આસો | કારતક | માગશર | પોષ | માઘ | ફાગણ |

= "દ્વાદશાદિત્ય"

ઉપર પ્રમાણે આઠવસુ, એકાદશ (અગીઆર) રૂદ્ર ને બાર મહિનાના બાર આદિત્ય (સૂર્ય) મળી કુલ્લે એકત્રીશ થયા.

આકાશમાં થતી વિદ્યુત્ (વીજળી) ને ઇંદ્ર કહેવામાં આવે છે ને તે એકજ છે ને પરમ ઐશ્વર્યનું કારણ છે અને છેલ્લે

યજ્ઞને પ્રજાપતિ કહે છે. કારણ કે એથી વાયુ, વૃષ્ટિ, જળ, ઔષધિની શુદ્ધિ, વિદ્વાનોનો સત્કાર, નાના પ્રકારની શીલ્પ યા ચિત્ર-કળાનું પોષણ અને પ્રજાનું પાલન થઇ શકે છે. જેને માટે ભગવદ્દ-ગીતામાં કહ્યું છે કે,

**अन्नाद्भवन्ति भूतानि, पर्जन्यादन्न संभवः।**
**यस्माद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥**

ભગવદ્દગીતા અ. ૩ શ્લો. ૧૪.

અર્થઃ—પ્રાણી માત્ર અન્નથી પેદા થાય છે. અન્ન વરસાદથી થાય છે. વર્ષાદ યજ્ઞથી થાય છે. અને યજ્ઞ કર્મવડે થાય છે. આમ યજ્ઞ સર્વની ઉત્પત્તિનું સ્થાન હોવાથી તે પ્રજાપતિ કહેવાયો.

આમ વસુ, રૂદ્ર ને સૂર્ય મળીને એકત્રીશ ને એક ઇંદ્ર ને એક પ્રજાપતિ મળીને તેત્રીશ થયા તે દેવ કહેવાયા કારણ કે એ દરેકમાં કંઈ ને કંઈ ગુણ છે. પણ આ બધાનો સ્વામિ ચોત્રિસમો જે પર-માત્મા છે તેજ ઉપાસ્ય દેવ છે. એટલે તેની ઉપાસના કરવી. બાકી ઉપરના તેત્રીસને પરમાત્મા તરીકે માની તેમનીજ ઉપાસના ભક્તિ યા પૂજા અર્ચા કરવી એવું માનનારને ભ્રમિત થએલો માનવો કારણ કે આ સંસારમાં જે કંઈ ગતિવાળું છે, સર્વવ્યાપી છે અને નિયંતા તરિકે પ્રસિદ્ધિ પામેલ છે તેજ ઇશ્વિર કહેવાય છે અને તે સનાતન હોઇ જગતની પૂર્વેથીજ વિદ્યમાન છે. માટે તે પરમ પ્રભુનીજ ઉપા-સના કરવી એનાથીજ મોક્ષ પ્રાપ્તિ થાય છે. બીજા તો ફેલમાત્ર ગણાય છે. કારણ કે પ્રભુ તો એકજ છે. નિરંજન નિરાકાર છે. તો પછી સૂર્ય કે રૂદ્રની ઉપાસના પ્રભુ સમજીને કરીએ તો બાર પ્રભુ કે અગીઆર પ્રભુ થયા. આમ ઝાઝા પ્રભુ હોવાનું તો તમે નાકબુલ કરો છો તો પછી શાસ્ત્રમાં 'એકાદશરૂદ્ર' ને 'બાર સૂર્ય' બતાવ્યા છે તે શાસ્ત્ર' ને ખોટાં કહેશો. જો શાસ્ત્ર પણ સાચાંજ છે તો પછી સનાતન, સર્વ વ્યાપિ પરમાત્મા જે નિરાકાર છે સાકાર નથી તેને ભજવા જોઇએ હવે તમે ઇશ્વરને સાકાર કહો તો તે સર્વવ્યાપક થઇ શકે

નહિ. વળી સાકારની પૂર્વે નિરાકાર વસ્તુ હોવી જોઇએ તે વિના સાકારની ઉત્પત્તિ થઇ શકે નહિ. વળી ઇશ્વરને દેહ હોય તો ઇંદ્રિયો પણ હોવી જોઇએ અને તેનો નાશ પણ થવો જોઇએ વળી તે સારૂં નઠારૂં બંનેના ભોગી હોવા જોઈએ. પણ વાસ્તવિક તેમ નથી તેની શકિતજ બધું કરી રહી છે. સગુણ એટલે સારા ગુણ એટલે કે સત્ય અને પ્રીતિથી પ્રભુની ભકિત કરવી જેથી પ્રભુ તેને મુકત કરે. ને તેનુંજ નામ સગુણ ઉપાસના છે. અથવા ભકિત કહેવાય છે; અને નિર્ગુણ પણ તેનેજ કહે છે. પ્રભુ નિર્વિકારી છે એટલે તેની ભકિત પણ નિર્વિકારી હોવી જોઇએ, અને એટલા માટે માણસે દુર્ગુણનો ત્યાગ કરી સદ્બુદ્ધિ વધારવી જોઇએ. ને પુરૂષાર્થ કરવો જોઇએ. સત્ય પુરૂષાર્થથી પ્રભુ સહાય કરે છે. આળસુને કદી પ્રભુ સહાય કરતો નથી. વળી પુરૂષાર્થની સાથે સમાધિ પ્રયોગ જોઇએ કારણ કે સમાધિથી મન અને ઇંદ્રિય કાબુમાં રહે છે. માટે તે સમાધિ પ્રયોગ પણ કોઈ સારા જ્ઞાની પાસેથી જાણવો જોઈએ. ઉપાસના એટલે સમીપે (સામે) જવું. પ્રભુની ઉપાસના એટલે પ્રભુની પાસે જવું તે. તે ઉપાસના ત્યારેજ થઇ શકે કે જ્યારે આપણે તેના જેવા નિર્વિકારી થવાનો પ્રયત્ન કરીએ તેવાં થવા માટે સત્ય જ્ઞાન અને સમાધિની જરૂર છે. સમાધિ રૂપી દંડથી મન અને ઇંદ્રિયો રૂપી ચોરો બહારના વિષયોપભોગ રૂપી ધન દોલત ચોરી જઇ શકતા નથી એટલુંજ શું પણ બહાર ડોકુંજ કાઢી શકતા નથી એ સમાધિની સાધના એકાંતમાં બેસીને કરવી જોઇએ. કોઈ સારા ગુરૂને સાથે રાખી તેનો દરરોજ અભ્યાસ કરવાથી છેવટે આત્મદર્શન સુધી પહોંચી શકાય છે. અને તે થઇ ચુકયા પછી બહારના વિષયો તરફ મન જતુંજ નથી. અને આમ થયું એટલે તો જેમ તાપ પાસે જવાથી ટાઢ ખસી જાય છે. તેમ આત્મ સાક્ષાત્કાર થયો એટલે તેની પાસેથી કર્મનાં બંધનો નાસવા માંડે છે અને ત્યારપછી તેના કોઈ પણ કર્મનું તેને બંધન થતું નથી. એ તેની જ્ઞાન શકિતનું પરિણામ છે.

પ્રભુને જાણનાર (ઓળખનાર) પોતેજ પ્રભુમય બની જાય છે પણ જયાંસુધી અંતઃકરણમાં રાગદ્વેષ, અભિમાન, અજ્ઞાન વીગેરે દૂર થતું નથી ત્યાંસુધી જીવ ભાવ છુટી શકતો નથી. કોઇ કહેશે કે આ બધું કંઇ એક જન્મે બની શકે છે ? તો તેના જવાબમાં કહેવાનું કે, ધારો કે એક પર્વતની ગુફામાં હજારો વર્ષથી અંધારૂં છે. કોઈ એક વખત એકાદ બહારવટીઓ ત્યાં પોતાનું થાણું નાંખી પડે છે ને રાત્રે દિવા સળગાવે છે. તે વખતે તે ગુફાનું અંધારૂં જતું રહે છે કે તેને એમ કહેવા ઉભું રહે છે કે " હું અહીં હજારો વર્ષથી રહું છું ને તું તો અહીં આજેજ આવ્યો છે માટે હું તારા કહેવાથી નહિ જાઉં " આમ કહી ઉભુ રહે છે કે પ્રકાશ થતાંજ નાશ પામે છે તે જરા કહેશો ? જો હજારો વર્ષના અંધારાના નાશ માટે પણ એકજ ક્ષણનો પ્રકાશ બસ છે તો પછી હજારો જન્મના જીવન ભ્રમભાવ (દેહભાવ) નો નાશ થવા માટે એક ક્ષણિક સતસમાગમથી મળેલું સત્ય જ્ઞાન બસ થશે. અને જેમ અત્યારના રાજ્ય પ્રકરણમાં મુખ્ય પ્રધાન રાજીનામું આપતાં આખું પ્રધાનમંડળ બદલાઇ નવુંજ પ્રધાન મંડળ સ્થપાય છે તેમજ દેહમાં પણ જીવ જે દેહ ભાવધરી બેઠો હોય છે ને તેને માટે અજ્ઞાન રૂપી પ્રધાન પોતાનું માયા, મમતા, રાગ, દ્વેષ, અભિમાન, આશા, તૃષ્ણારૂપી પ્રધાન મંડળ તૈયાર કરે છે તે વખતે સત્યજ્ઞાન આવતાંજ અજ્ઞાન રૂપી પ્રધાન પોતાની જગ્યાનું રાજીનામું આપે છે (અજ્ઞાનનો નાશ થાય છે.) તેજ વખતે પ્રધાન મંડળમાંના દરેક સભ્યો જેવા કે રાગ દ્વેષ, અભિમાન વીગેરેને જવું પડે છે. (નાશ થાય છે) સત્ય જ્ઞાન પ્રધાનપદે આવતાંજ દયા, ક્ષમા, પ્રેમ, અહીંસા, શાંતિ, શમ, દમ, વીગેરે પ્રધાન મંડળ શરૂ થાય છે. ને આત્મા પોતાના સત્ય સ્વરૂપને જોઇ પોતાની શકિત કેટલી છે તે સમજી જાય છે. ને પછી દેહીકભાવનાં કર્મ છોડી આત્મ ભાવથી કર્મો કરે છે ને તેથીજ તે કર્મોનું બંધન તેને નથી થતું. આમ અજ્ઞાન દૂર થતાં કર્તાપણું ને ભોક્તાપણું સર્વ નાશ પામે છે બાકી સત્ય જ્ઞાનની પ્રાપ્તિ વિના અજ્ઞાનનો નાશ કરવા ખોટી બા-

ધારો રાખો કે કોદાળીને પાવડા લઇ ખોદવા માંડો તેથી અજ્ઞાનનો નાશ થતો નથી. પણ જ્ઞાનીના જ્ઞાનથી દૂર થાય છે ને અખંડ શાન્તિ મળે છે. ખરી શાન્તિ વીના જગત દુઃખમયજ દેખાવાનું. આત્માની ખરી મસ્તીની બીજી મદ મસ્તીઓ પ્રસંગ આવતાં સૂકાઇ જાય છે.

જેને માટે કહ્યું છે કે,

( સાખી. )

કોઇ હાલ મસ્ત, કોઈ ખ્યાલ મસ્ત
કોઇ મસ્ત ફરે, ફદુલીમેં
ખુદ મસ્તીવીણ, ઔર મસ્તી સબ
રગડ અવિદ્યા ચૂલીમેં

વળી હુંજ કરતા છું, ભોકતા છું એમ માનવું તદન ખોટું છે કારણ કે વગર જ્ઞાને આથી ફસાઇ જવાય છે. પણ જ્ઞાન થતાંજ તેને બ્રહ્મનાં દર્શન થાય છે ને **आत्मवत् सर्वं भूतेषु ।** ની સ્થિતિ પ્રાપ્ત થાય છે. માટે ધીમે ધીમે અજ્ઞાનને દૂર કરી સત્સંગ કરતા રહેવું. જેમ કોઇ મોટા માણસને મળવા માટે પ્રથમ દરવાનની રજા લેવી પડે, પછી અંદર તેમના પ્રાઇવેટ સેક્રેટરીને મળવું પડે ને ત્યાર બાદ ખુદની મુલાકાત મળે છે. તેમ. શરૂઆતમાં શાસ્ત્રનો આધાર લઈ સદ્ગુરૂને શોધવા પડે અને સદ્ગુરૂની પ્રાપ્તિ થતાં તેઓ ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવી આપે છે. માટે સત્સંગ કરો ને પાણીના પ્રવાહની પેઠે ચાલ્યા જતા જીવનને સન્માર્ગે વાળો તો હજી કંઇ બગડયું નથી. ગઇ બાજી ફરી હાથ નથી આવતી. તેમ ગઇ ઉમરતો હાથ નહિ આવે. પણ હવે જેટલું આયુષ્ય બાકી છે તેટલું પણ અત્યારથી સત્પંથે વાળશો તો જરૂર ધારેલે ઠેકાણે પહોંચી જશો. જાગ્યા ત્યારથી સવાર સમજી ખૂબ આશાવાદી બની શ્રદ્ધા અને હિંમતથી અને સદ્ગુરૂની કૃપાથી પુરૂષાર્થ શરૂ કરો, આ જગત તો મુસાફરખાનું છે કોણ કયારે આવશે જશે તે નકકી નથી માટે આ

જગતની મમતાનો ત્યાગ કરતાં શીખો, જો કે ધનને સત્તાના મદનું અભિમાન મનુષ્યના શરીરમાં પગથી માથા સુધી ભરેલું છે તે તેને નમવા દેતું નથી. કારણ તેને અહોનિશ એમજ થયા કરે છે કે રખેને મારૂં પાપ બહાર ઉઘાડું પડી જાય ને જગતમાં મારી અપકીર્તિ થાય ! પણ મૂર્ખ સમજતો નથી કે નમવાથી તો, છાપખાનામા ઉંધા દેખાતાં બીબાં કાગળ પર છપાતાં સવળાં થઇ જાય છે તેમ કરેલાં પાપ પણ પુન્યના સ્વરૂપમાં ફરી જાય છે, વરસાદ બધે વરસતો હોવા છતાં તેનું પાણી ઢોળાવ ( નીચાણ ) તરફજ જાય છે. આમ સદ્દગુરૂનો ઉપદેશ પણ નદીના જેવો છે કે તેનું પાણી ( જ્ઞાન ) નીચાણ (નીરભીમાની) તરફજ વળી અંતે સમુદ્ર (મોક્ષ) ને મળે છે. માટે સ્થિર ચિત્ત રાખી તેમાં જ્ઞાનરસ મીલાવો. અભીમાની ગમે તેવું જપ, તપ કે ભકિત કરે પરંતુ તેને તત્ત્વજ્ઞાન મળતું નથી. માટે નીરાભિમાની અને નાના થવામાં મઝા છે. પણ એમ કરવામાં કેટલી મુશ્કેલી છે તે બાબત તુલસીદાસ મહારાજ કહે છે કેઃ—

—ઃસાખીઃ—

મોટા કુહાડા કાંઇ ન કાપે, લોઢું કાપે છીણીયો.<br>
એ વાતો છે ઝીણીયો. (૧)<br>
કંચન તજવો સ્હેલ છે, સહજ ત્રીયા કો નેહ<br>
માન બડાઈ ઇર્ષા, તુલસી દુરલભ એહ. (૨)<br>
કનક તજ્યો કામિની તજ્યો, તજ્યો ધાતુકો સંગ<br>
તુલસી લધુ ભોજન કરી, જીયત માન કે રંગ. (૩)

માટે એ વાતો તો " કહેના તો બહુ સહેલ હય, કરના હય મુશ્કેલ " ની પેઠે છે. માટે ધીમેધીમે સત્ય સાધનોથી શરૂઆત કરવી.

તુલસીદાસ મહારાજ કહે છે, કે કોઇ આ સાંભળીને તરતજ ખાવું પીવું બંધ કરી ભકિત કરવા માંડે તો જે ઈંદ્રિયોને આમ કરીને કબજે કરવાનો વિચાર રાખે તો તે પણ બની શકતું નથી. કારણ કે ભગવદ્દગીતામાં શ્રીકૃષ્ણે પણ એજ કહ્યું છે કે,

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥**

ભગવદ્ ગીતા અ. ૬. શ્લો. ૧૬

**અર્થઃ**—હે અર્જુન બહુજ ખાનારથી તેમજ બીલકુલ નહિ ખાનારથી અને અતિશય ઉંઘનારથી તેમ અતિશય જાગનારથી પણ યોગાભ્યાસ બની શકતો નથી.

પણ સદ્દગુરૂ ચરણે જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને અને અંતઃકરણથી શ્રદ્ધા અને પ્રેમથી તેમનાં વચનો સાંભળી તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરે તોજ આ જગતથી મુકત થવાય. એ સદ્દગુરૂને સાષ્ટાંગ દંડવત કરવાનો અર્થ એ છે કે આ મારી અંદરના અભી-માન, દંભ વગેરેને આપની સમક્ષ સૂવાડી દઉં છું. અને સાથે શ્રીફળ અને સાકર લઈ જવાનો એ અર્થ છે કે મારૂં શીર (માથું) તે આપને ચરણે ધરૂં છું. જે આ સંસારની માયા મમતા જે સાકર જેવી મીઠી છે તે પણ ચરણે અર્પું છું. આ પછી ગુરૂના ચરણ સ્પર્શ કરી આપણે કાન ઝાલીએ એનો એવો અર્થ થાય છે કે હવેથી આપનાં બધાં વચનો શ્રદ્ધા અને પ્રેમથી ગૃહણ કરી આચ-રીશ, ગુરૂને કંઈકે જ્ઞાન લીધા પછી દક્ષીણા અથવા (ભેટ) આપવી જોઇએ તેમાં તન, મન અને ધન સર્વે ગુરૂને અર્પણ કરવાં કારણ કે તેના વિના આ સંસારની પેલી પાર લઈ જનાર કોઇ નથી. મોક્ષનું જ્ઞાન પણ તેમનીજ પાસે છે. નહિ કે મોટા પંડિતો અને જાણનારાઓની પાસે હોય છે, આ પછી સદ્દગુરૂ જે જપ–તપ–યોગ વીગેરેના ગુપ્ત મંત્રો કહે તે ગુપ્ત રાખવાનો હંમેશાં પ્રયત્ન કરવો. અત્યારનો જમાનો માને છે કે એ મંત્રો ગુપ્ત રાખવાથી કંઇ ફાયદો નથી ને તેથી અત્યારે કોલેજમાં કે હાઇસ્કૂલોમાં ભણતા ભાઇઓ જે ગાયત્રી મંત્રના અધિકારી ગણાય છે. તેઓ તે મંત્ર, સાથે ભણતા સહાધ્યાયીને (co-student) પછી તે શુદ્રવર્ણ હોય છતાં પણ તેને મોઢે કહેતાં જરાય અચકાતા નથી પણ તેઓ જાણતા નથી કે જેમ

Many a flower that blust unseen and
waste its sweetness on the desert air.

અર્થ:—એવાં ઘણાંએ પુષ્પો પોતાની સુવાસોને રણુવગડામાં વેડફી નાંખી ખબર પણ ન પડે તેમ અદૃશ્ય રીતે નાશ પામતાં હશે. ને પુષ્પ નીચે નકામી ગએલી સુવાસની પેઠે પોતાના, એક હક્ક તરીકે મળેલા મહાન મંત્રોનાં પોતાનાં સામર્થ્ય (બળ) એવા અધિકાર વિનાના વર્ગરૂપ રણુવગડામાં વેડફાઇ નાશ પામે છે ને છતાંએ એ સુધારક વર્ગ, પોતે રાજી થાય છે ને એમાં પોતાની બહાદુરી માને છે. પણ જેમ કુંભાર પોતાનાં કાચાં તૈયાર કરેલાં વાસણોને નીભાડામાં નાંખી પકવતી વખતે એક પણ વાસણને બહાર દેખાવા દેતો નથી અથવા અંદર હવા જાય એટલું પણ કાણું રહેવા દેતો નથી ને તેને બધી બાજુએથી ઢાંકી દે છે. તેમ આપણે પણ કાચા હોવાથી પાકા થઇએ ત્યાં સુધી એ ગુપ્ત ગુરૂમંત્રને ખાનગીજ રાખવો જોઇએ. સદ્‌ગુરૂ કૃપાના સમર્થનમાં આટલું કહી પાછા આપણે મૂળ વાત ઉપર આવીએ. વિશ્નુ પુરાણુના પષ્ઠમ્ અંશમાં કહ્યું છે જે "પરમાત્માનાજ ભાવને પામેલો આ જીવ પરમાત્માથી અભિન્ન છે" એટલે કે જુદો નથી. પણ જે ભેદ દેખાય છે તે અજ્ઞાનરૂપ છે એ અજ્ઞાનનો નાશ થતાં જીવને પરમાત્માથી જુદો કોણ કહે ? અવિદ્યાથીજ આ બધો વહેવાર ચાલી રહ્યો છે. બ્રહ્મને તો વાણીથી પણ કહી શકાય તેમ નથી કારણ 'સ્વસંવેદ' તેજ જ્ઞાન બ્રહ્મ એમ વિષ્નુ પુરાણમાં કહ્યું છે વળી ભાગવતના એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં પણ કહ્યું છે કે, "આ બંધન છે ને આ મુક્ત છે એ ગુણની પ્રથા છે-ખરી નથી કારણ કે એ ગુણ માયિક છે." ને માયા છે તે અજ્ઞાનમય હોવાથી બંધનરૂપ લાગે છે. બાકી જીવને બંધન કે મોક્ષ નથી. શોક, મોહ, સુખ, દુઃખ વીગેરે પ્રપંચ તો માયાના છે તેમ સંસાર પણ માયામાત્ર છે. ખરો નથી અને એ અવીદ્યા આ શરીરી (જીવ)ને મોક્ષ તથા બંધન કરે છે. જીવ જે (ઇશ્વરના અંશ

રૂપ છે તેને સંસારનું અવિદ્યારૂપ બંધન અનાદિ છે. તે કેવળ જ્ઞાનથી મોક્ષ થાય છે. હવે જીવ કે જે પોતાનાં કર્મોમાં સ્વતંત્ર ને ઇશ્વરી વ્યવસ્થામાં પરતંત્ર છે તે અનાદી છે અને પ્રકૃતિ પણ અનાદી છે. પણ શરીર, ઇંદ્રિયો, વગેરે ઇશ્વિરે બનાવી જીવને સ્વાધીન કર્યાં છે. તેમાં રહી પુણ્યપાપ કરી જીવ માયાના બંધને બંધાતો જાય છે ને તેનાં ફળ ભોગવે છે. એ પુણ્યપાપરૂપ કર્મો પ્રભુની ઇચ્છાથી જીવ નથી કરતો પરંતુ સ્વતંત્ર રહીને કરે છે. પ્રભુની ઇચ્છાથી કરેલાં કર્મોનું બંધન લાગતુંજ નથી. જેમ સરકારી માણસ તલવાર વાપરી કોઇકનાં ખુન કરે તો તેને સજા નથી થતી કારણ કે તેને સરકારી હુકમ છે કે તારે તરવાર વાપરવી પણ સામાન્ય માણસ તરવાર વગર પરવાને વાપરે તો તુરત તેને ભારે સજા કરવામાં આવે છે. હવે પ્રભુ છે તે સર્વેથી જુદો છે, જો પ્રભુ પ્રકૃતિમાં ભળેલો હોય તો તેને સ્થૂળ શરીર અને જન્મ મરણ લાગુ પડવું જોઇએ. પણ તેમ નથી થતું વળી કોઇ એમ કહે છે, પ્રભુ ચૈતન્યથી આ જગતની ઉત્પત્તિ કરે છે. તો તે પણ ખોટું છે કારણ પ્રભુ પોતેજ ચૈતન્યમય છે. માયાતો જડ છે ને અજ્ઞાન ( અંધકાર ) રૂપ છે. હવે જો જગત પ્રભુથી ઉત્પન્ન થતું હોય તો પ્રભુ જેમ પૂર્ણ સત્તા-વાન છે તેમ દરેક મનુષ્ય પૂર્ણ સત્તાવાન થવો જોઇએ. ને દરેક મનુષ્ય સરખું હોવું જોઇએ પણ તેમ નથી થતું એક સુખી તો બીજો બહુજ દુઃખી થતો આપણી નજરે પડે છે. માટે આ જગત ચૈતન્યમાંથી નથી બનતું પણ પ્રભુનું નામ સુદ્ધાં નિમિત્ત રૂપેજ લે-વાય છે બાકી આ બધો પ્રકૃતિનોજ પ્રપંચ છે. પ્રભુ નિર્વિકારી હોઇ જન્મ લેતો નથી. જેના સંકલ્પ માત્રથી અનંતકોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ ને પ્રલય થાય છે તેને અવતાર ધારણ કરવાની શું જરૂર હોય. કારણ તે વગર અવતારે ધારે તેમ કરવાને સમર્થ છે. ને પ્રભુ અવતાર લે છે એમ કહેનાર વેદના અર્થને પણ સમજી શકતો નથી પણ અજ્ઞાનીના ભરમાવ્યાથી ભરમાએલોજ રહે છે. પ્રભુ તો સર્વ

સ્થળે ને સર્વ કાળમાં હયાત છે તેને એક સ્થળે રહેવાનું ને જન્મ-વાનું તથા મરવાનું કહેવાય તો તે આપણું અજ્ઞાનજ છે. રામ અને કૃષ્ણ આદીને મહાન પુરૂષો માનવા જોઇએ. જુવો રામ અને કૃષ્ણમાં રાગ, દ્વેષ, લોભ, ઇર્ષા, વગેરે હતાં તેમ તેમના જન્મ મરણ પણ જણાયા. તો કહો કે પ્રભુમાં આમાંના કયા ગુણ હોવાનું તમે માનો છો. જો રાગ દ્વેષવાળા તમે પ્રભુને કહો તો નિર્ગુણ શબ્દ પ્રભુના વિશેષણ તરીકે નહિ મૂકાય ને જો જન્મ મરણ માનો તો અજન્માપણું અર્થ સર્વ દેશીપણું પ્રભુનું નષ્ટ થાય છે. માટે રામ, કૃષ્ણ મહાન પુરૂષ કહેવાય હા ! તે દેવ રૂપ કહેવાય આગળ આપણે કહી ગયા છીએ, કે જેનામાં સારા ગુણ હોય તે દેવ કહેવાય. કારણ કે તે તો સચરાચરમાં વ્યાપેલો જીવ પણ ચૈતન્ય રૂપ છે. તેનો ખરો ધર્મ ને સ્વભાવ તો પવિત્રતા, અવિનાશીપણું વગેરે છે. ને પ્રભુના પણ એજ ધર્મ છે. વળી તે જગતની ઉત્પત્તિ, લય કરે છે, ને જીવોને કર્મનાં ફળ આપે છે. તો તે પ્રમાણે જીવ પણ શ્વાસોચ્છવાસની ક્રિયા કરે છે ઇંદ્રિયો તથા મનને કર્મ કરાવે છે, ને તેનાં ફળ આપે છે. આમ જીવ ઇશ્વરના ગુણ લગભગ સમાન છે. છતાં જીવ એજ પ્રભુ છે એમ કહીએ તો અનેક જીવો જે કર્મ કરે છે તેનાં બંધન ન થવાં જોઇએ ને કોઈને જરાય દુઃખ ન રહેવું જોઈએ. આથી જીવ એ ઇશ્વર નથી એમ ગણાયું. પ્રભુનું જ્ઞાન તો ત્રણે કાળમાં સરખું રહે છે. જીવ માટે તેવું નથી. જીવ શરીરી છે. એનાથી કંઈ ખોટું કામ થઈ જાય તો તેના મનમાં ભય, સંકોચ અને લજ્જા આવે છે. ને સારૂં કામ થાય તો નીભર્યતા ને હર્ષ થાય છે. એથી એમ થાયૂ છે કે જીવ પ્રભુ ન હોઇ શકે. પ્રભુ સર્વદેશી છે. ને નિરાકાર છે તે કોઈની સહાય લેતો નથી પરંતુ પોતાની શક્તિથી આખા જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરે છે. ને જીવોનાં પાપ પુન્યોના હિસાબ ચુકાવી ખાતાં ચોકખાં કરે છે. પ્રભુને દેહધારી માનવામાં

અગર પોતાની ઇચ્છાથી દેહધારી થયેલા માનવામાં પણ ભૂલ છે. કારણ દેહધારણની પૂર્વેનિ સ્થિતિ નિરાકાર હોવી જોઇએ. ને દેહધારી હોય તેને તો જન્મ, મરણ, જ્ઞાન, અજ્ઞાન, પાપ, પુન્ય, ભય, પ્રીત, વગેરે ગુણધર્મો હોય છે. આ બધુ ઇશ્વરના ગુણધર્મ ને સ્વભાવની વિરૂદ્ધ છે માટેજ પ્રભુ સર્વ શક્તિમાન, નિરાકાર ને સવ દેશી ઠરે છે. ને જે સાકાર કહે છે તે ખોટું છે, સત્વગુણી બની પ્રભુની ભક્તિ કરવી તેને સગુણ ઉપાસના કહે છે. એટલે કે મનમાં એવી ભાવના કરવી જે હે પ્રભો ! મને નિર્વિકારી કરો, સદ્‌બુદ્ધિ આપો, મારામાં આપનો પૂર્ણ પ્રકાશ થાઓ, મારામાં દુઃખી ઉપર દયા કરવાની, કોઇની નિંદા ન કરવાની ને મારા ઉપર અપકાર કરનારના ઉપર પણ ઉપકાર કરવાની શક્તિ આપજે. કોઇનું ખોટું કરવાનો વિચાર ન થાય પરંતુ કેવળ તારી ભક્તિ કરવાનીજ ઇચ્છા થાય એવું કરજે. આ સગુણ કહેવાય. આથીજ પ્રભુ મનુષ્યને સીધે રસ્તે લઇ જઇ મોક્ષ આપે છે. પણ જે કેવળ પ્રભુની કવિતાઓ ભાટ, ભવાયાની પેઠે ગાય છે પણ પોતાનાં કર્મોજ સુધારતો નથી તેની સ્તુતિ કદી પ્રભુ સાંભળતો નથી. માટે પ્રભુ પાસે એજ માગવું કે સદ્‌બુદ્ધિ આપ, સારા માર્ગે ચઢાવ. અવિદ્યા રૂપ અજ્ઞાન દૂર કરી જ્ઞાન રૂપી સૂર્યનો ઉદય કર મૃત્યુથી બચાવ ને મોક્ષરૂપ અમૃતની પ્રાપ્તી કરાવ. આવી સ્તુતિ કરી મનનાંથી રાગ, દ્વેપ ઓછો કરતાં જવો આમ સગુણ ઉપાસનાથી પણ પ્રભુના શરણમાં જઇ શકાય છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જે કહ્યું છે કે,

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्याहम् ॥**

ભગવદ્‌ગીતા અ. ૪. શ્લો. ૭.

**अर्थः**—જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થઇને અધર્મનું બળ જામે છે. ત્યારે ત્યારે હે ભારત હું શરીર ધરૂં છું.

આનો અર્થ લોકો નિરાકાર પ્રભુ ઉપર ઠરાવે છે એ ખોટું છે. એનો અર્થ ને સમજણ તો એ છે જે.

સાખીઃ—

સરવર, તરૂવર, સંતજન, ચોથા વરસે મેહ;
પરમારથને કારણે, ચારે ધરીઓ દેહ.

આમ અધર્મની શરૂઆત થતાં પ્રભુ પોતાના દૂત તરીકે મહાજ્ઞાની પુરૂષોને જીવોને સત્યજ્ઞાનનો પ્રકાશ આપવા મોકલે છે અને તેઓ દેહ ધારણ કરી અધર્મ કરનાર ને કરાવનાર અતિ પાપી જેવા કે રાવણ, કંસ–જરાસંઘ વીગેરેનો નાશ કરી ધર્મના સાચા માર્ગો બતાવે છે. તેથી કંઈ તેઓજ સાક્ષાત પરમેશ્વર બનતા નથી. કારણકે પ્રભુમાં કુડ, કપટ, રાગદ્વેષ હોઈ શકે નહિ! આપણે જાણીએ છીએ કે રામ અને કૃષ્ણમાં તો ઉપરના ગુણો હતા. કદાચ તેમનાં કહેશો તો અમે અહીં રામાયણ મહાભારતમાંથી આધાર પુરતા ઉતારા ટાંકીએ તેના કરતાં વાંચકનેજ રામાયણ અને મહાભારત સમજપૂર્વક વાંચી જવાની નમ્ર સલાહ આપીએ છીએ જેથી રાવણને વાલી વાનરને જરાસંઘને, દુર્યોધન અને જયદ્રથને કેમ માર્યાં તે સમજાશે! વાત એક બીજી રીત એ છે જે જે પ્રભુની કલ્પનાથીજ જગતની ઉત્પત્તિ, ને લય થાય છે તે પ્રભુને જગતની એકાદ વસ્તુનો નાશ કરવા ખાસ દેહ ધારણ કરવો પડે એ શું સાચું છે? પણ તમો તો વિચાર કર્યા વિના ને સમજ્યા વિના જેણે જેમ સમજાવ્યું તે સાચું માની બેઠા તે પકડી બેઠા પણ ભાઇઓ, આતો કુવામાં ઉંડા ઉતરતાં જવાય છે, અથવા ગમે તેટલું ફરવા છતાં ઘાણીના બળદની માફક જ્યાંના ત્યાંજ દેખાઇએ છીએ માટે જરા વિચારો ને આવા અમુલ્ય મનુષ્યાદેહની કીંમત સમજી ઉંચે ચઢવા પ્રયત્ન કરો; ને કોઇ સાચા સદ્‌ગુરૂ ને શરણે જઇ સત્યજ્ઞાન મેળવો ને

મીઠાનાં કાંકરાને સાકર માનવાનું છોડો તો આ ભવસાગરનો પાર આવે. જુઓ રામ અને કૃષ્ણ બંને ક્ષત્રિય કુળમાં જન્મેલા હતા, મનુષ્ય હતા, ગાદી પતિ હતા, એ તમો માનો છો. વળી તમે એમ પણ માનો છો કે એ પ્રભુ હતા ને તેમણે રાસલીલા કરી હતી. આજે જગતનો કોઇ માણસ એમ પરસ્ત્રી સ્પર્શ કરવા માંડે તો તેને તુરત તિરસ્કારવા માંડો છો. આથી એમ સિદ્ધ થાય છે કે તમારૂં ચિત્ત અસ્વસ્થ છે ને તમારા મગજમાં આ અંધાધુધીનો નિર્ણય કરવાની પાકી શક્તિ નથી.

જીવ, ઇશ્વર ને માયા એ ત્રણ અનાદિ છે. તેમાં ઇશ્વિર અનાદિ છે ને જીવને માયા અનાદિશાન્ત છે. અનાદિ એટલે તો જેની ઉત્પત્તિ ને નાશ નથી ને અનાદિશાન્ત એટલે જેની ઉત્પત્તિ નથી જણાતી પણ નાશ જણાય છે. તે અનાદિશાન્ત છે. આ ત્રણેય જગતનું કારણ છે. ને એ ત્રણથી જગત ઉત્પન્ન થાય છે. પણ જીવને માયાને ઉત્પન્ન કરવાં પડતાં નથી. જ્યારે જગતનો પ્રલય થાય છે. ત્યારે તે ઝીણા ઝીણા પરમાણુમાં વહેંચાઇ જાય છે.

પરમાણુ એટલે જેનું સૂક્ષ્મસ્વરૂપ વર્ણવીજ ન શકાય તે પરમાણુ કહેવાય. આ પરમાણુઓ પ્રલય વખતે પ્રભુ ધારણ કરે છે. કેટલાકો કહે છે કે આ પૃથ્વીને નીચેથી શેષ (નાગ) ધારણ કરી રહ્યો છે. તો પછી તે નાગ શેના આધારથી રહ્યો છે. વળી કેટલાકો કાચબાનો આધાર બતાવે છે. પણ ભાઈઓ આ બધાં ધતીંગ છે. ને મૂળ અર્થ તો એ છે જે શેષ એટલે કે વસ્તુઓનો નાશ થતાં છેવટે જે કંઇ બાકી રહે તે શેષ કહેવાય. તો જ્યારે જગતનો પ્રલય થાય ત્યારે એકલા પ્રભુજ શેષમાં રહે છે. કારણ કે માયાનું બધું કાર્ય નાશ પામે છે. એટલે ખરી રીતે શેષ રહેલા જે પ્રભુ તેજ પૃથ્વીને ઉત્પત્તિ વખતે ધારણ કરે છે. વળી બીજી રીતે કહીએ તો સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્માથી ગણાય તો બ્રહ્માથી

વિરાટ થયા ને વિરાટના પુત્ર તે મનુ કહેવાયા ને તેમાંથી મરિચિ ને કશ્યપના શેષ થયા. એટલે શેષ એ બ્રહ્માની પાંચમી પેઢી થઇ તો પાંચ પેઢી સુધી પૃથ્વીને ઉપાડનાર શેષ ન હતા ત્યાંસુધી બ્રહ્મા વગેરે કયાં રહ્યા હતા ? આમ બધી ગપો છે. શેષ નાગ પાતાળમાં રહ્યાની પણ આવીજ સુંદર ગપ છે. આપણી પૃથ્વીની દક્ષિણનો ભાગ છે ત્યાં પહેલાં નાગ જાતના લોકો રહેતા હતા. ( હાલમાં જે અમેરિકા દેશ તરીકે ઓળખાય છે. ) તેનુ નામ પાતાળ કહેતા ને તેમાં રહેનાર નાગ જાતના લોકો હતા. તેની બીજી સાબીતી એ છે કે ભીમ જયારે પાતાળમાં ગયો હતો ત્યારે નાગની કન્યાને પરણ્યો હતો ને તેનાથી તેને બભ્રુવાહન નામે પુત્ર થયો હતો જે કુરૂક્ષેત્રના યુદ્ધથી " બળયાકાકા " ને નામે પ્રસિદ્ધ થયાનું કહેવાય છે. આમ પાતાળમાં મનુષ્ય જાતિ ન હોય તો વિજાતીય જાતિ સાથે ભીમ શી રીતે લગ્ન કરે ને તેનાથી પ્રજા શી રીતે ઉત્પન્ન થાય. કદી ગધેડાથી ગાયને પ્રજા ઉત્પન્ન થઈ છે. તેમ સર્પ જાતિ હોય તો તેની સાથે માણસ જાત જેને જોઇનેજ સો ગાઉ ભાગતી હોય તે તેને પરણે ને તેનાથી પ્રજાનિ ઉત્પત્તિ કરે એ કેમ સંભવે ? આથી એમ નક્કી થાય છે કે પાતાળ તરીકે ઓળખાતા દેશમાં જે પ્રજા રહે છે તે નાગ જાતિ તરીકે ઓળખાય છે. હવે તમે કદાચ એમ કહેશો કે તો એ નાગજાતિજ ભલે તે માણુસ જાત હોય તો પણ તેણેજ પૃથ્વી ધારણ કરી હતી. તો એ માણસો કેવડા મોટા ને કેવા જબરા હશે કારણ કે માટીનો એક બે ચાર મણનો ગોળોજ જો માણસ નથી ઉચકી શકતો અથવા ઘરનો એક ભાગ માણસ પર પડે તો પણ માણસ તેને ટેકો દઇ સ્થિર રાખવા સમર્થ નથી થતો તો પછી આખી પૃથ્વીનો ભાર ધારણ કરનાર માણસ કેવડા મોટા હશે એ વિચારોને એવડા મોટા ને જબરા માણસ પાસે આપણા જેવડાજ માણસ તરીકે ગણાતા પાંડવોમાંથી કંઈક વધુ શરીર સંપત્તીવાળો ભીમ જાય તો શું એ માણસો આ ભીમને જીવતો

આવવા દે ? ને જીવતોજ ન આવવા દે તો પછી પોતાની પુત્રી અથવા બહેન તો શી રીતે પરણાવે ને પરણાવે તો પણ એવડાં મોટાં માણસ સાથે ભીમ હેતપ્રીત કરીને વ્યવહાર શી રીતે કરે ને પ્રજાની ઉત્પત્તિ શી રીતે કરી શકે ? માટે એ પણ બધું ખોટું છે. પાતાળમાં રહેનાર નાગ જાતિએ પૃથ્વી નથી ધારણ કરી પણ માયાનું તત્વ જતાં જે બાકી (ઈશ્વર) રહે છે તેણેજ એ પૃથ્વી ધારણ કરી છે ને તેથી તે શેષથી ધારણ કરાઇ એમ કહેવાય છે. આમ પ્રભુએ જે રચના ગોઠવી છે તેજ પ્રમાણે થયાં કરે છે તેમાં કંઇજ ફેરફાર થતો નથી. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી આદી તત્વો દરરોજ એવાં ને એવાંજ ભાસે છે. ને પોતાનું કર્મ કયારેય ચૂકતાં નથી એ જોઈને જ આપણે ઈશ્વરનું મહાનપણું સ્વીકારીએ છીએ. સૃષ્ટિની ઉત્પત્તિમાં પરમ સૂક્ષ્મ પરમાણુઓ જે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ રૂપે હતાં તે ભેગાં થયાં તેનું નામ પ્રકૃતિ. પ્રકૃતિમાંથી પરમ સૂક્ષ્મ, અને પરમસૂક્ષ્મમાંથી સ્થૂળ થયું તેનું નામ મહતત્ત્વ. મહતત્ત્વથી અહંકાર થયો, ને અહંકારમાંથી પાંચ મહાભૂતો થયાં ને દસ ઇંદ્રીયો, ચાર અંતઃકરણ, એક મન ને પાંચ તન્માત્રાઓ ( શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ ) થઇ, એ પાંચ મહાભૂતો ( પૃથ્વી જળ, તેજ, વાયુ ને આકાશ ) માંથી સ્થૂળ ભૂતો ( અંડજ, સ્વેદજ, ઉદ્‌ભીજજ, જરાયુજ ) થવા માંડયા એટલે કે ભૂતોથી ઔષધીઓ થઇ. ઔષધિઓથી અન્ન, અન્નથી વીર્ય, વીર્યથી શરીર થયાં ને ત્યારપછી સૃષ્ટિનો ક્રમ શરૂ થયો છે. આ પ્રમાણે આ વીશ્વનો ક્રમ ચાલ્યો આવે છે. તે કોઈ વિદ્વાન અને સત્સંગી માણસ જાણે છે. બીજાઓ પુરો વિચાર કર્યા વિના ભ્રમ જાળમાં પડયા રહે છે. જ્યારે આત્મામાં જ્ઞાન હોય ત્યારે સત્વગુણ થાય છે. રાગ દ્વેષ હોય તો રજોગુણ ને અજ્ઞાન હોય ત્યારે તમોગુણ થાય છે, હૃદયમાં જે ગુણ પ્રધાન પદે હોય તે ગુણ અંતઃકરણને પોતાના ભાવમાં લીન કરી દે છે, માટે માણસે સત્વગુણી થવા મહેનત કરવી જેથી ધર્મીષ્ટ, દયાવાન

બનાય છે, અને એ માર્ગે અન્તે પરમપદ મળે છે. મનુષ્યે નિત્ય સ્નાન, વસ્ત્ર, ખાદ્ય અને પેય (પીવાનું) એ કાયમ શુદ્ધ રાખવું. એની શુદ્ધિથી ચિત્તની શુદ્ધિ થાય છે ને આરોગ્ય પ્રાપ્ત થાય છે, ને પુરૂષાર્થ વધે છે. સત્ય ભાષણુ અને સત્ય આચરણનેજ વેદ અને સ્મૃતિ આચાર અથવા ધર્મ કહે છે. માતા, પિતા, ગુરૂ ને અતિથીની સેવાનેજ દેવ પુજા કહેવાય છે. આ બધું ધર્મીષ્ઠ, પરોપકારી ને જ્ઞાની ગુરૂના સમાગમથીજ શીખી શકાય છે. ખરી રીતે પ્રકૃતિ ને જીવ એ મીથ્યા છે. જીવ છે એ પોતાના ખરા જ્ઞાનને સમજતાં તે પરમાત્મારૂપ બને છે ને શબ્દ મીથ્યા થાય છે ને પ્રકૃતિ તો મીથ્યા છેજ. આમ જીવને પ્રકૃતિ મીથ્યા છે છતાં કોઇ કહેશે કે જે આંખે દેખાય તેને ખોટું કેમ માનીએ તો મૃગજળ પણુ દેખાય છે છતાં ભાસ માત્ર છે. તેની તરફ જઈને અથવા લઢાઈ કરીને તેનો નાશ નહિ કરી શકીએ પણુ તેનું સત્ય સ્વરૂપ જાણીને તેનું દર્શન બંધ કરીને તેનો નાશ કરી શકશે તેજ રીતે માયા અને જીવના સત્ય સ્વરૂપને જાણીને ને પોતાની સંપૂર્ણ જ્ઞાન શક્તિનો પ્રકાશ પાડીનેજ તેનો નાશ કરી શકાશે. ને જેનો નાશ જોઇ શકાય તે અનાદિ શાન્ત કહેવાય. તેથીજ માયાને જીવ અનાદિ શાન્ત કહેવાય છે. હવે એક પ્રશ્નોત્તરમાળાથી એનું વિવેચન કરીશું. તેમાં એક અજ્ઞાની ને બીજો જ્ઞાની એમ બે માણુસની કલ્પના કરી છે. પહેલાં જ્ઞાની પ્રશ્ન કરે છે ને અજ્ઞાની જવાબ આપે છે ને પછીથી અજ્ઞાની પ્રશ્ન પૂછે છે ને જ્ઞાની જવાબ આપે છે એમ ગોઠવ્યું છે.

જ્ઞાનીએ પૂછયું:—બ્રહ્મમાં જગતનું ભાન કોને થયું ?

અજ્ઞાની કહે—જીવને.

જ્ઞાની બોલ્યો:—જીવ કયાંથી થયો ?

અજ્ઞાનીએ કહ્યું:—અજ્ઞાનમાંથી,

જ્ઞાની કહે:—અજ્ઞાન કયાંથી થયું ને કયાં રહે છે ?

અજ્ઞાની બોલ્યો કે—અજ્ઞાન અનાદિ છે ને તે બ્રહ્મમાં રહે છે.

જ્ઞાની કહે:—અજ્ઞાન થયું તો તે કોને થયું ?

અજ્ઞાનીએ જવાબ દીધો કે ચીદાભાસને.

જ્ઞાની બોલ્યો—ચીદાભાસનું શું સ્વરૂપ છે ?

અજ્ઞાની કહે તેનું સ્વરૂપ બ્રહ્મ ને બ્રહ્મને અજ્ઞાન થયું એટલે કે પોતે પોતાને ભૂલી જાય છે.

જ્ઞાની બોલ્યોઃ ભૂલવાનું કારણ શું અવિદ્યા ( અજ્ઞાનજ ) ને ?

અજ્ઞાની કહે હા !

જ્ઞાની કહેઃ અવિદ્યા ( અજ્ઞાન ) એ સર્વવ્યાપીનો ગુણ છે કે અલ્પજ્ઞનો ?

અજ્ઞાની બોલ્યો. અલ્પજ્ઞનો.

જ્ઞાની કહે તમે એમ કહો છો કે એક બ્રહ્મ ચરાચર ભર્યું છે. બીજુ કંઇ છે નહિ ને અવિદ્યાએ સર્વ વ્યાપીનો ગુણ નથી તો બ્રહ્મને અવિદ્યા શી રીતે બોધ કરી શકે. જો તમે એમ કહો કે બ્રહ્મના એકદેશી ભાગને અજ્ઞાન થયું તો તે પણ ખોટું થાય. કારણ કે શરીરના કોઈ એક ભાગમાં વિંછીનો ડંખ થતાં જેમ આખા શરીરમાં રોમ રોમ પીડા થાય છે. તેમ એકદેશી અજ્ઞાન હોય છતાં તે આખા બ્રહ્મને અંધકારમય ( દુઃખમય ) કરી મૂકે છે. ને એમ થાય તો પછી આત્માઅનાત્માની વ્યકિત (ભેદ) સમજાવનાર સદ્‌ગુરૂઓ પણ અજ્ઞાનના પૂજારી હોય જ્ઞાન માર્ગ બતાવી શકે નહિ ! પણ આ બધાનું મૂળ કારણ તો આજકાલનાં તાર્કિક મનુષ્યોના તર્કો અને સારગ્રાહીવૃત્તિ નહી પણ પોપટીયા જ્ઞાનજ છે કારણ કે તે વેદ વિરૂદ્ધ છે. થોડા શબ્દો વેદના લઇ પછી પોતાની બુદ્ધિ પ્રમાણે તેનો અર્થ લખી પછી પોતાને રૂચ્યું તેવું લખી પુસ્તકો બહાર પાડી દ્રવ્યસંચય કરતાં શીખ્યા અને તેના બનાવનાર તરીકે વ્યાસ મુનિનું નામ ઠોકી બેસાડયું: કારણ કે તેમ ન કરે તો શાસ્ત્ર પુરાણ માફક સાચું ન માને

ને તેથી લખનારની પેટ ભરવા માટેની મહેનત નકામી જાય. માટે કોઈ મોટા જાણીતા રૂષિનું નામ આપી પોતાનું ગાડું ગબડાવ્યે જાય છે. આ પુસ્તકોમાં ખોટું નામ આપવા બદલ ભોજ રાજાએ તે બનાવનારાઓને શીક્ષા કરી હતી ને હવે ફરીથી એવાં ધર્મનાં પુસ્તકો પોતાનાં સત્યનામ આપ્યા સિવાય બહાર ન પાડવાનું ફરમાન કાઢવાની વાત ભોજ–સંજીવની નામના ગ્રંથમાં ચોકખી લખેલી છે. અત્યારે પણ એ ગ્રંથ ગ્વાલીઅરના ભાંડનગર ગામના ત્રવાડી બ્રાહ્મણને ત્યાં હયાત છે. દેવીપુરાણમાં જગતની ઉત્પત્તિ સ્થિતિ ને લય દેવીથી હોવાનું જણાવ્યું છે. તેમજ વિષ્ણુપુરાણમાં અને શિવપુરાણમાં એ ત્રણે સ્થિતિ વિષ્ણુને શંકરજ કરે છે એમ લખેલું છે, આમ તો જગતના ઇશ્વર ઘણા થઈ પડયા આમાં સાચા પ્રભુ કયા માનવા ? કારણ કે આપણે તો જગતના રચનાર તરીકે પ્રભુને માનીએ છીએ ને એમ પણ માનીએ છીએ કે તે પ્રભુ એકજ છે ને સર્વવ્યાપી છે. તો ઉપરની બાબતને આ બાબતમાં સત્ય કયું માનવું ? માટે ભાઇઓ એ પુરાણોના ભેદો મટાડી દઇ વેદમાં જણાવ્યા પ્રમાણે એક સર્વ વ્યાપક, અખંડ, અવિનાશી, નીરાકાર પ્રભુને ભજો, કારણકે અવતાર એ પણ કઈ દ્રષ્ટિયે છે તે ન સમજાય તો ધતીંગજ છે જે જે શડૈશ્વર્યયુકત અવતારો થયા તેજ ઇશ્વર મનાયા છે ને તેને લઇને મૂર્તિપૂજાની વિધિ નીકળી છે.

હવે ધાર્મિક ચિન્હો માટે થોડું કહીએ. ભસ્મ ચોળવાથી ને ગળામાં રૂદ્રાક્ષ રાખવાથી મોક્ષ મળવાનું ઘણા કહે છે ને કરે છે. ને એમ કર્યા વિના મોક્ષ નથી મળતો એમ જણાવે છે. એ પાખંડીઓના પાખંડની હવે સીમાજ નથી રહી. રાખોડી શરીરે ચોપડવાથી ને કોઇ એક ફળની ગોટલી ગળામાં રાખવાથી મોક્ષ મળતો હોય તો તમે જેટલી રાખ ચોળો છો તેનાથી હજારો ઘણી વધારે ગધેડું રાખે છે.છતાં તેનો મોક્ષ ન થવાનું પણ તમેજ કહો છો. ત્યારે શું તમને ઇજારો મળ્યો છે કે તમનેજ ભસ્મ ચોળવા બદલ મોક્ષ મળે ને બીજાને નહિ ?

વાહ તમારી ખૂબી ! વળી તમે એમ પણ કહો છો કે રૂદ્રાક્ષ ગળામાં પહેરવાથી જમ કે જમના દૂતો ડરીને નાશી જાય છે. તો ભાઇ જરા એક રૂદ્રાક્ષની માળા પહેરી જરા બહાર નીકળો ને જુઓ જોઇએ એ રૂદ્રાક્ષ દેખીને શહેરના સીપાઇઓ ભાગી જાય છે ? જો તેઓ નથી બ્હીતા તો પછી એ ઇશ્વરી સીપાઇઓ રૂદ્રાક્ષ જોઇને બ્હી જાય એ વાત જરાય માન્યામાં નથી આવતી. તમે જરા રૂદ્રાક્ષ પહેરીને કોઇકિનું ખુન કરો ને પછી અનુભવો જોઈએ, તમારા રૂદ્રાક્ષ જોઇને સીપાઇ કેવા બ્હીએ છે. અરે સીધા વગર ભાડાની કોટડીમાં ઉપાડી જાય છે કે નહિ ? માટે ભાઇ એ બધાં ગપ્પાં છે. હેતુ તો બાજુએ રહે છે, માટે અનુભવ રૂપ અગ્નિમાં તમારા વિચાર રૂપ સોનાને ચોકખું કરી પછી ઘાટ ઘડાવો જેથી તમને ફાયદો થાય ! બાકી હા ! ભસ્મ ધારણ કરવાનો વિધિ એ છે કે ભસ્મ ધારણ કરતી વખતે સર્વ ભસ્મી ભૂતની ભાવના કરવાની છે. અગ્નિ, વાયુ, જળ, પૃથ્વી, વ્યોમ, આદી સર્વ ભસ્મીભૂત છે. એ વિચારે અંતરના ઉંડા પ્રદેશમાં વૈરાગ્યને પોષવો ને અંતે એ સ્થિતદશાને પામવાથી મોક્ષ થાય છે. એ ભાવના જે પોષે છે તેજ ભસ્મ ધારણ કરે એનો એ અર્થ ગણાય છે બાકી તો ગાડરીયા પ્રવાહની પેઠે વગર સમજ્યે હાંકે રાખવા જેવું છે, અને રૂદ્રાક્ષ છે તે બીજ માળા છે, અને બીજ બળવાન હોય, સર્વ વિશ્વનું બીજ સાત્વિકી માયા છે તેમ રૂદ્રાક્ષ પણ સાત્વિકી છે કારણકે જે હેતુ પુર્વક રૂદ્રાક્ષને ધારણ કરે છે તો તેને ત્યાગ ને વૈરાગ્ય સારાં લાગે છે, માળાને તિલક ધારણ કરી શિકારે જાય તો તેને શરમાવું પડે છે અથવા, ત્યાગ કરવો પડે છે; પણ સદ્‌કર્મમાં એ માળા શોભે છે; તેમજ છે. રૂદ્રાક્ષ તુળસી આદીની માળા તેથીજ સાત્વિકી ગણી છે તે બાનું ધારણકરનાર લોકલાજથી પણ પાપ કર્મથી બચે એ હેતુએ એનું વિશેષ રૂપે વર્ણન છે પણ માળા ને ભસ્મ ધારણ કરેથીજ યમદુત જતા રહે એ માનવુ યોગ્ય નથી; ૐ શાન્તિ.

# વિનોદ વીલાસ

આ મથાળું વાંચી તમને બહુજ આશ્ચર્ય થશે કે તત્ત્વજ્ઞાન પ્રકાશ જેવા પુસ્તકમાં શું આ હાસ્ય રસનો ભાગ રાખ્યો હશે ! ના ! ના ! તેમ નથી આજે જે પુરાણ અને શાસ્ત્રોને આધારે જગત ચાલી રહ્યું છે તેમાં કેવા પરસ્પર વિરોધાભાસ વાળી વાતો આવે છે ને કેવી અસંબંદ્ધ અથવા માન્યામાંજ ન આવે એવી વાતો આવે છે તે બાબતનો ખરેખરો સ્ફોટ કરી પુરાણના બધા ગોટાળા વિસ્તારથી કહી બતાવ્યા છે. ને તેથીજ આ પ્રકરણનું નામ ગોટાળાપંચક રાખ્યું છે. પોતાનાં સ્વજનની પાછળ આજની જનતા અનીચ્છા છતાં લોકાચારની બીકે શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરે છે. હા ? કેટલાક જુના વિચારના શ્રદ્ધાપૂર્વક પણ કરતા હશે તો તે બાબત કહેવાનું કે તમે તમારા ઘરમાં એક થાળીમાં પૂર્ણ રસોઇ પીરસો ને પછી હાથ દૂર બેસી જાઓ ને પછી જુઓ કે તે રસોઇ તમારા મોઢામાં બે હાથ લંબાવ્યા વિના આવે છે ? જો તે રસોઈ તમારા મોંઢામાં ન આવતી હોય તો જે મરી ગયું છે, જેનું સ્થુળ શરીર પણ નથી ને ઇંદ્રિયોનો તદ્દન નાશ થયો છે. તે આપણે કરેલ શ્રાદ્ધના કર્મને શી રીતે પામી શકે ? નજીકની વસ્તુ જે આપણે જોઇ શકીએ છીએ છતાં લઈ શકતાં નથી તો તે મરણ પામેલાં શી રીતે પામી શકે ? વળી કેટલાક કહે છે કે ગયાજીમાં શ્રાદ્ધ કરવાથી અવશ્ય પહોંચે છે તો શું ગયાજીમાં એની કંઈ પેઢી છે, કે તેની મારફતે તેને મોકલી શકાય છે ! આ બધાં ગપાટાં છે. વધારામાં લોકો કહે છે કે “ અયોધ્યા બધાં મનુષ્ય, પશુ, પક્ષી, સાથે ત્રણ વખત સ્વર્ગે ગઇ હતી. ” તો તે પાછી શા માટે આવી. અથવા જો તેને જઇને અંતે પાછુંજ આવવું પડયું તો તમે પણ સ્વર્ગે જશો ને આવશો. ને આમ થાય તો પછી ભકિત કરવાનો કે ધર્મ પાળવાનો કંઇજ અર્થ રહેતો નથી. અયોધ્યાની પેઠે આપણે પણ જો આવવું જવું પડે તો આધાં તપ

કરવાની શું જરૂર ! વળી પ્રયાગમાં સ્નાન કરનારને યમનું તેડું નથી આવતું આ સાચું હોય તો પછી ચોર અને ખુનીઓ પ્રયાગમાંજ જે રહેતા હશે તે બધાનાં દંડ માફ થવાના કારણ કે કોઇક દિવસે પણ તે ત્રિવેણી સંગમનું સ્નાન કરવાનાજ ! આમ ભળતાં કર્મો કરવાથી કે નામસ્મરણથી જો સ્વર્ગે જવાતાં હોત તો કોઈ પાપ કરતાં પાછું વળી જોત નહિ! આવાં ખોટાં ગપ ચલાવી જગતને ધૂતવા કરતાં સાચે માર્ગે ચઢાવી ભૂખે મારવું સારૂં છે. કારણ કે શ્રી કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે

**नहि कल्याणकृत्कश्चिदुर्गतिं तात गच्छति ।**

હે તાત ! થોડું પણ કોઈનું કલ્યાણ કરનાર દુર્ગતિને કદિ પામતો નથી. જગતમાં જયાં ધર્મને નામે જુઓ ત્યાં ધતિંગજ છે. બધેજ પત્થરને પાણી કયાંઇ સાચા માર્ગ દર્શકો નથી કે તમને સાચા રસ્તા બતાવી શકે ! તિર્થાદીક તો કેવળ પામર જીવોને માર્ગે ચડાવવાના હેતુએ માત્ર વર્ણવેલાં છે. જુવો શીવ પુરાણમાં લખ્યું છે કે શિવેજ આખી સૃષ્ટિ બનાવી છે, ને બધો વ્યવહાર પણ શીવજ કરે છે. વળી બ્રહ્મા વિશ્નુ ને શકિતને પણ તેનાથી ઉત્પન્ન ગણ્યાં છે ને શિવથીજ એ ત્રણેની ઉત્પત્તિ વર્ણવી છે. આમ જો આ સૃષ્ટિ શિવે કરી હોય તો તે કર્તા ઠરે. વળી કહે છે કે શિવે જળમાં નારાયણને ઉત્પન્ન કર્યા તેના નાભિ કમળમાંથી બ્રહ્મા થયા ને તે બ્રહ્માએ એક અંજળી ભરીને સમૂદ્રમાં નાંખી એટલે એક પરપોટો થયો ને તેમાંથી વિષ્ણુ થયા. ત્યારપછી સૃષ્ટિ પેદા કરવાની બાબતમાં બંને લઢવા લાગ્યા એટલે શિવે વચમાં પડી પોતાના બાણના ઉપરને નીચેના છેડા શોધી લાવવા કહેવાથી બ્રહ્મા ઉપરના ભાગની શોધમાં ને વિશ્નુ નીચેના ભાગની શોધમાં ગયા. વિશ્નુ તો અંતે નિરાશ થઇ પાછા આવ્યા ને બ્રહ્મા પણ નીરાશ થઇ પાછા ફરતા હતા, ત્યાં એક ગાય ને કેતકી નામનું એક ઝાડ મળ્યાં તેમની સાથે બ્રહ્માએ જુઠું બોલવાની સંતલસ કરીને વિશ્નુ પાસે આવ્યાં. ને બ્રહ્માએ ઉપરનો છેડો

જડવા બાબત ખોટું કહ્યું. ગાયે તેની સાક્ષી પુરી તેથી શિવ ખીજાયા ને ગાયને શ્રાપ દીધો કે તું જુઠું બોલી તેથી તારૂં મોઢું વિષ્ટા ખાશે ને પુજાશે નહિ ને તું પૂંછડેથી પુંજાઇશ! પછી બ્રહ્મા વિશ્નુએ પ્રાર્થના કરવાથી શિવે સૃષ્ટિ રચવાની આજ્ઞા કરીને એક ભસ્મનો ગોળો આપ્યો. ને તેમાંથી બ્રહ્માએ સૃષ્ટિની ઉત્પત્તિ કરી. આપણે એટલું જાણીએ છીએ કે પંચમહાભૂતો સિવાય સ્થૂળ દેહની ઉત્પતિ નથી તો પછી આ, શિવ વિશ્નુ, બ્રહ્મા, ગાય, કેતકી વીગેરે ની ઉત્પત્તિનાં સ્થૂળ શરીર શેમાંથી બનાવ્યાં હશે! જો પંચમહા-ભૂતો હતાં તો પછી ભસ્મના ગોળામાંથી સૃષ્ટિ શા રીતે ઉત્પન્ન કરી કારણકે ભસ્મથી સ્થૂળ દેહ ન બંધાય! કે કોઈ બીજીજ પૃથ્વી બનાવી બીજી પૃથ્વી બનાવી તો તે પૃથ્વી અત્યારે કયાં છે? કારણ કે આજે જે જગત દેખાય છે તે તો પંચમહાભૂત રૂપ માયાનું કારજ છે. તો પછી ભસ્મથી થએલી સૃષ્ટિ કયાં નાંખી! શિવ બ્રહ્મા વગેરે જો પંચમહાભૂતોથી ઉત્પન્ન થયા તો પછી સ્થૂળ સૃષ્ટિ ઘડવા કઇ વસ્તુની ખોટ પડી હતી જેથી શિવને ભસ્મનો ગોળો આપવો પડયો. ને શિવ જો પંચમહાભૂતથી થયા તે માયિક કહેવાયા ને જો તે માયિક ઠર્યા તો તે સર્વોપરિ ન કહેવાય કારણ કે સર્વોપરિ તો નિરાકાર પર બ્રહ્મ એકજ છે. એટલે શિવ સર્વોપરિ ન કહેવાયા! ને એ શિવ સર્વોપરિ ન હોય તો સૃષ્ટિના પ્રથમ પુરૂપ પણ કઈરીતે કહી શકાય! આમ ગપોટાં ચાલ્યા કરે છે ને અંધ શ્રદ્ધાળુઓ આંધળા થઇ તેમાં પડે છે, ને ધ્યાન પણ રાખતા નથી કે શું વાત થાય છે! વળી શિવનાં બાર જ્યોતિર્લિંગ લખ્યા છે જેવાં કે—

**सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।**
**उज्जयिन्यां महाकालमोंकारममलेश्वरम् ॥**

**परल्यां त्रैजनाथंचडाकिन्यां भीमशंकरम् ।**
**सेतुबंधे तु रामेशं नागेशं दारूकावने ॥**

**वाराणस्यां तु विश्वेशं त्र्यंम्बकं गौतमीतटे ।**
**हिमालये तु केदारं घु सृणेशं शिवालये ॥**

**અર્થઃ**—સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ ) માં ભીમનાથ અને શૈલગિરિમાં મલ્લિકાર્જુન, ઉજ્જનમાં મહાકાલ અને ઓંકારના મમલેશ્વર, પરળીમાં વૈજનાથ અને ડાકિની દેશમાં ભીમશંકર ગણાય છે. સેતુબંધમાં રામેશ્વર ને દારૂક વનમાં નાગેશ વળી કાશીમાં વિશ્વનાથ અને ગોમતિના ઉપર ત્ર્યંબકેશ છે. હિમાલયમાં કેદારનાથ ને શિવાલયે ધુસૃણેશ એમ બાર જ્યોતિર્લિંગ છે.

જ્યોર્તિર્લિંગ એટલે જે લિંગ સ્વપ્રકાશિત હોય તે તેને કહેવાય. આ બારેય લીંગોને અંધારામાં રાખીએ તો તેજ નથી દેખાતું તો પછી તે જ્યોતિર્લિંગ શાથી કહેવાયાં. આમ કોઇ પણ રીતે વધુ મહત્તા બેસાડી મૂર્ખ લોકોને વધુ લુંટી લેવાની દુકાનો માંડી બેઠેલાઓથી ચેતો. હવે આપણે આગળ ચાલીએ તો વિશ્નુ પુરાણમાં કહ્યું છે કે વિશ્નુની નાભી કમળમાથી બ્રહ્મા અને બ્રહ્માના જમણા પગમાંથી સ્વાયંભૂ અને ડાબા પગમાંથી સત્યસ્વરૂપારાણી, લલાટમાંથી રૂદ્ર આદિ દસ પુત્રો એનાથી દસ પ્રજા પતિઓ અને એની તેર પુત્રીઓ થયાં. આ તેર પુત્રીઓનો વિવાહ કસ્યપ રૂષિની સાથે કર્યો તેમાંથી દીતિથી દૈત્ય, દનુથી દાનવ, અદીતિથી આદિત્ય, વનીતાથી પક્ષીઓ, કદ્રથી સર્પો, શરમાથી કુતરાઓ અને બાકીની બીજીઓથી હાથી ઘોડા, ઉંટ, ગાય, ગધેડા, ભેંસ, ધાસ, ઝાડ વીગેરે ઉત્પન્ન થયાં અને શિવ બ્રહ્માને શકિત વગેરે બિષ્નુથી ઉત્પન્ન થયાં અને આ વિષ્નુથીજ સૃષ્ટિ નિર્માણ થઇ.

હવે કહેવાનું કે સ્ત્રી પુરૂષના રજવીર્યના સંબંધથી વધારે તેજસ્વી અથવા બે માથાનાં વગેરે વિચિત્ર આકૃતિનાં મનુષ્ય સંતાનો પેદા થયાં છે ખરાં પણ કદી હાથી, ઘોડા, ઉંટ ને ધાસ ઝાડ પેદા થયાં છે? વળી આવા જાનવરો ને વૃક્ષો પેટમાં કઇ જગ્યાએ રાખ્યાં હશે

વળી સીંહ, વાઘ વીગેરેના જન્મ થયા પછી તે તેમની માને ખાઇ ન ગયા એ નવાઇ છે કારણ કે હિંસક પ્રાણી મનુષ્ય દેહનો દુશ્મન જ છે! વળી આ ગ્રંથોના રચનાર તરીકે વ્યાસ મુનિનું નામ આપ્યું છે. તો વ્યાસજી જેવા મહાન જ્ઞાની પુરૂષ શું આવાં ગપ્પાં લખતા હશે ? એવું કદી બનેજ નહિ !

ખરી રીતે તો આ પુરાણોના બનાવનાર કોઇ બીજાજ હશે પરંતુ ભોળા લોકોને છેતરવા માટે આવા એક મહાન રૂષિનું નામ ઠોકી દઇ બધાંને ભરમાવી પોતાના પેટનું સાધન કરવું છે અને એ માટે અંદર પુરતાં ગપોટાં લગાવ્યાં છે. ને આથીજ જેનું પુરાણ તેમાં તેનીજ મોટાઇ. આમ દરેક મોટા હોય તો ખરી મહત્તા કોને આપવી આ નિર્ણયમાંથીજ પ્રજા ઉંચે નથી ચઢી શકતી. વળી આવી ખોટી વાતોને સનાતન સત્ય કહીને ફેલાવે છે. છતાં તે કબુલ રાખીએ પણ સનાતનનો અર્થ જુનું થાય છે. સૃષ્ટી ઉત્પન્ન થયા પછી ઘણે વખતે વ્યાસજીની ઉત્પત્તિ થઇ અને એ વ્યાસજીએ આ પુરાણો બનાવ્યાનું આપણે માનીએ છીએ. તો પછી એ જુનું શી રીતે કહેવાય ને સત્યનો તો એમાં છાંટોય નથી એટલે સત્ય પણ કેમ કહેવાય એટલે સનાતન સત્ય કહેવું ખોટું છે. હવે **અઢાર** જે પુરાણ કહેવાય છે તે નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| (૧) ગરૂડ પુરાણ | (૭) અગ્નિ પુરાણ | (૧૩) વારાહ પુરાણ |
| (૨) બ્રહ્મ પુરાણ | (૮) સ્કંધ પુરાણ | (૧૪) મત્સ્ય પુરાણ |
| (૩) પદ્મ પુરાણ | (૯) ભવિષ્ય પુરાણ | (૧૫) કૂર્મ પુરાણ |
| (૪) લિંગ પુરાણ | (૧૦) બ્રહ્મવૈવર્ત પુરાણ | (૧૬) બ્રહ્માંડ પુરાણ |
| (૫) નારદીય પુરાણ | (૧૧) મારકંડેય પુરાણ | (૧૭) શિવ પુરાણ |
| (૬) ભાગવત્ પુરાણ | (૧૨) વામન પુરાણ | (૧૮) વિષ્ણુ પુરાણ |

**એ અઢાર પુરાણોમાં પાછા સત્વ રજ અને તમ એમ ત્રણ ભાગ છે. તે નીચે પ્રમાણે છે.**

| સત્વ | રજ | તમ |
|---|---|---|
| વિષ્ણુ પુરાણ | બ્રહ્માંડ પુરાણ | મત્સ્ય પુરાણ |
| નારદ પુરાણ | બ્રહ્મ વૈવર્ત પુરાણ | કૂર્મ પુરાણ |
| ભાગવત્ પુરાણ | માર્કંડેય પુરાણ | લિંગ પુરાણ |
| ગરૂડ પુરાણ | ભવિષ્ય પુરાણ | શિવ પુરાણ |
| પદ્મ પુરાણ | વામન પુરાણ | સ્કંધ પુરાણ |
| વરાહ પુરાણ | બ્રહ્મ પુરાણ | અગ્નિ પુરાણ |

આટલાથી પણ ન ધરાયા ત્યારે પાછાં અઢાર ઉપ પુરાણો કર્યાં ને આમને આમ પ્રજાને વિચાર વમળમાં રાખી સાચા રસ્તાનાં બારણાં બંધ કર્યાં. એ ઉપ પુરાણોનાં નામ પણ તમારી જાણ માટે લખું છું.

(૧) સનત્કુમાર પુરાણ (૨) નરસિંહ પુરાણ (૩) નારદીય પુરાણ
(૪) વાયુ પુરાણ (૫) દુર્વાસા પુરાણ (૬) કપિલ પુરાણ
(૭) શામ્બ પુરાણ (૮) નન્દિ પુરાણ (૯) સૌર પુરાણ
(૧૦) પારાશર પુરાણ (૧૧) આદિત્ય પુરાણ (૧૨) માહેશ્વર પુરાણ
(૧૩) દેવી પુરાણ (૧૪) વશિષ્ટ પુરાણ (૧૫) માનવ પુરાણ
(૧૬) ઉશના પુરાણ (૧૭) વરૂણ પુરાણ (૧૮) કાલિકા પુરાણ

આ છતાંયે ઘણાને અધુરૂં રહી જતું હોય છે તેઓ જે જે દેવનાં નામ હાથ લાગે તેમનાં પુરાણો ટોકી બેસાડે છે. જેમકે ગણપતિ પુરાણ વગેરે. આ બધો ઉલ્લેખ અહીં એટલા માટે કર્યો છે કે જેથી આ ભ્રમજાળમાં વાંચકો ફસાઇને પોનાના દેહનું અકલ્યાણ સાધતા મટે. ખાસ સત્યને શોધો ને એવા લેભાગુ શાસ્ત્રો ને તેના ઉપદેશકોના નાદ છોડતા થાઓ જેથી કલ્યાણના માર્ગનાં દ્વાર ખુલે.

ખરો સનાતન ગ્રંથ તો વેદ છે. તેમાં આવાં ગપ નથી. તેમાં મૂર્તિપૂજાનું નામ નિશાન નથી. તેમાં તો ચોખ્ખું લખ્યું છે કે ઈશ્વર દૃષ્ટિગોચર નથી ને તેનું સ્વરૂપ જોઇ શકાતું નથી પણ એ

સચરાચર ઇશ્વર એકજ છે ને સર્વનો નિયંતા છે. આ છોડીને આજે આપણે અનેક નામોને ઇશ્વિરના ઓપ ચઢાવી સર્વોપરિની ગાદી ઉપર બેસાડી દીધા છે ને તેમની આગળ માથું ધરવામાં મોક્ષ માની લીધો છે. આ અધમ સ્થિતિ નહિ મટે ત્યાંસુધી સત્ય જ્ઞાન મળવાનું નથી એમ ખાત્રી માનજો. કારણ કે આમ વાઘના સ્વાંગમાં ઉભેલું શીઆળ બીક લગાડે પણ જીવ ન જ લઇ શકે. તેમજ શ્રી કૃષ્ણે પણ ગીતામાં કહ્યું છે કે:

**यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।**
**तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥**

ભગવદ્ગીતા. અ. ૮ શ્લો. ૬

**अर्थः**—અથવા હે કુંતિપુત્ર! જે અંત કાળે જે જે પદાર્થનું સ્મરણ કરતો દેહ છોડે છે તે તેજ પદાર્થની ભાવના (ઇચ્છા) વાળો જીવતાં પણ હોવાથી અંતે તેજ પદાર્થને પામે છે.

એટલે કે અંતે તે ગતિ થાય છે. એટલે જો તમે બધા આમ ખોટા બાચકા ભરશો તો પ્રભુનો દરબાર દૂર રહી જશે ને કયાંઇ અથડાવું પડશે માટે જરા વિચાર કરો ને સત્ય શોધો.

પાછા આપણે મૂળ વાત ઉપર આવીએ. શ્રીમદ્ ભાગવતમાં એમ લખ્યું છે કે વૈકુંઠમાં રાગ, દ્વેષ, ક્રોધ, લોભ, વીગેરે કંઇજ નથી.

હવે સનકાદિક રૂષિયો જ્યારે વૈકુંઠમાં ગયા ત્યારે દ્વારપાળો ( જય ને વિજય ) એ તેમને અટકાવ્યા. આથી રૂષિઓએ ગુસ્સે થઈ તેમને શ્રાપ દીધો કે તમે પૃથ્વી ઉપર જઇને પડો પણ અંતે દ્વારપાળોની આજીજીથી એટલો અનુગ્રહ કર્યો કે પ્રેમથી પ્રભુની ભક્તિ કરશો તો સાત જન્મે ને દુશ્મનાવટથી કરશો તો ત્રણ જન્મે. પાછા સ્વસ્થાને આવશો. જ્યારે વૈકુંઠમાં ક્રોધ નથી તો આ રૂષિઓને ક્રોધ કયાંથી થયો. વળી બીજી વાત દ્વારપાળ એટલે દરવાજો સાચવ-નાર નોકર! નોકરને તો શેઠનો જેમ હુકમ હોય તેમજ કરવું પડે તો પછી અટકાવનાર નોકરને શ્રાપ શી રીતે આપી શકાય. કારણ

કે તેમને વિષ્ણુનો હુકમ હતો કે અંદર કોઇને ન આવવા દેવા ! આમ પોતાની સામર્થ્યનો ખોટો ઉપયોગ કરનાર સનકાદિકોને વિષ્ણુએ ઠપકો આપવો જોઇતો હતો, પણ તેને બદલે તેમને ઉલટી સાબાશી આપીને કહ્યું કે તમે ઠીક કર્યું તે દ્વારપાળોને શ્રાપ આપ્યો. તો શું વિશ્નુને કંઇ સનકાદિકોની બીક લાગી હશે ? અથવાતો કંઇક મોટી ગરજ હશે એ ગરજથી દબાઈને તેમણે તેમ કહ્યું હશે, બાકી નિમક-હલાલીથી પોતાની ફરજ બજાવતા પોતાના નોકરોને કોઈ આમ ઓચિંતો દંડ દેતો આપણે શું કહીએ તે વિચારો ! આતો એમ થયું કે વિશ્નુતો પોતાની નોકરી કરનારને પણ સહાય કરતા નથી તો પછી તેમને શરણે જનારને તે શું મદદ આપવાના હતા ! સન-કાદિકોની ભુલે બીચારા દ્વારપાળોને દુઃખ થયું આમ ઉલટું ચોરે કોટવાળને દંડયા. ત્યારપછી તે બને દ્વારપાળો હિરણ્યાક્ષ અને હિરણ્યકસ્યપ એવાં નામ ધારી રાક્ષસરૂપે પૃથ્વી ઉપર આવ્યા.

હિરણ્યાક્ષે પૃથ્વીને સાદડીની પેઠે સંકેલીને ઓશીકું કરી સુઈ ગયો. તેથી વિશ્નુ ભગવાને વારાહ ( ભુંડ ) નો અવતાર લઇ તે ઓશીકું લઇ લીધું. આથી વારાહને હિરણ્યાક્ષની લઢાઇ થઈને હિરણ્યાક્ષ મરાણો, હવે કહેવાનું એ કે ગોળ પૃથ્વી ને હિરણ્યાક્ષે સાદડીની પેઠે વાળી ને શી રીતે ઓશીકું બનાવ્યું ને પૃથ્વીનું ઓશિકું બનાવી ને એ શેના આધારથી ને કયાં સૂતો કારણ કે તેને પૃથ્વી ઉપર રહેવાનો શ્રાપ હતો તો પછી પૃથ્વીનું ઓશીકું કર્યું એટલી વખત તે કયાં રહ્યો ને વરાહની અને તેની લઢાઇ કયા ઠેકાણે થઇ કયાં ઉભા રહીને તેમણે લઢાઇ કરી. તમે કહેશો કે સમુદ્રમાં તો પૃથ્વીની સાથે સમુદ્રતો ઓશીકું થઇ ગયો છે કારણકે પૃથ્વી એ જમી-નને પાણીનીજ બની કહેવાય છે તો બંનેની લઢાઈ કયાં થઇ ! “ આતો ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા કે આવો ગપ્પીજી બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી અમદાવાદથી ખાતો ખાતો આવ્યો ત્યારે બાકી ખાવાનું રહ્યું હાથ વીસ ! ” આવી વાત થઇ ! હવે હીરણ્ય-

કશ્યપનો પુત્ર પલ્હાદ પ્રભુ કે જેને હિરણ્યકશ્યપ દુશ્મન ગણતો હતો તેને ભજતો હોવાથી તે પ્રલ્હાદને મારી નાંખવા તૈયાર થયો તેથી ભગવાને નૃસિંહરૂપ ધારણ કરી તેને માર્યો—તો શું અવતાર ધર્યા વિના પ્રભુ તેને મારી શકે તેમ ન હતા ! વળી જન્મે તેતો મરેજ તેમ તેમણે ન માર્યો હોત તો પોતાને મોતે પણ તે મરતજ. તમે કહેશો કે મહાદેવજીનું અમર થવાનું વરદાન હતું ! તો શિવ પુરાણમાં મહાદેવને સર્વોપરિ ગણાવ્યા છે તેમને એટલી ખબર નહોતી કે આને સનકાદિકનો શ્રાપ થયો છે ને ત્રણ જન્મે પાછો સ્વસ્થાનકે જનાર છે છતાં એની મૂર્ખાઇ શા માટે કરી હશે ? આમ અંતે હિરણ્યાક્ષ ને હિરણ્યકશ્યપ બીજામાં રાવણ ને કુંભકર્ણ ને ત્રીજામાં દંતવક્ર ને શિશુપાળનાં દેહ ધારી અંતે વૈકુંઠમાં ગયા ?

હિરણ્યકશ્યપના મરણ વખતે પ્રલ્હાદ ત્યાં હાજર હતો.તેથી નૃસિંહ ભગવાને તેને વરદાન માગવા કહ્યું તેથી પ્રલ્હાદે ભકિત માગી તેથી તેને ભક્તિ આપી. અને ઉપરથી વધારામાં આશીરવાદ તરીકે કહ્યું કે "જો તારી એકવીશ પેઢી તરી ગઇ" એટલે તારી એકવીશ પેઢીનો મોક્ષ થયો. હવે ભાઇ જરા તપાસો કે નૃસિંહ ભગવાને પ્રલ્હાદની પાછલી એકવીશ પેઢી તારી દીધી તો હવે આપણે તે પેઢીઓ જરા જોઇએ. સૌથી પ્રથમ બ્રહ્મા, બ્રહ્માથી પ્રજાપતિ ને પ્રજાપતિથી કશ્યપ ઋષિ કશ્યપથી હિરણ્યકશ્યપ ને તેનો પુત્ર પ્રલ્હાદ થયા, એટલે બ્રહ્માથી ચોથી પેઢીએ હિરણ્યકશ્યપ થયો. તો નરસિંહ અવતારે કઇ એકવીશ પેઢી તારી? કદાચ તમે કહેશો કે પાછલી પેઢી તારી હશે તો હીરણ્યકશ્યપને હીરણ્યાક્ષનો બીજો અવતાર રાવણ ને કુંભકર્ણ ને ત્રીજો અવતાર દંતવક્ર ને શિશુપાળના થયા છે. તો પછી તેની કઈ એકવીશ પેઢી તારી ? શું આમ ભગવાન પણ નાટકના નટની પેઠે ગપ્પાં મારવાનું કામજ કરતા હશે ? આમ તમે બધાં હાંજીહાં કરી માન્ય રાખોછો પણ જોતા નથી કે અંદર ખાને કેવાં ધતિંગ ચાલે છે. માટે જરા આંખો ઉઘાડી રાખો તો ઓછી ઠોકરો વાગે.

હવે જુવો પુતના ને અક્રુરજીનો વિષય. ભાગવતમાં લખ્યું છે કે કંસ રાજાએ મોકલેલા વાયુવેગવાળા ઘોડા જોડેલ રથમાં બેસી અક્રુરજી દીવસ ઉગતાં નીકળ્યા ને ચાર મેલ છેટે આવેલા ગોકુળમાં દિવસ અસ્ત થતાં પહોંચી ગયા ! ત્યારે શું એ પવનવેગી ઘોડા ક્યાંઇ રસ્તો ભૂલ્યા હશે કે સ્વર્ગની યાત્રા કરી આવ્યા હશે ? હં ! હું ધારૂં છું કે તે આ ગપ્પીને ત્યાં ચાહ પીવા રોકાયા હશે ત્યાં વાર થઈ હશે ! આવીજ રીતે પુતના ૬ ગાઉનું શરીર કરી પડીને મરણ પામી ! ને ગોકુળમથુરાં વચ્ચેજ પડી તો ગોકુળમથુરાં દટાઈ જવાં જોઇએ તે કેમ દટાઇ ન ગયાં. કારણ કે માણસના શરીરની પહોળાઇ લંબાઇના પ્રમાણમાં તો હોયજ ! તો શું એ બાબત ભાગવતમાં લખવાની રહી ગઇ હશે ? આવાં નાનાં ગપોનો તો પારજ નથી. જુઓ અજામેળ જે અતિ પાપી વર્ણવ્યો છે તેણે પોતાના છોકરા જેનું નામ નારાયણ હતું તેને બોલાવ્યો એટલામાં તો પ્રભુ તેને આવીને તેડી ગયા કારણ કે પ્રભુનું નારાયણ એવું પણ નામ છે. તો જેણે આખી સૃષ્ટિ પેદા કરી તે ઇશ્વર એટલું પણ નહિ સમજી શક્યા હોય કે આતો એના છોકરાને બોલાવે છે ને હું શા માટે દોડી મરૂં છું. આમ તો અત્યારે ઘણાંનાં છોકરાંનાં નામ નારાયણ હશે. અથવા એમ નારાયણ બોલવાથી પ્રભુ તેડી જતા હોય તો ઘણાય છોકરાનાં નામ નારાયણ પાડશે. અને એ નામ પાડ્યા પછી તેમને ધર્મ કે નીતિ પાળવાની જરૂર નહિ રહે કારણ કે પુત્રનું નામ દેતાંજ પ્રભુ હાજર થઈ તેડી જવાના ચાલો આતો ઠીક મઝા થઈ ! પણ ભલા જરા વિચાર તો કરો. કે એમ પ્રભુ તેડી જતા હોય તો કોઇ ધર્મ ને નીતિ માટે આટલાં કષ્ટ સહનજ ન કરે ! શીદ આવાં ગપ્પાં મારી પ્રજાને છેતરો છો. હું તો તમારી વાત કરતાંયે થાકયો છું છતાં તમારી વાતનો તો પારજ નથી દેખાતો. માટે હવેથી ચેતો ને સંભાળી સંભાળીને પગલાં ભરો. વળી આમ દરેક ગપોટાને ધર્મશાસ્ત્ર ઠોકી બેસાડી તેના કર્તા તરીકે વ્યાસજીનું નામ મુકી દીધું છે. પણ ભાગવતશાસ્ત્રનો મૂળ બનાવનાર

તો બોપદેવ નામનો માણસ હતો. ને તેની સાક્ષી હેમાદ્રી નામના પોતાના ગ્રંથમાંથી મળી આવે છે. તેમાં તેણે લખ્યું છે કે ભાગવત્ પુરાણ પોતે બનાવ્યું છે, પણ એ ભાગવત્માંયે શ્રીકૃષ્ણ જેવા મહાત્માનાં દહીં માખણના ચોર અને પરસ્ત્રી પ્રત્યેના પ્રેમી પુરૂષ તરીકેનાં કલંકીત જીવન ચીતરતાં તેમને જરાય કલમ અટકાવવી નથી પડી! ધન્ય છે તેમની છાતીને! ને અંતે આજે પણ એ કૃષ્ણ મંદિરના મહંતો વિશ્નુ કે કૃષ્ણના બનાવટી વેશ લઈ શ્રીકૃષ્ણને બહાને સ્ત્રીઓ સાથે ગળામાં હાથ નાંખી (રાસલીલાને બહાને) નાચતાં શરમાતા નથી ને આમ થવા છતાં આંધળું જગત્ જરાય તપાસ્યા વિના પતંગીઆની પેઠે મહીં ઝંપલાવે છે એજ નવાઈ છે! આજ રીતે અગસ્ત્ય મુનિ એક અંજલીમાં સમુદ્રનું પાન કરી ગયા બાબત પણ હોવું જોઈએ બાકી ઘરનાં પાણીયારાં ખાલી કરવાનું સામર્થ્ય ન હોય ત્યાં સમુદ્રને એક અંજલીમાં પેટમાં પધરાવી દેવાની વાત જેવા તેવા ગપ તરીકે ન સ્વીકારાય.

આવીજ રીતે વેદ પણ સ્ત્રીઓથી કે બ્રાહ્મણ વિના અન્ય કોઇ જાતિથી ભણાય નહિ આમ પણ ઘણા કહે છે. તો ગાર્ગી એ સ્ત્રી હતી. જાનશ્રુતિ શુદ્ર હતા તે રઇક મુનિ પાસે વેદ ભણ્યા હતા. ને તમે તો સ્ત્રી કે શુદ્રથી વેદ ભણાય નહિ તેમ કહો છો તેમાં ખરૂં કયું. વળી યજુરવેદના છત્રીસમા અધ્યાયમાં કહ્યું છે. "મનુષ્યમાત્રને વેદ ભણવાનો અધિકાર છે." તો પછી આપણાથી અમુક ભણાય ને અમુકથી ન ભણાય એમ શી રીતે કહી શકાય. આ બધું પુરાણનું ગપ છે. આથી પુરાણમાં બધુંજ ગપ છે એમ નથી પરંતુ વેદના આધારે લેવાએલું થોડુંજ સત્ય છે ને પછી ગપાષ્ટક વધાર્યું છે. તે મનુષ્યો ન સમજતાં આખા પુરાણને વેદ તુલ્ય માની લે છે ને આ મનુષ્યાદેહરૂપી હીરાને કાદવમાં રોળે છે, જો એટલુંજ માને કે ન્યાય કરવાની ને કરેલાં કર્મનાં ફળ દેવાની સત્તા એક પ્રભુનેજ છે; નહિ કે બીજા કોઈ દેવને કે ગ્રહને છે. કારણ કે એમ બધાને સત્તા

હોય તો જગતના કામમાં અંધાધુંધી વધી પડે છે. આમ સમજાય તો રસ્તો ઘણો સહેલો થઇ પડે. ને એજ જ્ઞાન કહેવાય છે. જે વસ્તુ જેવી હોય તેવીજ માનવી અથવા જેનું જેટલું સામર્થ્ય હોય તેટલુંજ માનવું એ ખરેખરૂં જ્ઞાન કહેવાય. બાકી બીજું બધું નકામું છે. રેતીમાંથી હજી સુધી કોઇએ તેલ નિકળતું જોયું નથી કે પત્થર જેવા જડ પદાર્થમાંથી કોઇએ ચૈતન્યની પ્રાપ્તિ કરી નથી. એ વસ્તુ યથાર્થ સમજાય તો તે જ્ઞાન કહેવાય. એટલે એક વાર ફરીથી એ બંનેની વ્યાખ્યા કરીએ છીએ કે ઇશ્વર એટલે કે જેનાં બ્રહ્મ, પરમાત્મા આદિ નામ છે. સચ્ચિદાનંદ આદિ લક્ષણ છે. પવિત્ર, નિર્મળ, એ સ્વભાવ છે. નિરંજન, નિરાકાર, સર્વવ્યાપક, અજન્મા, અનંત શકિતધર, દયાળુ, ન્યાયી ને જીવોનો કર્મફળ પ્રદાતા એ જેનાં ગુણ કર્મ છે, તેજ પ્રભુ કહેવાય છે.

વેદ એટલે સૃષ્ટિની ઉત્પત્તિથી શરૂ થએલ ધર્મ પાલનના સનાતન સત્ય નિયમો કે જે ત્રણે કાળમાં સ્થિર રહે છે ને જરા પણ સંકોચ અવસ્થાને પામતા નથી એ નિયમોનો ગ્રંથ તેનું નામ વેદ. એ વેદ પ્રમાણે ચાલવું એજ ધર્મ ને એ વિરૂદ્ધનું એક કર્મ એ પણ અધર્મજ છે.

ને આ વેદને પંથે ચાલી ઇશ્વરને પામવા માટે સૃષ્ટિની ઉત્પત્તિ છે. તેમાં જેટલું ખોટું કર્મ થાય તેટલું દુઃખ આવે. માણસને દુઃખ ભોગવવાનું મન નથી થતું પણ દુઃખ વેઠીને ધર્મ પાળવાનું પણ મન નથી રહેતું ને તેથી તે વચમાં જરા શિથીલ બને છે. જેમ એક ચોર ચોરી કરે છે તે વખતે તેને જેલમાં જવાની જરાય ઇચ્છા નથી હોતી પરંતુ મહેનત કરીને પૈસા કમાવાના કંટાળાને લીધે એક રાતમાં પૈસાદાર બની જવા આમ કરે છે. પણ અંતે તેને જેલયાત્રા મળે છે. તેમ વેદના અઘરા માર્ગે ચાલી પ્રભુને પહોંચવા કરતાં પુરાણના ગપાટાવાળો મારગ સહેલો લાગવાથી એમ વળે છે ને અંતે દુઃખી થાય છે, આમ અજ્ઞાનનો બંધ (બંધન) માણસને ન ઇચ્છા

હોવા છતાં હેરાન કરે છે. ને આથી માણસ મુક્ત સ્થિતિ મેળવી શકતો નથી. મુકિત એટલે આ દેહેજ કર્મ રહિત સ્થિતિ પ્રાપ્ત કરવી તે. પણ તે બની શકતું નથી ને મારૂં તારૂં મૂકાતું નથી. આ દેહેજ કર્મ રહિત સ્થિતિ થઇ એટલે તેને કંઇ કર્મ બાકી નથી ને ત્યારબાદ એટલે આ દેહ મુકયા બાદ તે મુક્ત દશાને પામે છે.

બીજું પ્રભુને ત્યાં કંઇ એવો કાયદો નથી કે બ્રાહ્મણ સિવાય બીજા તેને ન પામી શકે તેને ત્યાં તો એજ એક કાયદો છે કે

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।।**

ભગવદ્‌ગીતા અ. ૧૮ શ્લો. ૬૬

**अर्थः**—સર્વ ધર્મોનો ત્યાગ કરીને મારા એકનેજ શરણે આવ. હું તને તારાં સર્વ પાપોથી મુક્ત કરીશ માટે શોક ન કરીશ.

આ કાયદો પાળનાર પછી તે સ્ત્રી હોય કે પુરૂષ બ્રાહ્મણ હોય કે ચંડાલ પણ તે પ્રભુના ચરણમાં શાંતિ મેળવી શકે છે. પણ આજ કાલના અધુરીઆ ભણેલા ને કહેવાતા પુરાણીઓ બીજા અજ્ઞાની પ્રાણીઓને આમ ને આમ બ્હીવરાવી ઉંચે ચઢવા દેતા નથી. કારણ કે તેમને વેદીક કર્મો કરવાનીજ ના પાડે છે ને કહે છે કે તમને વેદનો અધિકાર નથી. કારણ કે પોતાથી વેદીક કર્મો થતાં નથી. એટલે પોતાનું પોગળ ખુલ્લું થાય એટલા માટે બીજાને પણ ફસાવે છે. આમ પોતે સત્ય આચરતા નથી ને બીજાને પણ તેનાથી વેગળા રાખી બંને અંતે ડુબે છે જેમ કહ્યું છે કે—

—સાખી—

ગુરૂ ચેલા લાલચુ, દોનો ખેલે દાવ
દોનું બૂડે બાપડે, બેઠે પત્થર કે નાવ.

આમ ખોટું કરી બીજાને ડુબાવતાં પોતે પણ ડુબે છે. એવા મનુષ્યો અનાચારી કહેવાય છે. અને અનાચારી તેજ પીશાચ જેમકેઃ—

દેવ—જે વિદ્વાનને સત્ય જ્ઞાનવાળા છે તે દેવ છે.

અસુર—જે અજ્ઞાની છે ને ખોટા આપેલા પથરા ઉપાડી કુટાય છે તે અજ્ઞાની છે ને તેજ અસુર કહેવાય છે.

પીશાચ—જે એ અજ્ઞાન પ્રચારી આચરે છે ને બીજાને આગ્રહ કરે છે તેવા અનાચારી પીશાચો કહેવાય છે.

આમ ત્રણે જાત જગત ઉપરજ છે ને તે ત્રણે સ્વર્ગ ને નર્કમાં જાય છે. તેમાં સ્વર્ગ એટલે દેવલોક—જ્યાં સુખસુખને સુખ તેના ભોગને સામગ્રીઓ. આજ રીતે.

નર્ક—દુઃખ દુઃખને દુઃખ તેના ભોગ ને સામગ્રીઓ હોય છે. હવે તીર્થોની વાત ઉપર આવીએ. તીર્થનો સામાન્ય અર્થ, જે પાવન કરે તે તીર્થ કહેવાય. એટલે કે અત્યાર સુધીમાં કરેલા દરેક કર્મોને પશ્ચાતાપ રૂપ અગ્નિમાં તાવીને અંતઃકરણને શુદ્ધ કંચન સ્વરૂપ કરે તે તિર્થ ખરૂં ! બાકી પાણીમાં ડુબકાં મારવાથી કે ગંગા, જમના, કાશી, જગન્નાથ વગેરે દૂરના સ્થળની કે જળની યાત્રા કરીને આવીએ ને એવાને એવા રહીએ તો તે યાત્રા ન કહેવાય. ઘણા તો એવા વળી હોય છે કે તીર્થ યાત્રા કરીને આવે એટલે પવિત્રતાનો સ્વાંગ ધારણ કર્યો હોય એટલે પહેલાં જરા નરમાશ હોય ( અપવિત્રતાને અંગે ) તે પણ યાત્રા કરી પવિત્ર થઇ આવ્યાથી ઉડી જાય ને ચપટી ચોખાનું દાન કરવાની વૃત્તિ હોય તે પણ સુકાઇ જાય. ને કૃપણતા ને કૃતઘ્નતા પેસી જાય છે. આ કંઇ યાત્રા કરી પવિત્ર થયાનાં લક્ષણ નથી. જે ખરો પવિત્ર થયો તે તો વધુને વધુ નરમ ને વિવેકી થતો જાય છે. જેમ વધુને વધુ શુદ્ધ બનેલું લોઢું અંતે પોલાદની સ્થિતિને પામી જેમ વાળીએ તેમ વળવાના ગુણને ધારણ કરે છે. તેમ ખરી પવિત્રતાવાળો માણુસ તો નમ્રતાની મૂર્તિ રૂપ બની જાય છે પણ દૂર દેશાવરની યાત્રાએ જનાર તો ત્યાંના અહીંનાથી પણ એક પગલું વધનારા દંભી પૂજારીઓના હાથમાં આવતાં ખંચેરાય છે ને તેમના મુખથી તીર્થનું આશ્ચર્ય પમાય એવું

મહાત્મ્ય સાંભળી ભરમાય છે ને છતી આંખે પતંગીયાંની પેઠે જાણી જાણી ને પડી સ્વાહા થાય છે. આમ બાળ બચ્ચાંના મોંઢાના કોળી-આઓમાંથી બચેલી મૂડી આમ ગુમાઇ જવાથી ઘેર આવી કૃપણતા ધારણ કરે છે. ને પવિત્રતાનો સ્વાંગ પહેર્યો હોવાથી પવિત્રતાનું ખરૂં લક્ષણ ન જાણનારા અકડાઈમાં ફરે છે. ને ઘરની લક્ષ્મી આમ પત્થરને પાણીમાં વેડફાઇ જવાથીને કાંઇ જ્ઞાન ન મળવાથી કોઈના કરેલા ઉપકારનો બદલો વાળવાની શકિત પણ નથી રહેતી ને કૃતઘ્નતા પણ આમ ઘર કરી બેસે છે. આમ લીંબોળી વાવી કેરીની આશા રાખનારાઓ અંતે કુટાઇ મરે છે. માટે જેમાં સાર છે એવી વસ્તુ ઉપર પુરૂષાર્થ કરો તો ફળ રૂપી રસ પ્રાપ્ત થશે. પણ પત્થર ઉપર પુરૂષાર્થ કરો ને માથુ ફુટે તો બીજાને દોષ દ્યો તો બીજા શું કરી શકે ? પ્રભુ કાંઇ અન્યાયી નથી. તે બધું જુએ છે, સમજે છે કે આ માણસની મહેનત કેવા પ્રકારની છે. તમે એમ ન ધારશો કે ગમે તેવાં કર્મના બદલામાં પણ પ્રભુ દયાળુ છે તે આપણને સદ્‌-ગતી આપી દેશે. કારણ કે પ્રભુએ તમને વિચાર કરવા બુદ્ધિ આપી છે ને જોવા આંખો આપી છે તેનો ઉપયોગ કરી કર્મ કરો ! કારણ કે ગયો વખત ફરીથી મળતો નથી. જીવતાં જે કર્યું તેજ આપણું છે મર્યા પછી કશુંજ બનનાર નથી. કારણ કે મુવા પછી પાછલાં એ કરેલું દાન, હાથી, ઘોડા કે ઉંટ એમાંનું કશું તમોને પહોંચનાર નથી એક હાથીના દાનમાં એક બાંડી બકરી પણ તમે મેળવી શક-વાના નથી. એતો “ હાથે તેજ સાથે ” રહેવાનું છે કારણ કે મુવા પછી મળતું હોય તો મેડા ઉપર બેઠેલા આપણા કોઇ ભાઇને નીચે ખાતા હોઈએ તે પહોંચવું જોઈએ ને તેને પહોંચે એટલે તેણે ખાવાની જરૂરજ નથી રહેતી પણ તેમ નથી બનતું. આ રીતે મુવા પછી પણ નજ પહોંચી શકે એ સિદ્ધ થાય છે. છતાં તમે પહોંચ-શેજ એમ કહો છો એ તમારા હૃદયમાં ઘર કરીને બેઠેલા અજ્ઞાનની નિશાની રૂપ છે. બીજું કંઇજ નહિ. એટલે શરીરના સંયોગ (જન્મ)

થી વિયોગ (મરણ) સુધીમાં સત્યાસત્યનું ભાન કરાવી અસત્ય છોડાવી સત્યનો રસ્તો બતાવે એવા ગુરૂના સમાગમથી દૈવી ગુણ સ્વભાવ ધારણ કરી કર્મો કરવાં ને ઇશ્વરની સમીપને સમીપ જવાની તૈયારી તરીકે ગણાતી ઉપાસના સિદ્ધ કરવી. આજ કાલ લોકો અમે ફલાણા દેવ, દેવીના ઉપાસક હોવાનો દાવો કરે છે. એમનાં મોંઢાં જુઓ તો છપ્પનીયાનાં રાંકાં જેવાં હોય છે મોઢા ઉપરથી માંખ પણ ઉડતી નથી. હૃદયના આસુરીભાવોથી અંતર બળીને ઠોઠ થઇ ગયું હોય છે. ને કહેવાય છે ઉપાસક ! આમ આજ કાલના નવા નીકળેલા મતમતાંતરોમાં ઘરાકી વધારવા માટે પોતપોતાના ધર્મને ઉંચો ગણાવવા જાતજાતનાં શાસ્ત્રો રચી માણસોને ભરમાવે છે ને અંતે જુદા જુદા મતવાળાઓ બાઝી મરે છે ને વચમાં મતના સ્થાપકો પોતાની કમાણીનો આશય સિદ્ધ કરી જાય છે. જમાનો પણ સોંઘો ને સસ્તો મોક્ષ જોઇ એ તરફ વળેછે ને પોતાની દ્રવ્ય સંપત્તિ પ્રમાણે તેને ખરીદી લઇ આનંદ માને છે. આમ એક તરફ અજ્ઞાની પ્રજાનો સંતોષ અને બીજી તરફ મતના સ્થાપકોનો પોતાનાં સારી રીતે પેટ ભરાવાનો સંતોષ રહેવાથી જગત સંતોષી લાગે છે પણ આંતરિક સંતોષ નથી. આમ દરેક માણસ શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણે.

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनोबंधुरात्मैव रिपुरात्मनः ॥**

ભગવદ્દગીતા. અ. ૬. શ્લો. ૫.

**અર્થ**:—મનુષ્ય પોતેજ પોતાનો બંધુ અને પોતેજ પોતાનો શત્રુ છે માટે તેણે પોતાનાથીજ પોતાનો નાશ ન કરતાં પોતાનો ઉદ્ધાર કરવો. આમ બુદ્ધિથી વિચાર ન કરવાથી માણસ અજ્ઞાનમાં ભટકાઇ પોતાનો નાશજ કરવા મંડી જાય છે ને આવો કંચન મનુષ્યનો દેહ ઘડીમાં ખોઇ બેસે છે. માટે હવે સમજતા થાઓ ને ગોટાળા પંચકનો ઉકેલ કરી એ ઢોંગીઓ ( જે મતના સ્થાપકો

છે ) થી બચો કારણ કે તેમને તો કાયમ એકજ સ્મરણ રાખવાનું સુજ્યું હોય છે કે

" જાનૈયાને જમવાનું વહાલું
વરને વહાલી કન્યા.
ગોરને વહાલું દાપું
પછી વર મરો કે કન્યા. "



## ૐનું નિરૂપણ.



**ओम्**કારનું સ્વરૂપ પુરાં પાંચ તત્ત્વો વાળું છે. મૂળ **ओम्** કારતો **अ+उ+म्** મળીને થાય છે. પણ તેની પાંચ માત્રાઓ છે તે **अ**કાર. **उ**કાર, **म्**કાર, અર્ધચંદ્રાકાર અને બિંદુ મળીને પાંચ માત્રાઓ થાય છે. તેમાંથી એક પણ માત્રા ઓછી હોય તેટલા પ્રમાણમાં **ओम्**કાર તેટલો ખોટો કહેવાય છે અથવા અશુદ્ધ કહેવાય છે જો કે એ પાંચે માત્રાનાં તત્ત્વોમાં માયાનું સ્વરૂપ હોવાથી ૐકાર પણ માયા વાળો ઠરે છે. તેને માટે બાપુસાહેબ ગાયકવાડે પણ પોતાના એક પદમાં કહ્યું છે કે,

" ત્રણે ગુણ **ओम**કારમાં, **ओम्**કાર માયા લીનરે,
પુરૂષ–પ્રકૃતિ મળી આત્મા, ભેદ કહ્યો ભીન્ન ભીન્નરે;
જગતને મરણની બીક છે......૧

મન હતું તે મટી ગયું, આત્મા પરમાત્મા એકરે,
બાપુ સમાયા સત્ ધામમાં, કોઈ સમજે વિવેકરે;
જગતને મરણની બીક છે..." ૨

આ ઉપરાંત પણ શાસ્ત્રના આધારો **ओम्**કારની માત્રા માટે નીચે પ્રમાણે સમજાવે છે.

**अधः शून्यं तारकं च, उर्ध्वं शून्य तु दंडकम् ॥**
**कुंडल्यमाद्ध शून्यं च, सर्वं शून्यार्ध चंद्रकम् ॥**
**बिंदुश्चैव महाशून्यं, प्रणवो विश्वतो मुखम् ॥**

**अर्थः**—ॐकारमांना આ પ્રમાણેના પાંચ શૂન્ય ભાગોમાં નીચે પ્રમાણેનાં પાંચ તત્ત્વો સમાયાં છે. **ओम्**કારના નીચેના શૂન્યને **तारक** કહેવાય છે. ઉપરના શૂન્યાકારના ભાગને **दंडक** કહે છે. વચલા શૂન્ય ભાગને **कुंडल्यम्**થી ઓળખવામાં આવે છે. અર્ધચંદ્રાકાર ભાગને **सर्वशून्य** કહે છે અને તેના ઉપરના ० બિંદુને **महाशून्य** કહે છે. અને આ પાંચે શૂન્ય મળીનેજ વિશ્વમુખનો પ્રણવ જે **ओम्**કાર તે થાય છે.

વળી આ ઉપરાંત બીજો આધાર બૃહદ્‌ગર્ગ સંહિતામાં નીચે પ્રમાણે છે.—

**अकारो वासुदेवस्यात्, उकारस्तु महेश्वरः ॥**
**मकारो सूर्य इत्युक्त, शक्ति नादात्मिकामताः ॥**
**बिंदुरुपो गणेशस्यात्, ॐकार पंच दैवतः ॥**

**अर्थः**—**ओम्**કારમાંનો **अ**કાર એ વાસુદેવ ( વિશ્નુ ) રૂપ છે, ઉકાર એ મહેશ્વર (શંકર) રૂપ છે, **म्**કાર ને સૂર્યનું સંબોધન લાગુ પડે છે. અર્ધમાત્રા ˘ તેને નાદ માત્ર અથવા શકિત પણ કહે છે અને સર્વની છેવટનું જે ० રૂપ છે તેને ગણેશ ( ગણપતિ ) કહે છે અને આમ ॐકાર એ પંચદેવ ( દેવપંચાયતન ) કહેવાય છે.

વળી વેદમાં પણ તેને માટે “ **अव्यक्तात्पुरुपः परः प्रकृते-र्पुरुषात्परम् ॥** એટલે કે અવ્યકત જે માયા તેનાથી જે પુર્ણ પુરૂષ (ઇશ્વર) તે દૂર છે ( જૂદો છે ) અને પૂર્ણ પુરૂષથી પ્રકૃતિ ( માયા ) તે જુદી છે.” એમ કહ્યું છે. આ સિવાય **ओम्**કારના ત્રીજી રીતે પણ ભાગ પડી શકે છે. જેમકે;

પ્રથમ માત્રામાં ૦ અવ્યકતમાયા, બીજું નામ બુદ્ધિ અને ત્રીજું નામ ગુહા પણ કહે છે તેનો સમાવેશ છે.

બીજી માત્રામાં બુદ્ધિ અથવા માયા અને સ્થિત આત્મા એ બેનો સમાવેશ થાય છે.

ત્રીજી માત્રામાં म् માયા અને અંતર્યામિ હોય છે.

ચોથી માત્રામાં उ માયા જેને જાણતી નથી એવો સાક્ષી એકજ છે.

પાંચમી માત્રામાં अ બુદ્ધિ (માયાનો) સ્થૂળ આકાર હોય છે.

આ ઉપરાંત ओम्કારના ભાગ પાડવાની ચોથી પણ રીત છે.

| માત્રાઓ | દેહનું નામ | અવસ્થાનું નામ | માયા પ્રકૃતિ | યોગ | |
|---|---|---|---|---|---|
| ૦ | બિંદુ | તુર્યાતીત | અવ્યકત | એક | નિર્ગુણ સગુણ અભેદ પ્રકાર |
| ˇ | મહા કારણ | તુર્ય (જ્ઞાન-જાગૃતિ) | મહત્તત્ત્વ | અહં | ઈશ્વિર |
| म् | કારણ | સુષુપ્તિ | બુદ્ધિ | બહુ શ્યામ | જીવ |
| उ | સૂક્ષ્મ | સ્વપ્ન | મન | | |
| अ | સ્થુળ | જાગ્રત યા (અજ્ઞાન) | વાણી | | |

આમ ઉપરના કોઠામાં જણાવ્યા પ્રમાણે જીવ, ઈશ્વિર ને માયા એમ ત્રણ વિભાગ પણ પડી શકે છે. હવે આ વિષે ઉંડે ઉતરીને તપાસીએ.

સૃષ્ટિની મૂળ ઉત્પત્તિમાં મુખ્ય બે વસ્તુ છે એક પૂરમાત્મા

અને બીજી માયા. હવે પરમાત્મા છે તે નિરંજન, નિરાકાર, નિર્ગુણ, નિર્વિકાર, વગેરે વિશેષણોથી વિભૂષિત હોઇ તેનું સ્વરૂપ જોઇ યા સમજાવી શકાતું નથી. પણ માયાનાં સ્વરૂપ જોવામાં આવે છે. અને તેથીજ મૂળથી માયાથી આ સૃષ્ટિની ઉત્પત્તિ બતાવાય છે. જે પૂર્ણ પુરૂષ ( ઈશ્વર ) ને અદૃષ્ટ છે. તેમાં લીન રહેલી માયા બહાર પડતાં પહેલાં ૦ બિંદુ રૂપે દેખાઈ જે બિંદુ રૂપ માયાને અવ્યક્ત માયા કહે છે. આ અવ્યકત માયા સૃષ્ટિના બીજરૂપે છે પણ પોતે કંઈ કરી શકતી નથી કારણકે આ અવ્યકત માયા નપુંસક છે. અને બ્રહ્મ પણ આનેજ કહે છે. અને શાસ્ત્રમાં એ બિંદુ ૦ ને "ગુહા" નામથી ઓળખે છે. વળી શાસ્ત્રકારો બિંદુને કલ્પિત દેહ પણ કહે છે. હવે આ અવ્યકત માયા સૃષ્ટિના બીજ રૂપ હોવા છતાં તે કંઇ નથી કરી શકતી તે જાણવા માટે એક બે દૃષ્ટાંતો આ સ્થળે યોગ્ય કહેવાશે જેમકે એક લુહારની ધમણ છે. ચુલો સળગાવવાના સાધન રૂપ એ છે પણ પોતાની મેળે તે અગ્નિને પ્રદીપ્ત કરી શકતી નથી. પરંતુ કોઇએક પુરૂષ તેને હલાવે છે ત્યારેજ પોતાના પેટમાં રાખેલા પવનથી તે ચુલાને ચેતાવે છે. અથવા બીજી રીતે કહીએ તો એક નાની બાળકી એ સ્થૂળ દેહની રચનાના સાધન રૂપ છે પણ તે બાળક અવસ્થા જેને આપણે બ્રહ્મ અવસ્થા કહીએ છીએ એ અવસ્થામાં કંઇ કરી શકતી નથી. જ્યારે તે યુવાવસ્થામાં આવે છે. ત્યારે તે સ્થૂળ દેહોની ઉત્પત્તિના સાધન તરીકે વપરાય છે અથવા કહો કે તે પોતેજ સ્થૂળ દેહોની ઉત્પત્તિ કરે છે.

તેવીજ રીતે ધમણ છે તે બિંદુરૂપ ( અવ્યકત ) માયા છે તેનામાં જગત રૂપી ચુલામાં સ્થૂળદેહ રૂપી તાપ તૈયાર કરવાનો પંચ-મહાભૂતરૂપી પવન ભરેલો છે પરંતુ પોતે નપુંસક હોવાથી યા પેલી નાની બાળકીની પેઠે બ્રહ્મરૂપ હોવાથી કંઇ કરી શકતી નથી. પૂર્ણ પુરૂષ ( ઇશ્વર ) જ્યારે તેનામાં પોતાની શકિત પ્રેરે છે ત્યારેજ તે સૃષ્ટિની ઉત્પત્તિ કરવા સમર્થ બને છે. જેમ શરીરમાંનો ઓહીંગ,

સોહીંગ રૂપ જે પવન છે તે દેહમાં ચૈતન્ય છે ત્યાં સુધીજ આવજા કરી શકતો જણાય છે તેમ માયા પ્રકૃતિ તે બ્રહ્મ યા નપુંસક હોવાથી પૂર્ણ પુરૂષ ( ઇશ્વર ) ની શક્તિ સિવાય કંઇ કામ કરવાને સમર્થ થતી નથી. એટલે તે પરથી એટલું સાબીત થયું કે આ બિંદુ એ બીજરૂપ મૂળ માયા છે. અથવા મૂળ માયા બનાવવા આ બિંદુ સંજ્ઞા રૂપ છે. ૐકારને આ સૃષ્ટિના સ્વરૂપ તરીકે કલપ્યું છે આ **ओम्**કારમાં બીજરૂપ જે મૂળમાયા તેનું સ્થાન સર્વની ઉપરનું જે બિંદુ તે છે. કારણ બીજ સિવાય આપણાથી આગળ જઇ શકાય તેમ નથી અને બીજ સાકાર હોવું જોઇએ. જો આપણે બિંદુને બીજ રૂપ માયા તરીકે ન સ્વીકારીએ તો પછી તેની ઉપર બીજું એકેય સાકાર સ્થાન નથી. અને સાકાર ન હોય તે બીજ રૂપ ન હોઇ શકે. નિરાકારતો એક ઇશ્વરજ છે. અને ઇશ્વર નિરાકાર હોવાથીજ માયાના પ્રેરક હોવા છતાં બીજ રૂપ નથી મનાતા. એટલે **ओम्**કારના બિંદુને મૂળ માયાની સંજ્ઞા આપી. હવે કોઇ પ્રશ્ન કરશે કે પ્રલયને અંતે પણ જ્યારે આ બિંદુ બીજ રૂપે ઇશ્વરમાં રહે છે તો ઇશ્વર પણ વિકારી થયા. તો તેના જવાબમાં જણાવવાનું કે જેમ એક પતિવ્રતા સ્ત્રીનું શરીર પોતાના પતિથી જુદું છે છતાં પતિનાં દરેક સુખ દુઃખની અસર તે સતીના દેહને થાય છે. અને તે સ્ત્રી પોતાના પતિના જીવન પ્રવાહ સાથેજ પોતાનો જીવન પ્રવાહ ચાલુ રાખતી હોવાથી પુરૂષને એ સ્ત્રી દેહનો જુદો ભાવ નથી રહેતો એટલે કે તે પુરૂષનો દ્વૈત ભાવ નાશ પામી જાય છે તેવીજ રીતે એ બિંદુરૂપ જે માયાને ઇશ્વરમાં લીન રહેતી હોવાથી બાધક થતી નથી એવી જે આ બિંદુરૂપ અવ્યક્ત માયા જેને શાસ્ત્રો " ગુહા " કહે છે અને જે શૂન્ય વિકલ્પરૂપ સગુણ બ્રહ્મમાં ઉત્પત્તિના બીજરૂપ કહેવાય છે. અથવાતો સગુણ બ્રહ્મની મિથ્યા દષ્ટિરૂપ સૃષ્ટિના નીમિત્ત ઉપાદાન કારણ તરીકે પ્રસિદ્ધ છે. એટલેકે પ્રકૃતિની તેનાજ સ્વરૂપની ઉત્પત્તિના કારણ રૂપ છે. પૂર્ણપુરૂષ ( ઇશ્વર ) માં આ અવ્યક્ત

માયાની કલ્પના કરતાં જે કંઈ ઉત્પત્તિને પ્રલય રૂપો નજરે પડે છે તે સર્વે કલ્પિતજ છે કારણકે ઇશ્વરમાં ઉત્પત્તિ કે લય નથી તે તો અસત્ય ( અજ્ઞાન ) રૂપ જે માયા કે જેને વિશેષમાં કલ્પનારૂપ, ભ્રાન્તિરૂપ, માયારૂપ, મીથ્યારૂપ, મોહરૂપ, વીગેરે વિશેષણોથી શાસ્ત્ર વર્ણવે છે તેનાં સ્વરૂપો છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે.

" **अनिर्वचनीयात्स्यैव माया जग्तबीज मीथ्याः ॥**

**अर्थः**—વર્ણવી ન શકાય એવી જે આ મીથ્યા માયા તે જગતના બીજરૂપ છે. " આવી રીતે અવ્યક્ત માયા નામની આદ્ય પ્રકૃતિ સર્વે ગુણ કે પદાર્થ માત્રની આદી હોવાથી સર્વેના મોહનું સ્થાન છે અથવા તો મોહ એજ તેનું સ્વરૂપ છે એવી મીથ્યા માયામાં કલ્પાએલું ( ઉપજેલું ) ને કલ્પાતું ( ઉપજતું ) બ્રહ્માંડ તે પણ મીથ્યાજ છે અને આથીજ મૂળમાયાની સંજ્ઞા રૂપે દર્શાવાતું બિંદુ તે સત્ય છે.

" **एकमेवाद्वीतीयं ब्रह्म** " એટલે તે એક અને અદ્વિતીય બ્રહ્મ છે, એવાક્ય એ બિંદુરૂપ અવ્યક્ત માયાને આધાર ભૂત છે. હવે એનાથી એક પગથીયું નીચે ઉતરીએ.

હવે જે આ બિંદુ ૐ કારનું અંતિમ સ્થાન છે તેમાં **ओम्** કરવાની બીજી ચાર માત્રાઓ ભળે છે ત્યારે કામ આગળ ચાલી શકે છે.

બિંદુની નીચે જે અર્ધ માત્રા છે તે સંજ્ઞાને શાસ્ત્રમાં ઇશ્વર એમ કહે છે. અને તેજ " **एकोहंबहुस्याम्** " હું એક છું ને અનેક રૂપે થાઉં ની બહુ સંજ્ઞા વાચક ત્રિપાદ રૂપ કહેવાય છે. આ અર્ધ માત્રાની નીચે જોતાં પણ " **बहुस्याम्** " ના શ્રુતિવચન રૂપ માયા કલ્પિત ભાવ રહેલો છે. પણ "**एकोहं बहुस्याम्** "ના ભાવ રૂપ જે ઇશ્વર તે આ બિંદુ માત્રાથી પણ પર છે અને તે માયાનો આદિ હોવાથી આદીશ્વર કહેવાય છે. અને તેજ ઉપાસ્ય દેવ છે આમ નિજાત્મા છે એ સમજવાની યુક્તિ વેદઆદિમાં ગુપ્ત અને ગુરૂ કૃપા

સિવાય સમજાય તેમ નથી માટે એ વાત સદ્‌ગુરૂની કૃપાથી સમજી શકાય તોજ ફાયદો થાય તેમ છે.

આ સિવાય ઓમ્ કારની સમજની એક નવી રીત યાદ આવવાથી કહી દઉં છું.




આ પ્રમાણે જોતાં આગલા બિંદુરૂપ અવ્યક્ત માયાના વિવરણમાં બિંદુ એ બ્રહ્મરૂપ હોવાનું આપણે જણાવી ગયા છીએ. હવે આ ◡ અર્ધચંદ્રાકારમાં બારઆની એટલે ત્રણભાગ પૂર્ણ પુરૂષ શકિત છે અને ચારઆની એટલે એક ભાગ માયા શકિતનો છે.

એટલે ઇશ્વરી શકિતનું જોર વધારે છે અથવા ઇશ્વરનું લગભગ સ્વ-તંત્રપણું છે.

હવે અકાર, ઉકાર, અને મકારમાં પણ આકારમાં બે ભાગ અથવા આઠઆની ઇશ્વરી શક્તિ છે અને આઠઆની માયા શકિત છે. એટલે માયા ઈશ્વર જેને પુરૂષ પ્રકૃતિ કહે છે તેનું સમાન જોર છે આથી અહીં સત્વગુણનું પ્રાધાન્ય રહે છે. ને શાસ્ત્રમાં આને અંતર્યામિ હીરણ્યગર્ભ કહે છે ને અહીંથી પ્રપંચ ચાલુ થાય છે, અને ખાંડમાં જેમ મીઠાશ, ફુલમાં જેમ સુગંધ, અગ્નિમાં જેમ ઉષ્ણુતા, અને ચંદ્રમાં જેમ શીતળતા એકાકાર રહે છે તેમ વ્યાપક રૂપ માયામાં તદાકાર બને છે, અને જગત આને વિષ્ણુ નામથી ઓળખે છે.

હવે ઉકારમાં બાર આના અથવા ત્રણ ભાગ માયા શકિત રહે છે ને એક ભાગ પુરૂષ શકિત રહે છે એટલે માયા શકિતનું જોર વધારે છે એટલે પુરૂષ અહીં સ્વપ્નાભાસ દશા ભોગવે છે, ને રજોગુણનું પ્રાધાન્ય થાય છે. પુરૂષને રજોગુણ ને અંગે સર્વ જગતના કર્તાપણારૂપ દેહીક ભાવનાનું અભિમાન કાયમ રહેતું હોવાથી કર્મરૂપ જગતને ઉત્પન્ન કરે છે અને બ્રહ્માના (પ્રજાપતિના) નામથી ઓળખાય છે.

તેવીજ રીતે મકારમાં અસત્ રૂપ માયા ભરેલી છે. અહીં પુરૂષ સંજ્ઞા તદ્દન ગુપ્ત થાય છે અને તમોગુણ પ્રધાન પદ ભોગવે છે. એ અજ્ઞાનના કારણે પુરૂષ પોતાનું દેહીક ભાન ભૂલી કેવળ કલ્પીત માયા રૂપી દેહજ બની રહે છે અને તેથી એ રૂદ્ર કહેવાય છે. એજ અજ્ઞાનની જાગ્રત દશા ગણાય છે અને તેથી પુરૂષ શૂન્યત્વ પામી શારીરિક સંજ્ઞા ધારે છે. ને શરીર ભાવ આવતાંજ હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રીય છું, અથવા હું સુખી છું, હું દુઃખી છું. મારૂ નામ અમુક છે એવા અજ્ઞાન ભાવને પામી પોતાને ભૂલી કેવળ દેહ રૂપે દેખાય છે.

બિંદુ ગોળ ઈંડા જેવું હોય છે એની ઉપર શબ્દ કે કંઇ હોતું નથી. જ્યારે બિંદુ ઉત્પત્તિ તરફ વળે છે ત્યારે તે વાસનાથી ભરપુર બને છે. ને તે ફાટી જાય છે ને તેમાંથી બે સ્વરૂપ બને છે એક માયા ને બીજું બ્રહ્મ આમ એકનાં બે થવાથી ૐકારની ઉત્પત્તિ થઇ. આ ૐકારમાંથી એક નવી ઉત્પત્તિ જે ભાગવતમાં દર્શાવી છે. તે પણ વાંચકને અત્રે જાણવા માટે આપીછે. બીંદુ ફાટીને અર્ધ માત્રા સુધીના રૂપનું વર્ણન આવ્યું ત્યાં પ્રકૃતિ પુરૂષનું સ્થાન હોવાથી ત્યાંથી જગતની ઉત્પત્તિ થાય છે આમાંથી अ, उ ન म् થયા.

| વર્ણ. | ગુણ | નામ | અર્થ | વૃત્તી. |
|---|---|---|---|---|
| अ | સત્વ | રૂગ્વેદ | ભૂલોક | જાગ્રત |
| उ | રજ | યજુર્વેદ | ભૂવર્લોક | સ્વપ્ન |
| म् | તમ | સામવેદ | સ્વર્ગલોક | સુષુપ્તિ. |

આ પછી પાછળથી મંત્ર તંત્ર માટે અથર્વવેદ કરવામાં આવ્યો છે.

ય, ર, લ, વ, અંતસ્થ. શ, ષ, સ, આ ઉષ્મા. ને

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, એટલા સ્વર તથા

ક ખ ગ ઘ ઙ<br>ચ છ જ ઝ ઞ<br>ટ ઠ ડ ઢ ણ<br>ત થ દ ધ ન<br>પ ફ બ ભ મ

} સ્પર્શ, હ્રસ્વ તથા દીર્ઘ.

આટલા સ્વરો ઉત્પન્ન કર્યા આ સીવાય બીજી રીતે પણ તેની ઉત્પત્તિ બતાવાઈ છે જે આ મુજબ:—

—: મોક્ષ :—

| | |
|---|---|
| લલાટ— | —આજ્ઞાચક્ર બે પાંખડી ને બે અક્ષરો હ, ક્ષ. |
| કંઠ— | —વિશુદ્ધ ચક્ર સોળ પાંખડીને સોળ અક્ષરો અ, આ, ઇ, ઈ, ઋ, ૠ, ૡ, ૡૃ, એ ઐ, ઓ, ઔ, અં, અઃ. |
| હૃદય— | —અનાહતચક્ર બાર પાંખડીને બાર અક્ષરો ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ. |
| નાભિ— | —મણિપુરચક્ર દશ પાંખડીને દશ અક્ષરો ડ, ઢ, ણ. ત, થ, દ, ધ, ન. પ, ફ. |
| ઉપસ્થળ— | —સ્વાધિષ્ઠાનચક્ર છ પાંખડીને છ અક્ષરો બ, ભ, મ. ય, ર, લ. |
| ગુદા— | —મુળાધારચક્ર ચાર પાંખડીને ચાર અક્ષરો વ, શ, ષ, સ. |
| | આમ ઉપર બતાવાયેલા અક્ષરો. ૫૦ |
| | તથા ળ, જ્ઞ. ૨ |
| | મળી કુલ. ૫૨ |

ને આ અક્ષરોની ને ૐકારની મદદથી બ્રહ્માએ પોતાનાં ચારેય મુખમાંથી ભૂ ર્ભૂવઃ સ્વઃ એ ત્રણ વ્યાકૃતિઓને ચારવેદો બનાવ્યાનું કહેવાય છે.

આ ૐકાર પ્રણવ કહેવાય છે. ને નિરંજન પણ કહેવાય છે. પણ માયાનો બ્રહ્મના સંયોગથી બન્યો છે માટે માયિક ગણાય. હવે બીજી રીતે સમજાવતાં:—

બિંદુ રૂપ જે અવ્યકત માયા તે દરય હોવા છતાં ને બીજરૂપ હોવા છતાં નાની બાળકીની પેઠે યુવાન થયા પછીજ જેમ સાધન રૂપ બને છે તેમ તેથી હેઠે અર્ધ ચંદ્રાકારમાં આવે કે જેતે મહત્-

ત્વ કહે છે ત્યારેજ તે સૃષ્ટિની ઉત્પત્તિના સાધન રૂપ બને છે ત્યાં પુરૂષ તેને જુએ છે ને આ રીતે પુરૂષને પ્રકૃતિ અથવા સાક્ષ્ય અને સાક્ષીની, "મળી દષ્ટો દષ્ટ" એટલે એક નજર થાય છે. અને ત્યાં સાક્ષી જે આત્માને માયાની ચંચળતામાં મોહ પામી ઉપાધિ-વાળો બની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે ખરૂં જોતાં આત્માને ઉપાધિ લાગતીજ નથી. જેવી રીતે ઘરના જાળીયામાંથી પડતો સૂર્યનો તડકો અંદર હાથ હલાવવાથી હલતો દેખાય છે. છતાં ખરી રીતે તડકો હલતો નથી એતો હાથજ હાલે છે, તેમ આત્મા, પ્રકૃતિની સાથે જોડાતાં પ્રકૃતિની ઉપાધી આપણને આત્મામાં દેખાય છે અને તેથી બધી ઉપાધી આત્માનીજ લાગે છે. ગમેતેમ પણ આત્મા અને પ્રકૃતિના સમાગમથી પ્રકૃતિ સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે. બિંદુમાં જે માયા રહે છે તે બ્રહ્મરૂપ હોવાથી કંઇ કરવા સમર્થ થતી નથી અને તેથીજ તેની નીચેના અર્ધ ચંદ્રકાર માત્રાના સ્થાનમાં પુરૂષ અને પ્રકૃતિની કર્મસૃષ્ટિ શરૂ થાય છે આ બીજી માત્રામાં પુરૂષને આત્મા કહે છે ને કેટલાક સાક્ષી પણ કહે છે. અને કર્મક્ષેત્ર અહીં શરૂ થતું હોવાથીજ આત્મા યા સાક્ષી ઉપાધીવાળો લાગે છે. પૂર્ણ પુરૂષ અથવા પરમાત્માતો પ્રથમ જે બિંદુ માત્રા તેથી પણ પર છે એટલે આ બિંદુરૂપ જે અવ્યક્ત માયા પોતાના કર્મને અંતે વિશ્રાન્તિ વખતે આગળ આપેલા દાખલા પ્રમાણે પતિવ્રતા સ્ત્રીની પેઠે આ સ્થાનેથીજ લીન થાય છે. આ બિંદુ એટલે માયાનો અર્થ અથવા તેની સત્તાનું તોલન પોતાની બુદ્ધિથી જે માણસ કરી શકે છે તેજ, પરમાત્મા એ આપણાથી પર છે એના અર્થને સમજી શકે છે. બાકી અંધ શ્રદ્ધાના ઉંડા કુવામાં તડફડતી અજ્ઞાન પ્રજાતો પરમાત્માને ઉંચે દેખાતા આકાશમાં ઘર કે મહેલો અથવા વૈકુંઠ આદિ લોકો બાંધીને બેઠેલા માને છે અને એમ ઉંચે જોઈ પગે લાગવાથી ( બાહ્યાચારોથી ) મોક્ષ થયાનું માને છે પણ મોક્ષ એમ નથી મળતા. મુક્તિ અને બંધનનું કારણતો મન છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કેઃ—

**मनःपवमनुष्याणां कारणंबंधमोक्षयोः ॥** એટલેકે મન એજ માણુસના બંધન અથવા મોક્ષનું કારણ છે. માટે એ માયાની શક્તિની તુલના કરી પ્રભુ તેનાથી પર છે એ અર્થને સમજી શકાય તોજ મોક્ષ પ્રાપ્તીનો મારગ જડે.

બીજી માત્રા એટલે તુર્ય અવસ્થામાં સૃષ્ટિના વિલાસતત્ત્વનો સાક્ષી યા સ્વામિ કહેવાતો ઇશ્વર બહુરૂપ બનવાની ઈચ્છાથી માયા સાથે જોડાય છે ને પછી ત્રીગુણ સ્વરૂપ ( બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર ) થઈ જીવ રૂપે થાય છે. જો કે પરમ પુરૂષતો દિવ્ય યા સ્વયં પ્રકાશ કે જ્યોતિસ્વરૂપ અને અમૂર્ત એટલે નિરંજન મનાય છે અને બહાર અને અંતરમાં વ્યાપ્તમાન થઇને રહેનારો ગણાય છે છતાં તે અજન્મા, અપ્રાણ, અમન અને શુદ્ધ સ્વરૂપ મનાતા અક્ષરથી પણ પર છે એમ વેદશ્રુતિ કહે છે.

પ્રાણ, મન અને ઇંદ્રિયો એ બીજી માત્રા જે ૯ અર્ધ ચંદ્રાકારના સ્થાનમાં થતા પુરૂષ પ્રકૃતિના સંયોગથી ઉત્પન્ન થતી હોવાથી તેમજ વિષયોના કારણરૂપ આકાશાદિ પંચભૂતાત્મક સ્થાવર જંગમને ધારણ કરનારી પૃથ્વી અને એ પંચ મહાભૂતોના ગુણો પણ આજ પ્રકૃતિ પુરૂષથી ઉત્પન્ન થાય છે વળી દેવાદિકની ઉત્પત્તિ સાથે અન્નાદિકની ઉત્પત્તિ તેમજ તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, તેમજ વેદવિધીની ઉત્પત્તિ પણ આ પ્રકૃતિ પુરૂષથીજ હોવાથી એ બધાનો અંતકાળે એમાંજ લય થાય છે એમ વેદશ્રુતિઓ કહે છે.

પુરૂષ પ્રકૃતિ ને જોતો જોતો તેમાં મોહ પામતો અંતે તેમાં પ્રવેશ કરે છે એટલે જોવાના આરંભથી પ્રવેશ કાળના અંત સૂધીની પંચભૂત અને ગુણ આદિની રચના સૃષ્ટિને ઇશ્વર રચિત સૃષ્ટિ કહેવાય છે. પુરૂષ ચાતુર્ય અથવા બીજી માત્રા રૂપ મહતત્ત્વ નામની માયાને દૂરથી કર્મ કરતી ( પોતાની ફુંકથી ) જોતો જોતો તેમાં મોહ પામે છે અને ફસાઈ અંતે તેમાં પ્રવેશ કરે છે. અને પ્રકૃતિનો દૃષ્ટા અથવા સાક્ષી ગણાતો પુરૂષ પોતાની માયામાં મોહ પામી અંતે

સૃષ્ટિના સર્જન કાળના વિધિમાં પ્રવેશ પામી વિષ્ણુ વગેરે રૂપે થાય છે અને અંતે જીવરૂપ પણ પોતેજ બની અજ્ઞાનની અંધારી ચઢાવી માયાનો વધુને વધુ વિકાસ કરે છે. એ વિષ્ણુનેજ હિરણ્યગર્ભ નામ આપે છે અને એનાથી વિરાટ સ્વરૂપની ઉત્પત્તિ બતાવી તેનાથી ( વિરાટથી ) જગતની ઉત્પત્તિ બતાવે છે. એટલે બીજી માત્રામાં ગણાતો ઇશ્વર અને છેલ્લી માત્રામાં ગણાતો જીવ એજ આ જગતની ઉત્પત્તિનું કારણ છે.

બાકી પર બ્રહ્મ પરમાત્મા ૐ કારથી પર છે અને તેજ ઉપાસ્ય દેવ છે અને તેની ઉપાસનાથીજ પરમ ગતિ મળે છે. પરંતુ પ્રણવ મંત્ર તરીકે ગણાતો ( ઓળખાતો ) **ओम्** કાર નિરૂપણનો સંપૂર્ણભાવ જે ગુરૂ કૃપા સિવાય સુલભ નથી તે ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યા પ્રમાણે હૃદયમાં ઉતારી કર્મ કરવામાં આવે તો મોક્ષ પદ જરાય દૂર નથી.

**सर्वद्वाराणि संयम्य मनोहृदि निरुध्य च**
**मूर्ध्न्याधायात्मनःप्राणमास्थितो योगधारणाम् ॥**

અને આટલું કર્યા પછી

**ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन्**
**यःप्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥**

ભગવદ્ ગીતા. અ. ૮ શ્લોક ૧૨, ૧૩.

**અર્થઃ**—સર્વ ઈંદ્રિયોનો સંયમ કરીને, મનને હૃદયમાં રૂંધિને, પ્રાણને બ્રહ્મરંધ્રમાં ચઢાવીને ( લઇ જઇને ) જે મનુષ્ય " ૐ " એવા બ્રહ્મવાચક એકાક્ષર મંત્રના જપવડે મારૂં સ્મરણ કરતો દેહને ત્યજી જાય છે તે પરમ ગતિને પામે છે......ઇતિ............



# સદ્ગુરૂ ને જ્ઞાન.



ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે તેમ,

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्॥**

ભગવદ્‌ગીતા અ. ૪ શ્લો. ૭.

એટલે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે. અને અધર્મનું બળ જામે છે ત્યારે ત્યારે અંશાવતાર તરીકે હું આત્મા સૃજું છું-તે ઉત્તમ જ્ઞાની અને વિવેકી હોય છે. આ પ્રમાણે બસો ત્રણસો વર્ષના અંતરે આવા મહાત્માઓ આ આર્યભૂમિ ઉપર પેદા થાય છે. અને અજ્ઞાનને હઠાવી જ્ઞાનનો પ્રચાર કરે છે. રામ અને કૃષ્ણ જેવા એમાં મહાજ્ઞાનીઓ પણ થઇ જાય છે. અને એમની શાખાઓરૂપે પછી નરસિંહ મહેતો, મીરાંબાઇ, કબીર, દાદુ, રામદાસ સ્વામિ, ભાવદાસ સ્વામિ નિરાંતમહારાજ, જ્ઞાનેશ્વર, તુકારામ, રવીસાહેબ, ભાણુસાહેબ, મોરાર સાહેબ વગેરે ઘણા ઉત્તમ ભકતો જ્ઞાનને પ્રાપ્ત કરી મોક્ષમાર્ગનું પૂર્ણ જ્ઞાન થતાં બીજાઓને તે માર્ગ બતાવવા અનેક રીતે જ્ઞાનવાણી કહી ગયા છે.

આ જગતમાં ત્રણ પ્રકારના ગુરૂ કહેવાય છે. (૧) પત્થર જેવા (૨) પાંદડાં જેવા (૩) લાકડા જેવા.

એનું પૃથક્કરણ એમ છે કે જેમ પત્થરને પાણીમાં નાંખવાથી તે પોતે પણ તરી શકતો નથી. તેમ પહેલા નંબરના ગુરૂઓ માત્ર પોતાની મહત્તા વધારવાજ જગતમાં ગુરૂ થઇ ફરે છે. પણ તેમને પોતાની જાતને આ સંસાર સાગરથી તારવાનું ભાન કે શકિત નથી હોતી. ત્યાં તેમના થએલા શિષ્યોની શી સ્થિતિ થાય તે સમજવું જરાય અઘરૂં નથી.

બીજા નંબરના ગુરૂઓ આથી કંઇક સારા ગણાય છતાં એક

પાંદડું જેમ ફકત પોતાની જાતનેજ તારી શકે છે, પણ તેનો આધાર લઇ તરનારને કંઈ મદદ નથી કરી શકતું તેમ આ ગુરૂઓ જ્ઞાનથી પોતાનુંજ કલ્યાણ કરી શકે છે. પણ પોતાના ભકતજનોને જરાય ટેકો આપી શકતા નથી અને

ત્રીજા નંબરના ગુરૂઓ એજ ખરા ગુરૂપદને શોભાવનારા હોય છે. કારણ કે લાકડું જેમ પોતે પણ તરે અને તેના આશ્રય કરનારને પણ તારે તેમ આ સદ્ગુરૂઓ પોતાને શરણે આવેલાંઓનાં સંસારનાં બંધનો કાપી તેમને માયાના પેલે પાર પહોંચાડી શકે છે.

આજ કાલ પહેલા નંબરમાં જણાવ્યા મુજબના બહારથી જ્ઞાનીનો ડોળ ઘાલી અંતરમાં અંધારાવાળા દુનીઆની મઝા લુંટવા નીકળેલા લેભાગુ ગુરૂ ( જેને આપણે સાધુ કે બાવા માનીએ છીએ તે )ઓની જરાય ખોટ નથી. ઘેરેઘેર પોતાની ખ્યાતિનાં ગુણગાન કરતા તે પેટ ભરાઓ ફર્યા કરે છે ને ભૂલેચૂકે પણ કોઈક જ્ઞાન પિપાસુ તેની જાળમાં ફસાય તો તેનો હાથ ઝાલી તારવાને બદલે પોતે તરી જવાના અખતરા કરે છે ને તેમાં બંને ગળકાં ખાતા થઈ જાય છે.

બીજા નંબરના ગુરૂઓની પણ આજકાલ ખોટ તો નથી. તેઓ પોતે કર્મકાન્ડ કરે છે. પણ પોતાની શિષ્ય મંડળીને તેમ કરવાની ના કહે છે. ને ફકત પોતાની સેવા કરવામાંજ તેઓની મુકિત થઈ જવાનું સમજાવે છે. વીચાર કરતાં એમ લાગે છે કે આ બીજા નંબરના પાંદડાં જેવા ગુરૂઓ પોતાનું કર્મકાન્ડ શીખી પોતાને છોડી કોઈ ખરા ગુરૂના શરણમાં આગળ જવાની ઇચ્છાએ જાય તો પોતાનો ગુરૂપણાનો ધીકતો ધંધો બંધ થઈ ભૂખે મરવું પડે એટલે એ અજ્ઞાની પ્રજાને અજ્ઞાનમાંજ રાખી ફકત પોતાને હાથે તેમની કંઠી બાંધી તેમનો મોક્ષમાર્ગ ખુલ્લો થયાના બોધ આપી તેમને ફસાવે છે ને પોતાનું કામ કાઢી લે છે. આવા ગુરૂઓને ચેલા પણ ઘણા મળી રહે છે કારણ કે વગર મહેનતે મુકિત મળે તે લેવી કોને ન ગમે.

આમ શિષ્ય સમજે કે હું મફતમાં મુક્તી મેળવી ગુરૂજીની આંખમાં ધૂળ નાંખી જાઉં ને ગુરૂ સમજે કે ઠીક જાળમાં માછલું આવ્યું છે. આમ બંને જણા પોતપોતાના મનમાં હરખાતા એકબીજાને ભૂલ-થાપ આપવાના દાવપેચોજ રમે છે ને મોક્ષનો માર્ગ તો જૂદોજ રહી જાય છે.

ત્રીજા નંબરના લાકડાં જેવા ગુરૂ તો મળવા વિરલાજ હોય છે. તેઓ આપણી શોધ કરતા ઘેરઘેર નથી ભટકતા પણ આપણે તેમની શોધ કરવા માટે ઘરબારનો ત્યાગ કરી ભટકવું પડે છે. ને તેમની શોધ કરવી પડે છે. આવા જ્ઞાની ગુરૂ પણ જો સંસારી હોય તો વધારે ઉત્તમ છે. કારણ કે પહેલેથીજ બાળત્યાગી હોય તે વિશ્વામિ-ત્રની માફક રૂપયૌવન અને વિલાસમાં ( જેમ વિશ્વામિત્ર પોતે સ્વર્ગની અપ્સરા મેનકામાં ફસાઇ તપથી ભ્રષ્ટ થયા હતા. તેમ ) ફસાઈ જવાનો ભય રહે છે. અથવા સંસારનું કંઇ જ્ઞાન ન હોવાથી સંસા-રીના જીવનના અઘરા કોયડાઓ તેઓ ઉકેલી શકતા નથી. અને આદ્ય જગતગુરૂ શ્રીમદ્ શંકરાચાર્યને પણ મંડનમિશ્રની સાથેના વિવાદમાં તેની સ્ત્રીએ હરાવ્યા તેથી અંતે સંસારનો અભ્યાસ કરવા રાજાના દેહમાં રહેવું પડયું ત્યારે સંપૂર્ણતા મળી તેમ ગૃહસ્થાશ્રમી જીવનમાં રહેનારા સદ્ગુરૂ મળે તો આપણા જેવા સંસારી માણસોને વધુ જ્ઞાન આપી શકે, ને સારી રીતે સમજાવી શકે માટે બનતા પ્રયત્ને ગૃહસ્થી સદ્ગુરૂની શોધ કરવી ને તેમનોજ આશરો કરવો.

આ સદ્ગુરૂઓને સાહેબ પણ કહેવામાં આવે છે. તેમજ સાહેબ પ્રભુના અર્થમાં પણ વપરાય છે. કારણ કે ગુરૂગિતામાં ગુરૂ એજ પ્રભુ છે. એમ ગણાવ્યું છે. માટે ગુરૂ અને પ્રભુ બંનેને માટે સાહેબ વપરાયું હોય તો ખોટું નથી. હવે એમાં

**સાહબ** એ મુસલમાની ભાષા થઇ.

**સાહેબ** એ ગુજરાતિ થયું અને

**સાહિબ** એ સંસ્કૃત થયું.

મૂળ "સાહેબ" ફારસી ભાષાનો શબ્દ છે. અને તેનો અર્થ માસ્તર એટલે શિક્ષક (ગુરૂ) અથવા માલિક (ઈશ્વર) એવો થાય છે. તેમજ **साहिब** શબ્દનો અર્થ **सह आङ्पूर्वकं हिविपुणते धातुसे संस्कृत व्याकरणके नियमानुसार बनता है।**

એટલે કે બધી તરફથી આનંદ આપવાવાળું બધા પૂર્ણ ગુણોની ખાણુ એવો થાય છે. એમ કાશીવાળી કબીર સાહેબની ગાદીવાળા મહંતનું કહેવું છે.

સંસ્કૃત રીતે **સાહેબ** શબ્દની વ્યુત્પત્તિ નીચે મુજબ થાય છે. **साहि=स+अहि.**

**अहि** એવું સર્પનું નામ છે. ને શેષનાગ એ પણુ સર્પ છે અને તે વિષ્નુનું શયન ગણાય છે. તેથી અહિ+સહ એટલે **साहि विष्णु** એમ થયું.

હવે બીજી રીતે **साहिब** શબ્દ લઇએ સંબોધનમાં **साहि**નું એક વચન **साहे** થાય છે, તેની સાથે આજ્ઞાર્થમાં **अव** ધાતુનું બીજા પુરૂષનું એકવચન **अव** થાય છે. એટલે તે જોડવાથી **साहे+अव** એવું થાય છે. હવે સંસ્કૃતમાં એવો નિયમ છે કે બે સ્વર સાથે આવે તો સંધિ થાય (જોડાઇ જાય.) ને તેમાં દીર્ઘસ્વર હોય તો હ્રસ્વ સ્વરને ગળી જાય. તેમ **साहे+अव** નું **साहेव** થયું ને કાળાન્તે **साहेब** થયું. તેનો અર્થ "હે વિષ્નુ તું રક્ષ" એવો થાય છે.

આમ ગુરૂ ભાવમાં અને પ્રભુ ભાવમાં સાહેબ વપરાય છે. જેવા કે રવિ સાહેબ, ભાણુ સાહેબ, મોરાર સાહેબ, કબીર સાહેબ, વીગેરે ને પ્રભુના અર્થમાં વપરાયલા સાહેબ શબ્દને તુલસીદાસે રામાયણુના બાળકાંડમાં "સાહેબ સીતાનાથ." કહી પુષ્ટિ આપી છે. વળી "સાહેબ સુરતી સ્વરૂપ" એવું પણુ એક ઠેકાણે વપરાયલું છે.

ફારશી ભાષામાં પણુ સાહેબ શબ્દનો અર્થ "ઇશ્વર" અથવા "મહાન ધર્મોપદેશક" એવો કરેલો છે.

આ મહાત્માઓ પૈકી કેટલાકને સંસ્કૃતનું જરાય જ્ઞાન નહોવા છતાં ઇશ્વર કૃપાએ તેમનામાં એવો પ્રભુએ સદ્‌ગુણ મૂક્યો હતો કે તેમની વાણી સાંભળતાંજ અંતઃકરણનું અંધારૂં દૂર થઈ જાય અને શુદ્ધજ્ઞાન પ્રાપ્ત થાય આમ તેમના ઉપદેશથી ઘણા લોકો સત્ય પંથે વળી ગયા છે જે કામ વેદ, શ્રુતિ, સ્મૃતિના જાણવાવાળાઓ નથી કરી શકયા. આથી વેદ, શ્રુતિને હું દોષ નથી દેતો પરંતુ તે જાણનારને દોષ દઉં છું. કારણ કે આમ વધારે શાસ્ત્ર જાણનાર કંઈક અભિમાનના ખાડામાં ઉતરતો જાય છે અને એ અભિમાન તેના વૈદિક જ્ઞાન ઉપર અંધારૂં કરી દે છે. એટલે અંતે તે જ્ઞાન નથી તેને કામમાં આવતું કે નથી એ જ્ઞાનનો લાભ જગત પામી શકતું. આથી તો વગર શાસ્ત્ર ભણેલા પરંતુ ગુરૂપ્રસાદ વાળા જ્ઞાનીઓ વધારે સારા. રામદાસ સ્વામિએ કહ્યું છે કે " મને સંસ્કૃતનો બહુ અભ્યાસ નથી પણ સદ્‌ગુરૂ કૃપાથી છલકાઇ જતું મારૂં હ્રદય મને અગમનિગમનું જ્ઞાન કરાવી રહ્યું છે. બીજા એક મહાત્મા પણ કહી ગયા છે કે બ્રહ્મજ્ઞાની પુરૂષ બ્રહ્મરૂપ હોવાથી તેની વાણી વેદ રૂપજ છે. પછી તે વાણી ગમે તે ભાષામાં વપરાતી હોય ! પણ તે વાણી ભેદ અને ભ્રમણાના પડદા તોડી ફોડી મેદાન બનાવી દે છે અને મોક્ષને પંથે ચઢાવે છે.

આ ઉપરાંત પણ અમોને કૈવલ્યજ્ઞાનોદયમાંથી વેદિઆઓના વિતંડાવાદ વિષે એક રમુજી ફકરો મળી ગયો છે જે તેમનાં મોઢાં ને સચોટ બંધ કરનારો હોઇ અહિં ટુંકાણથી ઉતારીએ છીએ.

વેદિઓઃ—પ્રાકૃત ભાષાનો કોઇ વસ્તુ પ્રત્યેનો અર્થ ગમે તેવો સારો થતો હોય છતાં તે સપ્રાણ ગણાયજ નહિ એતો માત્ર દંત કથા જેવુંજ ગણાય અમે તો માત્ર સંસ્કૃત શ્લોકનાં અને વેદશ્રુતિનાં પ્રનાણોજ માન્ય રાખીએ.

સુધારકઃ—તમારે વસ્તુના સત્ય અર્થની જરૂર છે કે ભાષાની તમે સંસ્કૃત પ્રાકૃતની મમતા મૂકો ને સિદ્ધાંત ને તપાસો.

વેદિઓઃ—પ્રાકૃત ભાષાના પદથી કે સાખીથી સીદ્ધાન્તને માનીજ ન શકાય એમ તમોને સ્પષ્ટ કહ્યું છતાં શા માટે ફોકટનાં માથાં કુટો છો.

સુધારકઃ—તમારા અધુરા નવા ભાષાજ્ઞાને તમને અહંકાર રૂપી ઉંટ ઉપર ચઢાવ્યા છે, ત્યાંથી નીચે ઉતરશો ત્યારેજ આ પ્રાકૃત ભાષાને અને તેના સિદ્ધાન્તને માનવા તૈયાર થશો, વારૂ ! તમે એટલું તો જાણો છોજ કે આ દુનિયામાં પોતપોતાના દેશમાં વપરાતી ભાષા વડેજ વ્યવહાર ચાલે છે, ને વ્યવહારમાં તમારે પણ તમારા કુટુંબ અને તમારાં ઘરાકો સાથે પ્રાકૃત ભાષાનોજ ઉપયોગ કરવો પડે છે. તેમજ સંત સાધુઓ, જ્ઞાની, ધ્યાની, ભકત હરિજનો તથા ગુરૂ શિષ્યો એ બધા ઇશ્વર સ્મરણમાં તથા ગાનતાન ને ભજનાનંદમાં તેમજ વળી રાજ કચેરીઓમાં એટલુંજ નહિ પણ ભૂતપ્રેમ, મૂઠચોટ, મારણવારણ મંત્રોમાં તથા ઝેરી જાનવરોના ઝેરનાશક મંત્રોમાં વળી મરણ, પરણમાં, જગતના પેટભરવાના વ્યાપારના વીગેરે અનેકાનેક વિભાગોમાં બધે પ્રાકૃત ભાષાનોજ વપરાશ થઇ રહ્યો છે, પોતપોતાના દેશમાં વપરાતી સામાન્ય ભાષાને પ્રાકૃત ભાષા કહે છે. આમ આખી દુનીઆનો વ્યવહાર નીભાવનારી ભાષાને તમે તુચ્છ માની રહ્યા છો ને તમારા વિદ્યાભિમાની વિદ્વાનોનેજ સમજાય તેવા સંસ્કૃતને મહદ્ માની ચક્રવર્તિ પ્રભાવવાળી પ્રાકૃત ભાષાને તુચ્છ માનો છો તે મિથ્યાવાદ નહિ તો તો બીજું શું કહેવાય ?

" મિથ્યાવાદ વાણી તણો, જળ તોયમાં શું ભિન્ન
શ્રોતાને સમજાવવા, જ્યાત્યાં વાણી ચીન્હ. " .

આ લોક તેમજ પરલોકનું કાર્ય જો સંસ્કૃતથી થાય તેટલુંજ પ્રાકૃતથી પણ થતું હોય તો પછી એક ભાષાને ધીક્કારી બીજાની મમતા કરવી એ મીથ્યા કહેવાય. તૃષાતુર માણસનો પાણી વીના જીવ જતો હોય ત્યાં તેનો ભાવાર્થ સમજવા છતાં પણ પ્રાકૃત હો-

વાથી સપ્રમાણ નથી એમ માની તેને પાણી ન આપવું એમ તમારા કહેવાનો અર્થ થયો જો આમજ છે તો પછી એનું પ્રત્યક્ષ પ્રમાણ એ છે કે તમારૂં એક બાળક ભૂ ભૂ કહી તમારી પાસે આવે ત્યારે તમે તેને પાણી આપો છો કે સપ્રમાણ રીતે સંસ્કૃત ભાષા વાપરે ત્યાં સુધી રાહ જુઓ છો તે જરા જણાવશો ? તેમજ ઘરમાં સ્ત્રી પુત્રાદિક સંસ્કૃત ન જાણતાં હોય તેને અંગે પ્રાકૃત ભાષામાં તમને ઘરનો સામાન લાવવાનું કહેશે તો તે તમે લાવી આપશો કે પ્રાકૃત ભાષાને લીધે આંખ આડા કાન કરશો ? આમ કરીને તો તમે તમારી જાતનેજ વધુ હેરાન કરશો. વળી

" પ્રકૃત છે પુરાતની દેહ સાથે ઉત્પન્ન
સજાણ ભાષા સર્વમાં પ્રસરી અન્યોઅન્ય "

આમ ખરી રીતે જોતાં તો પ્રાકૃત ભાષા દેહની સાથેજ ઉત્પન્ન થએલી છે. જેમકે બાળકને જયારે કોઇ પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે તે પોતાની પ્રાકૃત ભાષા જે રૂદન તેની શરૂઆત કરે છે. આમ પ્રાકૃત એ દેહની સાથેજ રહે છે વળી ઇશ્વરે તમને પ્રાકૃત પ્રેર્યું ન હોત તો તમે સંસ્કૃત કઇ રીતે ભણી શકવાના હતા, પાઠ-શાળામાં પણ **गमगच्छ** એટલે જવું એમ સંસ્કૃતનું પ્રાકૃત સમજવું પડે છે ને ત્યાર પછીજ પ્રાકૃતમાં જે શબ્દો બોલવાના હોય છે તે ભાવના સંસ્કૃત શબ્દો મગજની ડીકશનરીમાંથી ખોળી કાઢી પાછી નિયમ પ્રમાણે તેની વિભક્તિ કાળ અને સંધી કરી ગોઠવીને આડં-બર સહિત બોલવાનું હોય છે. આટલી માથાકુટ જો સંસ્કૃત માટે પ્રાકૃત દ્વારા કરવીજ પડે છે તો પછી પ્રાકૃતનેજ શા માટે સંસ્કૃતના જેટલું માન ન આપવું એમ કહો છો તે જરા સમજાવશો ?

"પ્રાકૃત શ્રીફળ ખાંડ છે, સંસ્કૃત આવરણ વીંટ
પ્રાકૃતને પ્રમાણીએ, સરળ, સિદ્ધાન્તનું ડીંટ."

વળી

" પ્રાકૃત જળ સરવરતણું પીતાં જીવ તમામ
સંસ્કૃત સમજો કૂપનું, દોરી લોટા કામ "

આટલેથી પણુ ન સમજાય તો એક વધારે કહું

" પ્રાકૃત તે તૈયાર ઘી, સંસ્કૃત ધૃત દધિમાંય
દધિ મથતાં બેઉ એક છે તો સંસ્કૃત મિથ્યા થાય. "

આમ જો પ્રાકૃત એ તૈયાર કરેલું શ્રીફળ ને ખાંડ છે. ને પ્રાકૃત એ સરવરના જળ જેવું હોઈ અપંગ તથા ચોપગાંને પણ વગર મહેનતે પોતાના ભાવ દર્શાવવાના સાધનરૂપ છે. અને પ્રાકૃત એજ જો તૈયાર માંખણુ તાવીને બનાવેલા ઘી રૂપ છે તો પછી તેનો ત્યાગ કરીને તેને પ્રમાણ વીનાનું ગણી છીલટાંને કાચલીમાં રહેલા શ્રીફળ જેવા તથા બીજામાં જણાવ્યા મુજબ કુવાના પાણી જેવા કે જેને સમજવા દોરી લોટા રૂપ સંધી અને વચન તથા કાળની જરૂર પડે છે અને ત્રીજી સાખીમાં જણાવ્યા મુજબ જે દહીંમાં પરોક્ષ રહેલા મન્થન કરીને કાઢવાની ક્રિયા રૂપ ઘી જેવા મનાતા સંસ્કૃતનેજ સપ્રમાણ માનવુ કેટલું મુર્ખાઇ ભર્યું છે !

વેદાંતીઃ—પણ ભાઇ સંસ્કૃત એતો દેવ વાણી છે !

સુધારકઃ—સંસ્કૃતને તો તમારા જેવા લે ભાગુ પંડિતોએજ દેવવાણી ઠરાવી છે બાકી જ્ઞાની પુરૂષો કોને દેવવાણી માને છે તે સાંભળો.

" દેવવાણી ઉનકું કહે, સુણતાં જીવ પદ જાય
અન્ય દશા સૌ પાલટી કૈવલ્ય લક્ષ્ય લખાય. "

અર્થ:—જે શબ્દનો ધ્વનિ સાંભળતાંજ અંતરમાંથી વૈરાગ્ય જાગૃત થઇ પરમ મોક્ષની પ્રાપ્તિ કરાવે તે વાણીનેજ દેવવાણી કહે છે. પછી તે સંસ્કૃત હોય કે પ્રાકૃત ગદ્ય હોય કે પદ્ય સંસ્કૃત શ્રુતિવાકય હોય કે પ્રાકૃત સાખી. આમ કહી હું એમ નથી કહેવા માગતો કે સંસ્કૃત એ નકામી વસ્તુ છે. પણ પ્રાકૃત એ સંસ્કૃતના ચક્ષુરૂપ હોઇ વધુ કામનું છે.

" પ્રાકૃતને પ્રમાણીયે, સર્વ ભાષાનું મૂળ
દાટયું દ્રવ્ય દેખાડતી, નેણુ જુએ જેમ સુત્ર. "

અર્થઃ—સંસ્કૃતનો સાર દાટેલા દ્રવ્ય જેવો છે તેને ખોદીને દેખાડનારો પ્રાકૃત કહેવાય છે. જેમ આંખ હોય તોજ સૂર્ય દેખાય છે તેમજ પ્રાકૃત ભાષાથીજ સંસ્કૃત ભાષાનો સાર સમજાય છે. એ ન્યાય પુર્વક વાર્તા છે.

આ સંસારનો નિયમતો "સુખમાં સોની સાંભરે ને દુઃખે સાંભરે રામ" ના જેવો છે. મોટા પુરૂષો તો કહી ગયા છે કે આત્મ જ્ઞાન વિના સંસારનું બંધન તૂટે તેમ નથી ને સંસાર છે ત્યાં સુધી દુઃખ તો છેજ માટે તેમાંથી છુટવાને સદ્દગુરૂની કૃપા જોઇએ તે વિના બીજી રીતે કર્મ ભેદાતાં નથી. માટે દરેક મનુષ્યે સદ્દગુરૂ મેળવી તેમણે કહેલી ઉપાસનાનો વિધિ કરવો જોઇએ તોજ સુખ થાય છે. બાકી આત્મા સત્ય છે, શરીર એ માયા છે; એ આત્મા ઉપર માયાનો અંધકાર પડવાથી બંધન થાય છે. તેથીજ શરીર આત્માનું બંધન થાય છે માટે હૃદયના મળરૂપ અથવા જ્ઞાનની મૂર્તિરૂપ દરેક દુર્ગુણોના ત્યાગ કરો એટલે આપોઆપ સદ્ગુણો અંદર દાખલ થઈ જ્ઞાનનો પ્રકાશ પાડશે. માટે સદ્દગુરૂને શોધો આ માટે શરૂઆતમાં હમેશાં બાહેર અને અંત શુદ્ધિ કરવી! ને વસ્ત્ર. તિલક, સફેદ રાખવાં કારણકે, સત્ગુણનું ચિન્હ સફેદ છે. કબીર સાહેબ પણ પોતાના કબીર મનસુરના ૧૩૫૭ ને ૧૩૬૧ પાનાંઓમાં કબુલ કરે છે કે પ્રભુ મેળવવા ઉપર પ્રમાણે કરવું ને વધારામાં સદ્દગુરૂની તન મનને ધનથી સેવા, ભક્તિ ને ઉપાસના કરવી તેવામાં પૂર્ણ વિશ્વાસને શ્રદ્ધા રાખવી. જોકે સદ્દગુરૂ કરતાં પહેલાં ખૂબ તપાસ કરવી તેમના ગુણો તપાસવા આપણેજ માર્ગેજ જવું છે તે માર્ગના પૂર્ણ જાણકાર જોઇએ. ખૂબ આશાવાન જોઇએ, આવા ગુરૂને સર્વસ્વ અર્પણ કરવું. ગુરૂ કર્યા પછી તેમાં દોષ જોનાર નર્કનો અધિકારી બને છે ને એમાં શ્રદ્ધા ન હોય ત્યાં સુધી તેની સેવાને ઉપાસનાનું કંઇજ મળતું નથી ગુ અંધકાર કે અજ્ઞાન ને રૂ કાઢનાર જે અંધકાર કાઢે તે ગુરૂ કહેવાય છે. ને આથી ગુરૂ મૂર્તિનું ધ્યાન કરવું જેથી પ્રભુરૂપ બની જવાય છે.

જે ઠેકાણે ગુરૂની ખરી કે ખોટી નીંદા થતી હોય તે ઠેકાણેથી ચાલી જવું જોઇએ. અગર જો બેસીને ગુરૂની નીંદા સાંભળશે તો નીંદા કરનારાઓ કુતરાની યોનીમાં જશે અને નીંદા સાંભળનારાઓ ગધેડાની યોનીમાં જશે. (મનુસ્મૃતિના અધ્યાય બીજાના શ્લોક ૨૦૦ અને ૨૦૧ માં કહેલું છે.)

આટલું ગુરૂ માટે કહ્યા પછી શિષ્યે પણ કેવા બનવાની જરૂર રહે છે તે તપાસીએ. શિષ્યે બહુજ વિનયી, નમ્ર, નિરભિમાની ને શ્રદ્ધાળુ બનવું ને ગુરૂ ઉપર સંપૂર્ણ પ્રેમ પાથરવો. તેને પોતાનો આત્મા માનવો તોજ આગળ જઈ શકાય છે. કારણકે ગુરૂ રસ્તાનો ભોમિયો છે ને આપણે અજાણ છીયે ને તેનેજ લક્ષ બીંદુ રાખી કર્મ કરવાં જોઇએ. આમ શોધ ન કરીએ ને મનમોજી થઇ ફરતા ફરીએ તો ઉંધે રસ્તે ચઢી જવાય! વળી સદ્‌ગુરૂની શોધ કરવાનું પણ એટલા માટેજ કહું છું કે જ્ઞાન ગાડું માથે લઇને ઘણા ફરે ને પૂછીએ ત્યારે મોં વીકાશીને ઉભા રહે એવા ગુરૂ કંઇ ન કરી શકે! કારણકે કર્મ ને વાણીરૂપ જંગલનો પાર આવે તેમ નથી. એમાં તો ગુંચવાઇ પડયા છીએ કારણકે એક કર્મ પુરૂં ન થાય ત્યાં તો તેને છેડે બીજું કર્મ એવી યુક્તિથી જોડી રાખ્યું હોય છે કે તે કરવા મન લલચાયજ છે અથવા કર્યા વીના છૂટકોજ નથી થતો. આમ ગીતામાં કહ્યા પ્રમાણે

**नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥**

ભગવદ ગીતા અ. ૩ શ્લો. ૫

**अर्थः**—કોઇ પણ મનુષ્ય ક્ષણવાર પણ કર્મ કર્યા વિના રહી શકતોજ નથી. કારણકે પ્રકૃતિજન્ય ગુણો સર્વ પ્રાણીઓ પાસે જોર-જુલમથી કર્મ કરાવે છે.

આમ જ્યાં કર્મ ફરજીયાત છે ત્યાં આખું ગાડું ઉપાડીને શી રીતે ફરવું કારણકે આપણે તો અલ્પાયુષિ છીએ. માટેજ ગુરૂ કરીને

જ્ઞાન મેળવવું જેથી કર્મ કરવા છતાં મોક્ષ પ્રાપ્તી થાય. એટલે—આજકાલના ટકાના ત્રણ જે બજારમાં રખડે છે તેવા કોઇ ટેલીયાને જોજો સદ્‌ગુરૂ માની બેસતા! કારણકે ગુરૂને જેમ આપણે શોધીએ છીએ તેમ કેટલાક લેભાગુઓ પણ હરામ હાડકાંના હોવાથી ધંધારૂપ શિષ્યોને શોધતાજ હોય છે. તેમની ઇંદ્રજાળમાં જોજો ફસાતા નહિતર તો ઉલમાંથી ચૂલમાં અથવા "ઘરની બળી વનમાં ગઈ તો વનમાં લાગી લાહ્ય" ના જેવી સ્થિતિ થશે, કારણકે એવા ગુરૂઓ તમારી પાસે છે એથી બીજું આપી શકવાના નથી. યાદ રાખજો કે ઉત્તમ મળેલો આ મનુષ્ય દેહ ધૂળમાં રોળાય તે પહેલાં કાયાનું કલ્યાણ કરી લેજો. નહિતર પછી ભગવદ્‌ગીતામાં કહ્યું છે તેમ–**अनेकजन्म संसिद्धिस्ततोयांति परांगतिम्**॥ અનેક જન્મે સિદ્ધ થવાશે ને ત્યારપછી પરમ ગતિને પામશો, ત્યાંસુધી લખચોરાશીમાં ભટકવું પડશે, માટે શુદ્ધ નિર્મળ ગુરૂકૃપા રૂપ અંજન પ્રાપ્ત કરો! તે કીટ ભ્રમર ન્યાયે નરનો નારાયણ બનાવે છે. જેમ એક ઇયળને પોતાના દરમાં લઈ જઇ ભમરી તેના ઉપર ટોચા મારે છે આથી ગભરાઇને તે ઇયળ તેનુંજ રટણ રહેવાથી ( બીકથી ઇયળને એમજ થયા કરે છે કે હમણાં ભમરી આવી પાછી મને ટોચો મારશે એટલે અહોનિશ ભમરીનુંજ સ્મરણ રહેવાથી તેને ખાવા, પીવાનું કે ઉંઘવાનું પણ ભાન રહેતું નથી ) તેના રૂપ બની જાય છે. તેમ સદ્‌ગુરૂના ઉત્તમ જ્ઞાનથી અંતે આપણે પરમાત્મ સ્વરૂપ બની જઈએ છીએ. સદ્‌ગુરૂ અધિકારી જીવોને સ્વરૂપબોધ કરી જાગ્રત કરે છે. જેમ વરસાદ ખેતરમાં વરસે છે તેજ રીતે વાડમાં પણ વરસે છે. જો કે વાડમાં વરસવાથી કંઈ ફાયદો નથી છતાં તે વરસાદ જોતો નથી. તેનો વરસવાનો ધર્મ તે બજાવે છે. તેજ પ્રમાણે ગુરૂ તો કૃપા થાય તે વખતે કંઇ ઉંચનીચનો ભેદ જોયા વિના પોતાનો ભંડાર તેને અર્પણ કરી દે છે. પછી જીવની જેટલી શક્તિ હોય, જેટલું નિર્મળ ને પવિત્ર હૃદયરૂપ ખેડાણ હોય તેટલામાં કૃપારૂપી બીજ પડતાંની સાથે ઉગી નીકળે છે ને સંસારનું

આવરણ નષ્ટ કરી શકાય છે. શ્રુતિ પણ કહે છે કે "બ્રહ્મવેત્તાજ બ્રહ્મને પ્રાપ્ત કરે છે." ને વિવેકચૂડામણીમાં પણ કહ્યું છે કે "શાસ્ત્રો ભણો, દેવોના યજ્ઞો કરો, કે દેવોને ભજો પણ આત્મજ્ઞાન વિના તો સો બ્રહ્મયુગ જશે તોપણ મુક્તિ થવાની નથી." માટે આત્મજ્ઞાન જેને થયું તેજ વિદેહી છે ને તેજ જીવનમુક્ત કહેવાય છે. તે દેહધારી દેખાય છે. પણ આ દેહનો ત્યાગ કર્યા પછી તે બ્રહ્મરૂપનેજ પામે છે. પણ એ મુક્ત દશા પામવા માટે ખરા જ્ઞાનની ને નવધા ભક્તિની જરૂર છે. તે ભક્તિ નીચે પ્રમાણે ગણાય છે.

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥**

**अर्थः**—વિષ્ણુને શ્રવણ, કીર્તન, નામસ્મરણ અને પાદસેવન તથા અર્ચન, વંદન, દાસ્ય તેમજ સખ્ય અને આત્મનિવેદન એ નવ ભજવાના પ્રકાર છે. તેમાં જે ભક્તિનો છેલ્લો પ્રકાર છે તેનાથીજ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, બીજાથી નહિ. હવે જે જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાનના પણ બેજ પ્રકાર છે. એક સામાન્ય જ્ઞાન અને બીજું વિશેષ જ્ઞાન! હવે જે સામાન્ય જ્ઞાન છે તે તો માત્ર અજ્ઞાનનું ભાનજ કરાવે છે જ્યારે વિશેષ જ્ઞાન અજ્ઞાનનો નાશ કરે છે. જેમકે એક મેલું કપડું હોય તેને સાબુ લગાડીએ એટલે તે સાબુ મેલનો નાશ કરી નાંખે છે. તેમ વિશેષ જ્ઞાન છે એ અંધકારનો નાશ કરી નાંખે છે. આમ વિશેષ જ્ઞાનના પ્રભાવથી મુક્ત દશા પ્રાપ્ત થાય છે, એમ વેદાંતનો પણ મત છે. એટલે સદ્દગુરૂ પણ જ્ઞાનદ્વારા બધો મળ સાફ કરી તેને દેખતો કરે છે, અને અંતે જેમ મેલનો નાશ કરતાં સાબુ પોતાનો પણ નાશ માની લે છે અથવા કરે છે તેજ પ્રમાણે મળના નાશથી એ જ્ઞાનનો નાશ થાય છે. કારણકે બ્રહ્મમાં બ્રહ્મ મળ્યા પછી જ્ઞાનની જરૂરજ નથી રહેતી. કેટલાકો કહે છે કે સદ્દગુરૂનું રોજનું એકનું એકજ ભાષણ ક્યાંસુધી રૂચિકર રાખવું, તો કહેવાનું કે તમે દરરોજ એકની એક બાબત એટલે કે એજ ચુલો,

એજ લાકડાં, એજ તપેલી, એજ ખાવાનું વગેરે ઉપર શામાટે પ્રેમ રાખો છો ? બંધ કરો તો કેવું સારૂં ! જેમ એ અનાજ તમારા દેહના પોષણરૂપ–ટકાવરૂપ છે, તેમ એકનું એક એ સદ્‌ગુરૂના વચનરૂપ ઔષધ, અજ્ઞાન અથવા અંધકારરૂપી રોગ છે ત્યાંસુધી કડવું કરીને પણ ખાધે છુટકો છે, જો કે હું તો એમજ કહું છું કે ઈશ્વરી જ્ઞાન એ તો નિત્ય નૂતન છે. એ દરરોજ એનું એ હોતુંજ નથી. જ્યારે કુદરતનું કામ રોજ નવું લાગે છે તો પછી એને પામવાનું જ્ઞાન નવું જ છે, અને જે નિત્ય નવું છે તેજ રળીયામણું અથવા સુંદર કહેવાય છે. જેમકે—

**क्षणे क्षणे यन्नवतामुपैति तदेवरुपंरमणीयतायाः ॥**

જેમાં ક્ષણે ક્ષણે નવિનતા દૃષ્ટિગોચર થાય છે તેજ રૂપ કહેવાય છે. માટે ઈશ્વર એ તો સૌંદર્યનો ભંડાર છે. જગતમાં દેખાતા સર્વોત્કૃષ્ટ સૌંદર્યથી તેની સુંદરતા શ્રેષ્ઠ મનાઇ છે, તો પછી એનું જ્ઞાન એ નિત્ય નવુંજ હોવું જોઈએ. ને એ જો નિત્ય નવું છે તો પછી દરરોજ એકનું એક ભાષણ એમ આપણાથી કહેવાયજ નહિ ! આમ સદ્‌ગુરૂના જ્ઞાનથી મન, ઇંદ્રિયો તથા અંતઃકરણને કાબુમાં રાખતાં શીખી લેવાની જરૂર છે. જેને માટે વિસ્તારથી હવે કહીશું.



વડોદરા નજીકના માંજલપુર ગામના મહાત્મા જેરામદાસે પોતાની વાણીમાં (પદમાં) કહ્યું છે કે,

" પાંચ નર તો પાણી વિનાના
છઠ્ઠા નરને છાંયા નહિ "

એનો એવો અર્થ છે. જે નિવૃત્તિના સંતોષ, વૈરાગ્ય, વિવેક, ધર્મ ને વિચાર નામના પાંચ પુત્રો છે. તે પાણી વીનાના છે એટલે કે જો તેઓનું આ હૃદયમાં પ્રાધાન્ય હોય તો માયાનું પાણી ચઢી શકે નહિ ને મનુષ્ય નિવૃત્તી ભાવવાળો હોવાથી જગત તેને પાણી વીનાનો માની લે, કારણકે એ મનુષ્યથી જગતને કંઇ લાભ કે હાનિ થવાનો સંભવજ નથી. ને છઠ્ઠો નર તે આત્મા પોતેજ છે. પ્રવૃત્તિના ધર્મને લીધે મનુષ્ય, સ્વધર્મ, પરધર્મ, ને અભિમાન વધારી ફરે છે. પણ જાણતા નથી કે ઇશ્વરના દરબારમાં આ તકરારો માટે કંઇ નહિ પૂછાય, હું તો બ્રાહ્મણ કહેવાઉં તેથી કોળી નાળી સાથે બેસીને ભજન કિર્તન કેમ થાય ! કારણકે તેમની સાથે બેસવાથી હું ખરાબ દેખાઉં ! આ બાબતોના વિચાર પ્રભુને ત્યાં નથી. એક ઠેકાણે લખ્યું છે કે,

" તમે કેટલા બંગલાઓ બનાવ્યા
તમે કેટલા દામ ગાંઠે કમાવ્યા
તમે ભોગવ્યાં કેટલાં સુખસ્થાનો
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. "

આમ સાંસારિક કર્મોનો હિસાબ પ્રભુ નહિ માગે તે તો તમે કેટલો ધર્મ કર્યો છે તેજ પૂછશે. માટે ધર્મને ભકિતમાં ઉંચ નીચનો ભેદ નથી જોવાતો, પ્રભુને ત્યાં અહીંનાં ઉંચાં કુળ જાતિવાળાનાં સન્માન નથી ત્યાં તો ધર્મ અને ભકિતના પાલનવાળા પછી તે ગમે તેવી નીચ જાતિના હોય તેનાંજ સન્માન છે. માટે અભિમાનનો ત્યાગ કરી ઇશ્વરભકિત કરવી. જેનામાં અજ્ઞાનનું અંધારૂંજ ભર્યું હોય છે તે કદાપિ તેજરૂપી જ્ઞાનને માની શકતો નથી. અભિમાની પુરૂષ આ દેહ મારો છે અથવા આજ હું છું એમ માની શરીરમાંજ

પોતાપણું માની તેના ઉત્કર્ષનાજ વિધિ આદરે છે અને અંતે મુકુન્દ પદ માલામાં કહ્યા પ્રમાણે—

**प्राणप्रयाण समये कफवात पित्तैः**
**कण्ठावरोधन विधौ स्मरणं कुतस्ते ॥**

**अर्थः**—પ્રાણ (જીવ) જતી વખતે કફવાત અને પિત્તના પ્રકોપથી (ત્રિદોષથી) રૂંધાએલો કંઠ તમારૂં સ્મરણ કેવી રીતે કરી શકશે?

આમ અંતે જે દેહનાં લાલન પાલનમાંજ પોતે રચ્યો પચ્યો રહેતો તેજ દેહને છોડીને જવું પડે છે ને એ પરદેશ ગમનના ભાથા તરીકેનો ડબરો (ડબો) ખાલીજ હોઇ તેને પ્રભુના દરબારમાં ભૂખમરો વેઠવો પડે છે ને ચોરાશીના ફેરામાં ફસાય છે. શરીર છે એ માયાનો ભાગ છે (જડ છે) ને આત્મા છે એ ઈશ્વરનો ભાગ છે (ચૈતન્ય છે) દેહ નાશવંત છે. આત્મા અમર છે. દેહ પરતંત્ર છે આત્મા સ્વતંત્ર છે. પણ છતાંય જ્યારે આત્માનો દેહ સાથે સંબંધ થાય છે ત્યારે અજ્ઞાનના લેપડા ચડવા માંડે છે. ને આમ અંતે આત્મા પોતાની સ્થિતિ ભૂલી દેહાભિમાન ધારણ કરે છે. જેણે આ દેહ એળે ગુમાવ્યો તેને આ દેહ નકામો કીડા ખાવાના ભાગ પુરતોજ છે પણ જેણે કાંઇક આ જન્મમાં આવી ધર્મ કાર્ય કરી લીધું છે. પ્રભુને ઓળખવાનો પ્રયત્ન પણ કીધો છે તો તે દેહ ધન્ય કહેવાય છે. નહિતર પછી પશુ પક્ષિના દેહમાં ને આ દેહમાં શું ફેર છે. એ દેહમાં રહીને પણ વિષયો તો ભોગવાય છે. તો પછી આ દેહની જરૂર જ શી છે જો કિંમત ન સમજાય તો? માટે આ દેહે મુક્તિનાં સાધનો કરી લેવાં કે જેથી અંતિમ મુક્તિ નહિ તો પ્રથમ પ્રકારની મુક્તિ તો મળેજ કારણ કે મુક્તિના ચાર પ્રકાર છે. જેને માટે કહ્યું છે કે—

**लोकेषु विष्णोर्निवसन्ति केचित्सामीप्य**
**मृच्छन्ति च केचिदन्ये ।**

**अन्येतुरुपं सदृशं भजन्ते सायुज्यमेके**
**सतु मोक्ष उक्तः ॥**
**मोक्षं सालोक्य सारुप्यं प्रार्थये न कदाचन ।**
**इच्छाम्यहं महाबाहो सायुज्यं तव सुव्रत ॥**

**अर्थः**—કેટલાક વિષ્ણુ લોકમાં રહેવાનું ઇચ્છે છે, કેટલાક વિષ્ણુનું સામિપ્ય ઇચ્છે છે. કેટલાક તો સદશ રૂપ ( શરીર ) ઇચ્છે બીજા કેટલાક તો સાયુજ્યને ઇચ્છે છે તેજ ( સાયુજ્ય ) મોક્ષ કહ્યો છે. મોક્ષપણે જણાતા સાલોકય અને સારૂપ્યને માટે કયારેય પણ હું પ્રાર્થના કરતો નથી. પરંતુ વસ્તુતાએ મોક્ષરૂપ જે સાયુજ્ય તેને જ ઇચ્છું છું.

આમ મુક્તિના (૧) સાલોકય (૨) સારૂપ્ય (૩) સામિપ્ય ને (૪) સાયુજ્ય એવા ચાર પ્રકાર થયા.

આ સૃષ્ટિનો કારભાર બ્રહ્મા, વિષ્ણુ ને શંકરથી થાય છે. ને ચોથો પ્રકૃતિનો સંબંધ છે. આ પૃથ્વી ઉપર મેરૂ નામનો એક પર્વત છે. ને તેને ઘણાં ઉંચાં એવાં મુખ્ય ત્રણ શીખર છે. બરફનું આવ-રણ હોવાથી ત્યાં હજી સુધી કોઇ પહોંચી શકતું નથી. તે શિખરો હિમાલયની પાસે બદ્રીકાશ્રમ (બદ્રીનાથ) છે તેની આગળ છે. બદ્રી-નાથ સુધી ઘણા જઇ શકે છે. પણ તેની આગળ જવાતું નથી કારણ કે એટલો બરફ પથરાએલો હોય છે કે માનવ શરીર હિંમત કરીને જાય તો ગળી જાય છે. અત્યારના લોકો સમજે છે કે બ્રહ્મા, વિષ્ણુ ને શંકર અદ્ધર રહે છે. તે વાત તદ્દન ખોટી છે. પણ તેઓ જયાં રહે છે. તે જગ્યાની આજુબાજુ બરફ રૂપી કિલ્લો છે એટલે આપણે ત્યાં પહોંચી શકતા નથી. પોતાની મહત્તા વધારવાની ને સૃષ્ટિ રચનાની એ એક ખૂબી છે. આમ એ ત્રણે શિખરો પૈકી એક સત્ય લોક કહેવાય છે ને ત્યાં બ્રહ્મા રહે છે બીજું વૈકુંઠ કહે-વાય છે ત્યાં વિશ્નુ રહે છે ને ત્રીજું કૈલાસ કહેવાય છે ને ત્યાં

શંકર ( મહાદેવ ) રહે છે. આ ત્રણે શીખરોથી નીચે ઉતરતાં એક રમ્ય પ્રદેશ આવે છે. તેને અમરાવતી નગરી કહે છે ત્યાં દેવલોકો વસે છે ને તેમનો રાજા ઈંદ્ર કહેવાય છે. તેમના ગાયકો કહેવાતા ગાંધર્વો, પરિચારકો તરીકે ગણાતા કિન્નર ( રખેવાળ ) વગેરે પણ તેમની સાથે જ રહે છે. અને એ પહાડની છેક તળેટીમાં આપણે વસીએ છીએ ને તેથી તે મૃત્યુ લોક તરિકે પ્રસિદ્ધ છે. હવે આ મૃત્યુ લોકમાં માણસો જાત જાતનાં કર્મો કરે છે. ને કર્મો સકામ હોવાથી મૃત્યુ પછી તેઓ દેવલોકમાં જઇ ત્યાંના સુખો ભોગવે છે ને પોતાનું પુન્ય પુરૂં થતાં જ પાછાં ભવિષ્યો બાંધવા અવતાર ધારણ કરે છે. જેને માટે ભાગવતગીતામાં કહ્યું છે કેઃ—

**तेतंभुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणेपुण्ये मर्त्यलोकं विशंति।**
**एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा ऌभंते ॥**

ભગવદ્ ગીતા, અ. ૯. શ્લો. ૨૧.

**अर्थः**—પણ તે વિશાળ સ્વર્ગ લોકને ભોગવીને, પુણ્ય ક્ષીણ થતાં ( પુરાં થતાં ) પાછા તેઓ મૃત્યુ લોકમાં જન્મે છે. ત્રણે વેદોમાં કહેલાં સકામ કર્મરૂપી ધર્મને અનુસરનારા તે ભોગેચ્છુઓ આ પ્રકારે વારંવાર આવાગમન પામ્યા કરે છે. આમ બધાંજ દેવલોકમાં જાય છે એવું નથી જેને દેવલોકમાં ( સ્વર્ગ ) જવાની ઇચ્છા હોય તે ત્યાં જાય છે. જેને માટે પણ ગીતામાં કહ્યું છે કે,

**यांति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः**
**भूतानि यांति भूतेज्या यांति मद्याजीनोऽपिमाम् ॥**

ભગવદ્ ગીતા. આ ૯ શ્લો. ૨૫

**अर्थः**—આમ દેવોને ઉપાસનારાઓ દેવોને પામે છે, પિતૃઓને પૂજનારાઓ પિતૃઓને પામે છે. ભૂતોને ભજનારા ભૂતોને પામે છે ને મનેજ પૂજનારાઓ મને પામે છે.

આમ જે જે માણસો જેવા જેવા ભાવથી કર્મો કરે છે તેવા

તેવા ભાવને પામે છે પણ એ બધાને છોડી જે મુક્તિ દશા લાવવા મથે છે. તેમને માટે હવે કહું છું.

જે સત્કર્મ કર્તો છતો પણ એમ વિચાર કરે કે " હું આ સારાં કામ કરૂં છું એના ફળ તરીકે જો પ્રભુ મને તે રહે છે એ લોકમાં લઇ જાય તો સારૂં " તો તે મનુષ્ય અંતે તેમના લોકમાં જાય છે આમ તેમના જેવું રૂપ ઇચ્છનાર તેમના જેવા રૂપ વાળો થાય છે ને તેમની સમીપેજ રહેવાની ઇચ્છા રાખનાર તેમની સમીપેજ રહે છે એને માટે શંકા નથી પણ એ ત્રણ મુક્ત દશાએ સંપૂર્ણ નથી. એમાં તો પુન્ય પુરૂં થતાં નાસવું પડે છે. જેમ સાહુકારીની પેઢીમાં આપણા પૈસા જમા હોય ત્યાં સુધી આપ્યા કરે છે ને તે પુરા થતાંજ ધકકો મારે છે ને તેથી ફરીને રળી પૈસા એ પેઢીમાં જમા ન કરાવીએ ત્યાં સુધી ત્યાં જવાજ નથી દેતા તેવીજ રીતે આ સારાં પણ સકામ કર્મો માટે બને છે. કારણ કે સાલોકય, સારૂપ્ય ને સામીપ્ય એ ત્રણ મુકિતના સંવત ગણાય છે. કારણકે જો બ્રહ્મા વીશ્નુને શિવજ નાશવંત છે તો પછી તેમની મુકિત નાશવંત હોયજ ! પણ સદ્‌ગુરૂના જ્ઞાનથી પમાતી જે ચોથી " સાયુજય " મુકિત છે તેજ સર્વોત્તમ છે ને તેને માટે ઉગ્ર તપની જરૂર છે. ને નિષ્કામ કર્મની જરૂર છે. બાકી ગમે તેટલા જપ કરો, તીર્થોમાં ફરો, નહાવો, ઉપવાસ કરો, ધુણીઓ તાપો, માધવટાં અથવા કાર્તિકી સ્નાન કરો અગર તારા સ્નાન કરો, તોપણ સાયુજ્ય મુકિત નથી મળતી એમ કપીલ, ગૌતમ, વ્યાસ, પાતંજલિ વગેરેએ કહ્યું છે ને તેઓ કૈવલ્ય પદમાંજ માને છે. ને બીજું બધું નાશવંત જાણે છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે પરબ્રહ્મ પરમાત્મા જ્ઞાનમાત્ર સ્વરૂપજ છે ! જ્ઞાન સ્વરૂપ એ નિર્ગુણ બ્રહ્મ છે ને એકાદશરૂદ્ર સંહિતામાં પણ વ્યાસજીને જૈમિની રૂષિના સંવાદમાં લખ્યું છે કે **ज्ञानान्न मुक्तिः ।** જ્ઞાનથીજ મુકિત થાય છે. એ સિવાયના અન્ય કોટિકર્મોથી પણ મુકિત નથી. બ્રહ્મ અને આત્માનું ઐકય દર્શાવતું જ્ઞાન તેજ ખરૂં

જ્ઞાન છે. તે સિવાયનાં બીજાં જ્ઞાન તે અજ્ઞાનજ છે. ને એટલા માટેજ પહેલાં વર્ણવી તે ત્રણે મુકિતના પ્રકાર નાશવંત છે. કારણ કે સૃષ્ટિનો પ્રલય વખતે બ્રહ્માંડનો નાશ થાય છે તો પછી ત્રીલોકી દેવોના નાશ હોયજ એટલે એ ત્રણ મુકિતઓનો નાશજ મનાયો. પણ કેવળ નિર્ગુણ પરમાત્માનિ ભકિતરૂપ સાયુજ્ય મુકિતજ અચળ છે ને અવિનાશિ છે. માટેજ સકામ કર્મને ભકિત ન કરતાં નિષ્કામ ભકિતજ કરવી જેથી ફરી ફરીને આવવા જવાનો ફેરો ન રહે.

આ સિવાય આ ત્રણ મુકિત નાશવંત છે એ માટે બીજી રીતે પણ કહેવાય છે કે જયારે બ્રહ્મની સાથે "સાયુજ્ય" (એકત્વ) થયું તે વખતે સાલોકય, સારૂપ્ય ને સામિપ્ય એ ત્રણે તો તેને મળીજ ગયું કારણકે બ્રહ્મમાં જે મળીજ ગયો છે તે તેના રૂપ તો થયોજ અને મળી ગયો એટલે તે પણ તેના લોકમાંજ રહ્યો એટલે કે જો બ્રહ્મચરાચર વ્યાપિ હોય તો તે મુકત પણ ચરાચર વ્યાપી થયો ને બ્રહ્મમાં મળી ગયો એટલે સામીપ્યથી વધારે શ્રેષ્ઠ દશાને પામ્યો એટલે કે સાયુજ્ય મુકિત મેળવનારને પહેલાંની ત્રણે મુકિત મળીજ જાય છે. પરંતુ પહેલી ત્રણમાંથી ગમે તે એક મુકિત મેળવનાર "સાયુજ્ય" દશાને નથી પામતો. અને તેથીજ સાલોકયાદિમાં જે મુકિત શબ્દનો પ્રયોગ કર્યો છે. તેતો ગૌણ ( ઔપચારિક છે ) ખરી મુકિતતો સાયુજ્યજ છે. કારણ કે મુકિત એટલે છેલ્લી દશા જે દશા પ્રાપ્ત થયા પછી કંઈજ કર્મ કરવાનું બાકી નથી રહેતું તે મુકત દશા કહેવાય પણ જ્યાં સુધી "કર્મનો એકદેશ બાકી રહે છે" એટલે એક પણ પગથીયું કર્મ કરીને ચઢવાનું બાકી છે. ત્યાં સુધીની સ્થિતિ પછી તે ગમે તેવી સારી હોય છતાં મુકિત રૂપ ન ગણાય ને તેથી સાલોકયાદિ ત્રણ જે મુકિતઓ કહેવાયછે તે ખરીરીતે મુકિતજ ન કહેવાય. ખરી મુકિત માટે તો **"कृष्णस्यसेवा मुक्तिश्चगम्यताम्"** એટલે કે સેવા એજ ખરી મુકિત છે. એમ શિક્ષાપત્રીમાં કહ્યું છે. અને આ રીતે પણ પહેલી ત્રણ મુકિત નાશવંત કહેવાય છે અને

છેલ્લી જે સાયુજ્ય મુકિત છે તેજ ખરી ગણાય છે. આ બધી વસ્તુનું ખરૂં રહસ્ય સદ્‌ગુરૂ ચરણે જવાથી સમજી શકાય છે, તે સિવાય સમજાય તેવુ નથી. બ્રહ્મ જ્ઞાન વિના જન્મ મરણ છુટી શકતું નથી. ને સત્સંગ વિના જ્ઞાન મળતું નથી. બ્રહ્મ જ્ઞાન વિનાનું દરેક જ્ઞાન બંધનકારકજ છે. દાન કરવાં, સ્નાન કરવાં, ઉપવાસ કરવા, દર્ભાસન ઉપરજ બેસવું કે સુવું, તીલક કરવું, માળાઓજ ફેરવવી, કથાજ .સાંભળવી, સ્તોત્રના પાઠ કરવા, મુર્તિ પૂજાઓ કરવી, માટીનાં લક્ષ શિવલીંગો કરવાં, આ બધાનાં જોકે શુભ ફળ આવે છે ને આ બધાંની ગણત્રી સત્કર્મ તરીકે થાય છે. પણ તે સકામ હોવાથી બંધનકર્તા છે. પણ સદ્‌ગુરૂની સેવા, માબાપની સેવા ને તેથી મળતું જ્ઞાન એજ શુદ્ધ જ્ઞાન છે. નકામા આ મંદિરને પેલું મંદિર, આ ગામને પેલું ગામ, કરી ફાંફાં ન મારવાં શાંતિથી સદ્‌ગુરૂ કરવા ખાડામાં પડવા ન જવું રામને કૃષ્ણને જગત ઇશ્વર માને છે છતાં તેમણે સદ્‌ગુરૂ કર્યા હતા. ને બ્રહ્મા, વિશ્નુ ને શિવ એ પણ સદ્‌ગુરૂ પાસે તો એક રાંક મનુષ્ય જેવા છે. સત્સંગ એજ ખરો સંગ છે. **सत्संगाद्भवति साधुताखलानाम्** ॥ સત્સમાગમથી તો લુચ્ચા માણસોને પણ સાધુતા પ્રાપ્ત થાય છે. માટે સત્સંગ કરતા રહેવું. એનાથી જ **ब्रह्म सत्यं जगन्मिथ्या** । એટલે બ્રહ્મ સત્ય અને જગત મીથ્યાના સિદ્ધાંતો સમજાય છે. બ્રહ્મ આ સૃષ્ટિને આપણે આપણી નજરે જોઇ શકીએ છીએ. તેથી એમ થાય છે કે આમાં સત્ય શું હશે? પણ ત્યાં તો **यद्दष्टं तन्नष्टं** । એટલે જે દેખાય છે તે નાશવંત છે. એવાં અને વેદના **ब्रह्म सत्यं जगन्मिथ्या** । બ્રહ્મ સત્ય ને જગત મિથ્યાના આધારો મળે છે ને આથી કંઇક વિચારને સ્થાન મળે છે ને આવા ગોટાળામાં ડામકડોળ ન થાય માટે જ જેમ સુકાનની વહાણને જરૂર છે તેમ સદ્‌ગુરૂની આપણને જરૂર છે. એવા સદ્‌ગુરૂની વ્યાખ્યા કરતાં ગુરૂ ગીતામાં કહ્યું છે કે—

ब्रह्मानन्दं परम सुखदं केवलं ज्ञान मूर्ति ।
द्वंद्वातीतं गगन सदृशं तत्व मस्यादि लक्ष्यम् ॥
एकंनित्यं विमलमचलं सर्वधी साक्षीभूतं ।
भावातीतं त्रिगुण रहीतं सद्गुरु त्वं नमामि ॥

अर्थः—બ્રહ્માનંદમાં નિમગ્ન રહેનાર, અત્યંત સુખદાયક, ને જ્ઞાનની કેવળમૂર્તિરૂપ, દ્વંદ્વભાવથી રહિત, આકાશ જેવા અલિપ્ત ગુણવાળા, નિરમળ પર બ્રહ્મ તે હુંજ એટલે કે તત્ત્વમસિ મહા વાક્યને આદિ લક્ષ્ય રાખનાર, અદ્વીતીય, નિત્ય, પવિત્ર, અચળ, ને સર્વના સાક્ષીભૂત. ત્રણે ગુણથી રહિત અને દરેક ભાવોથી અલિપ્ત, એવા સદ્દગુરૂને મારા વંદન હો !

આવા સદ્દગુરૂની પ્રાપ્તિજ આપણને અંતિમ સ્થાને લઈ જઈ શકે છે! સત્ય પરમાત્માને તો પંચમહાભૂતોથી નિરાળા છે, નિરાકાર છે, નિર્ગુણ છે, આજે સંયોગ (જન્મ) અને વિયોગ (મરણ) દેખાય છે તે માયાના છે. પ્રભુમાં એ કંઇ બાધ નથી આ બધી સમજણ એવા સદ્દગુરૂજ આપે છે. ને આપણાં સંશયો કાપે છે. જેમ એક ચિત્ર-કારે તૈયાર કરેલી નયન કટાક્ષ અને શૃંગારના દરેક પુરા હાવભાવ વાળી એક પુતળીને આપણે આપણા ઘરની સ્ત્રીથી અનેકઘણી વધારે સુંદર જોઇએ છીએ છતાં તેની સાથે આપણે ઘર સંસાર નથી માંડી શકતા કારણ કે તે મિથ્યા છે. આભાસ માત્ર છે. જેમકે મૃગજળ એ આપણને પાણી જેવું દેખાય છે પણ તેનાથી આપણે તૃષા નથી છીપાવી શકતા અથવા જેમ એક આરસીમાં દેખાતા આપણા શરીર પર કોઇ શસ્ત્ર પ્રહાર કરે તેથી આપણા શરીરને કંઈ ઈજા નઃ થતાં બહુ તો ફકત આરસીજ ફુટી જાય છે કારણકે આર-સીમાંનું આપણું રૂપ એક આભાસ માત્ર હતું આવી રીતે નજરે દેખાતું આ જગત આભાસ માત્ર છે ખરૂં રૂપતો બ્રહ્મજ છે. બીજી રીતે કહીએ તો હું પણું નષ્ટ થવાની જરૂર છે. પુરૂષને પ્રકૃતિનું દ્વંદ્વ થયું ત્યાં દ્વૈતભાવ પણ પેદા થયો. ત્યાં પાછો હું ત્રીજો કયાંથી

આવ્યો. કારણકે ઉત્પત્તિમાં મૂળ વસ્તુ તો એજ છે. આમ હુંપણાનો વિચાર કરતાં જેમ જેમ ઉંડા ઉતરશો તેમ તેમ હુંપણાનો નાશ થશે ને ૠગ્વેદમાંના **प्रज्ञानं ब्रह्म** સામવેદમાંના **तत्वमसि** અથર્વવેદમાંના **अयमात्मा ब्रह्म** અને યજુર્વેદમાંના **अहंब्रह्मास्मि** ॥ ૩૫ જે ચાર વેદોનાં મહા વાકયો કહેવાય છે. તે સ્થિતિ પ્રાપ્ત થતાં દેહની સત્યતા ટળી જશે. ને કૈવલ્ય પદ પ્રાપ્ત થશે. બહારના ધનને સહુ કોઈ ઇચ્છે છે પણ જ્ઞાનીઓ તો ગુપ્ત ધનનેજ ખોળતા હોય છે. જેમ સમુદ્રનાં પાણી બધાય જુએ છે છતાં અંદરનાં મોતિ તો કોઇકજ માણે છે. મજુરો મજુરી કરે છે ત્યારે નસીબદાર બેઠા ચમન ઉડાવે છે. કારણકે તે વિચારવાન હોય છે. મજુર ફકત શરીરજ ઘસી જાણે છે ને નસીબદાર તો મગજ ઘસે છે. સોનારત્નની જૂજ ખાણો હોય છે ને પત્થર માટીની ખાણોનો પારજ નથી. આમ મનુષ્યોમાં પણ ધોકા કુટિયા હજારો મળે છે જ્યારે વિવેકીને જ્ઞાની હજારે કોઈકજ હોય છે જેને માટે ગીતામાં પણ કહ્યું છે કે,

**मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥**

ભગવદ્ ગીતા. અ. ૭ શ્લો. ૩

**अर्थः**—હજારો મનુષ્યોમાંથી કોઇકજ મારા જ્ઞાનની સિદ્ધિને પામે છે ને એવા હજારો સિદ્ધોમાંથી ફકત કોઇકજ મારા તત્ત્વને ( મને ) જાણી શકે છે. આમ ખરા પ્રભુને ઓળખનાર જૂજ છે ને મારા તારા કરી લઢનારાની ખોટ નથી કદાચ કોઇ એમ કહે કે પ્રભુ નહિ ઓળખીએ તો આવતે જન્મે ઓળખશું પણ કરેલું તો નહિ જાયને " પણ એ ઉધારીઆ ધંધા દેવાળીયાને શોભે નિરાશાવાદિને શોભે, સંપૂર્ણ આશાવાદી તો આ જન્મે ને સદેહેજ મુકિત મેળવવાના પ્રયત્નો આદરી બેસે છે, ને તેની આશાને શ્રદ્ધા સાથેના પુરુષાર્થના યોગે તે મુકત બને છે. સંદેહ છે એતો પાછાં પડવાની

નીશાની રૂપ છે, માટે શંકા રહિત બની પ્રભુ ભજન કરવું. સદ્દગુરૂને ચરણે જનાર પણ અંતે અનેક વચનોથી સંસારની અસત્યતા સમજે છે. ને અજ્ઞાનનો નાશ કરે છે. અજ્ઞાનનો નાશ થતાંજ દ્વૈત ભાવ મટી જાય છે. ને જાગૃતિ આવતાં શબ્દનું ભાન થાય છે. ને શબ્દના અર્થમાંથી જેમ જેમ શાંતિ મળતી જાય છે તેમ શબ્દને પણ છોડતો જાય છે. ને કેવળ શાંતિનો અનુભવ કરે છે. ને તેનું નામજ બ્રહ્મ રૂપ અથવા સાયુજ્ય મુક્તિ સંસાર સાગરમાં મનુષ્ય દેહ એ નૌકારૂપ છે ને તેમાં સદ્દગુરૂ એ સુકાની છે. જેથી દ્વૈતના ગમે તેવા વાવાઝોડામાં પણ નૌકાને ગમે તેમ ન જવા દેતાં સત્ય જ્ઞાનના પ્રકાશરૂપ દિવાદાંડી તરફ અનુસંધાન રાખી હાંકે જાય છે ને પાર પહોંચાડે છે. ઘણા કહે છે કે સદ્દગુરૂ પણ આપણા જેવા મનુષ્ય છે. વળી સંસ્કૃત પણ નથી આવડતું ને સંસ્કૃત જ્ઞાન સિવાય તો પરમ પદ પમાતું જ નથી. પણ આ મૂર્ખાઓ કંઇજ સમજતાં નથી. એકજ ઘાટની બે પેટીઓ અંદરની વસ્તુની કીંમતથી વધુ ઓછી કીંમતી ગણાય છે. જેમકે એક પેટીમાં પથરા ભર્યા હોય કે લોઢું ભર્યું હોય ને બીજી પેટીમાં હીરામાણેક હોય અથવા શુદ્ધ સોનું હોય તો પછી સોના વાળી પેટી બહારથી લોઢા વાળી પેટીના જેવી ને જેવડીજ લાગે છે છતાં વધુ કિમતી છે. તેમ સદ્દગુરૂ મનુષ્ય જેવા છે ને તેમને સંસ્કૃત નથી આવડતું છતાં ગુરૂ ગીતામાં કહેલ સદ્દગુરૂનાં લક્ષણો એ પેટીમાં સુવર્ણ ભર્યા જેવાં હોવાથી આપણા શરીર રૂપી પેટીમાં ભરેલા અજ્ઞાન રૂપી લોઢાથી વધુ કિંમતી છે ને તેથી જ સદ્દગુરૂને ચરણે જવાની જરૂર છે. જેથી પોતે પારસમણી રૂપ હોવાથી જેને સ્પર્શ કરે છે ( જે શરણે જાય છે તેને ) તે સૂવર્ણ ( કંચન ) બની જાય છે. છતાં પોતાનું સામર્થ્ય જરાય ઓછું નથી થતું. આમ જે સદ્દગુરૂને બાહ્ય શરીરથીજ જોઇ કલ્પના કરે છે તે મનુષ્ય જ નથી. વળી સંસ્કૃત જ્ઞાન માટે કહ્યું તો કહેવાનું કે જેમ એકજ રસોઇ જુદી

જુદી ધાતુની થાળીમાં પીરસવા છતાં જેમ રસોઇનો સ્વાદ જરાય જુદો જુદો નથી લાગતો તેમજ એકજ જ્ઞાનને સંસ્કૃત યા પ્રાકૃત લીપી રૂપી થાળીમાં પીરસવાથી (લખવાથી) જરાય જ્ઞાન હલકું અથવા ભેગવાળું નથી બનતું માયાએ સગુણ, સાકાર અને વિકારી છે. ને માયાની ઉપાધિથી બ્રહ્મ થાય છે. વિશ્નુ એ સગુણ બ્રહ્મ છે એટલે માયાજ વિશ્નુ રૂપ બને છે. એ બ્રહ્મને માટે શ્રુતિનો એવો સિદ્ધાંત છે કે તેનું વર્ણન કરતાં વાચા થાકી જાય છે! પરબ્રહ્મ તેની પાર છે. તેને જાણુવા સદ્‌ગુરૂ પાસેથી કુંચી લેવી જોઇએ ને તે મળતાં જ દ્વૈતનાં કમાટ ખુલી જાય છે. ને પારાવાર સુખ મળે છે? તે કુંચીથી અજ્ઞાનનો નાશ થાય છે ને નિઃસંગ પરબ્રહ્મની સાથે ઐકય થવાય છે. ત્યાં બ્રાહ્મણને શુદ્ર અથવા રાય કે રંક એવા ભેદ નથી શ્રુતિ પણ એજ કહે છે કે **एको ब्रह्म द्वीतियं नास्ति** એક બ્રહ્મજ છે બીજું કંઇજ નથી. પણ દેહધારી મનુષ્યનામાં આ વાત નથી આવતી અને તેથીજ તે કર્મનાં બંધન પામી લખચોરાસીમાં ગોથાં ખાય છે. હવે શ્રુતિમાં જે ચૌદ બ્રહ્મ (બ્રહ્મ) કહ્યાં છે તેનાં નામ ને સમજ નીચે પ્રમાણે છે.

(૧) "શબ્દ બ્રહ્મ" જે અનુભવથી નથી ઓળખાતું પણ શબ્દથી સમજાય છે.

(૨) "ૐકાર બ્રહ્મ" એ એકાક્ષર બ્રહ્મ છે. જ્યાં પ્રણવનાદ સિવાય કંઇજ હોઇ શકતું નથી તે.

(૩) "खं બ્રહ્મ" જે મહદ્ આકાશની પેઠે સર્વ વ્યાપી છે તે.

(૪) "સર્વ બ્રહ્મ" બધુંજ બ્રહ્મ છે તે.

(૫) "ચૈતન્ય બ્રહ્મ" પંચમહાભૂત રૂપ માયામાં જે ચૈતન્ય પ્રેરે છે તે.

(૬) "સત્તા બ્રહ્મ" ચૈતન્ય ઉપર પણ જેની સત્તા છે તે સત્તા બ્રહ્મ.

(૭) "સાક્ષી બ્રહ્મ" એ સત્તાનો જે સાક્ષરૂપ છે તે.

(૮) "સગુણ બ્રહ્મ" સાક્ષી બ્રહ્મ ત્રણ ગુણના આરોપવાળું બને છે તે.
(૯) "નિરગુણ બ્રહ્મ" ગુણે રહિત તે નિરગુણ બ્રહ્મ કહેવાય છે.
(૧૦) "વાચ્ય બ્રહ્મ" જે વાણીથી કહેવાય પણ બીજી રીતે ન સમજાય તે.
(૧૧) "અનુભવ બ્રહ્મ" જે અનુભવથી સિદ્ધ થાય તે.
(૧૨) "આનંદ બ્રહ્મ" આનંદ એજ જેનું સ્વરૂપ યા ગુણધર્મ છે તે.
(૧૩) "તદાકાર બ્રહ્મ" કોઇપણ જાતના ભેદ વગર જે લીનતાને પામે તે.
(૧૪) 'અનિર્વાચ્ય બ્રહ્મ" જે અનુભવથી તો ન જણાય પણ વાણીથીયે અગોચર હોય તે.

હવે ઉપર જણાવેલાં બ્રહ્મો પણ એક બીજાના આધાર વિના નાશવંત છે. એટલે એકને જો બીજાની સહાય મળે તોજ તે ટકી શકે છે. આ પણ માયારૂપજ છે કારણ કે નાશવંત પદાર્થ ઠર્યો તે માયાજ હોવો જોઇએ. જેમકે,

(૧) શબ્દ હોય ત્યાં સુધી શબ્દ બ્રહ્મ પણ શબ્દ એ કંઇ શાશ્વત નથી નાશવંત છે એટલે શબ્દની સાથે શબ્દ બ્રહ્મનો નાશ થાય.
(૨) ઓમ્કાર જે પ્રભુક્ષર નથી ને અક્ષર તો નથીજ એટલે ઓમ્કાર માયારૂપ બન્યો ને માયાનો તો નાશજ છે. માટે ઓમ્કાર બ્રહ્મ પણ નાશવંત કહેવાય.
(૩) ખંબ્રહ્મ આકાશ શૂન્ય છે ને તેનો જ્ઞાનથી નાશ થાય એટલે અજ્ઞાન હોય ત્યાં સુધીજ તે ખંબ્રહ્મ ટકી શકે છે.
(૪) સર્વબ્રહ્મ હોય તે સૃષ્ટીના નાશ સમયે જ્યાં સર્વનોજ નાશ થયો ત્યાં સર્વબ્રહ્મ પણ જાયજ વેદ પણ આ બાબતમાં એમજ વર્ણવે છે.
(૫) ચૈતન્ય બ્રહ્મમાં જ્યાં બધાનો નાશ થયો પછી ચૈતન્ય કયાં ઉભું રહેવાનું એટલે એ પણ નાશવંત થવાનું.
(૬) સત્તાબ્રહ્મ ચૈતન્ય નથી તો પછી સત્તા કોના ઉપર ચલાવાની મે સત્તા ન ચલાવાય તો સત્તાબ્રહ્મ ટકી કઈ રીતે શકે.

(૭) સાક્ષાબ્રહ્મ સત્તા નથી તો પછી સાક્ષી થવાની જરૂરજ નથી એટલે આ બ્રહ્મ પણ આમ નાશ પામી જાય છે.

(૮) સગુણ બ્રહ્મનો તો આપણા દેખતાંજ નાશ થતો આપણે જોઈએ છીએ.

(૯) નિરગુણ બ્રહ્મ જ્યાં ગુણુજ નથી તો પછી નીરગુણ સગુણના ભેદ રહ્યાજ નહિ એટલે આ બ્રહ્મ પણ નાશ પામ્યું.

આવીજ રીતે જો ગામજ નથી તો પછી સીમાડો ક્યાંથી આવે તેમ દરેક બ્રહ્મ એક બીજાની સહાયતા વિના થાય ને નાશ પામી જાય છે. આ જ્ઞાનથી સમજી લઇ નિવૃત્તિ દશા પ્રાપ્ત કરવી એ દશાને "ઉનમુનિ દશા" પણ કહે છે. આથી રૂપગુણ–ને નામનો અંત આવે છે એને જ્ઞાની પુરૂષો "સહજ સમાધિ" કહે છે. આ દશાને સમાધીથી ભવસાગર તરાય છે ને આધિ, વ્યાધિ ને ઉપાધિ દૂર થાય છે. એજ સિદ્ધાંત છે ને એજ વેદાંત છે. મનમાં કોઈ કલ્પના ન રાખતાં નીર્વિકલ્પ થવા તમે ઇચ્છો તો તમે થઈ શકશો કારણકે મનનો એક એવો સરસ ગુણ છે કે તેને જ્યાં લગાવો ત્યાં ચોટી જાય છે. વિષયમાં લગાવો તો ત્યાંજ મસ્ત થઈ ફરે છે ને હૃદયને ડખોળી મારે છે ને ઇશ્વરમાં લગાવો તો તેમાં એકતાર થઇ આપણને આપણા ખરા સ્વરૂપનું ભાન કરાવે છે. આમ મન એ આત્માનો ખરેખરો મિત્ર છે પણ આત્માએ તેની સાથે સાચવીને કામ કાઢી લેવાનું શીખી લેવું જોઈએ. એનાથી જે બ્રહ્મ વસ્તુ પ્રાપ્ત થાય છે તે બ્રહ્મ કંઇ રમકડું નથી જેથી હાથમાં આવે. એતો સદ્દગુરૂ પ્રતાપથીજ અનુભવાય છે. બ્રહ્મને માયા એ મનના ગોટાળા રૂપ છે. કારણકે મન બ્રહ્મ તરફ જુએ છે ત્યારે માયા દેખાતીજ નથી, ને માયા તરફ નજર કરે છે ત્યારે બ્રહ્મજ નથી એમ થાય છે. માયા છે એ પ્રભુની શક્તિ છે ને બ્રહ્મ છે તે કલ્પનાની પેલી બાજુ છે. માટે માયા તરવા સદ્દગુરૂ કરવા. કોઇ કહે છે કે માયા પ્રભુએ બનાવી છે. તો પ્રભુ જે નિર્ગુણ છે તેમણે માયા કઇ રીતે બનાવી? કારણ

કે નિરગુણ સગુણ કઇ રીતે થાય ? જો માયા પોતાની મેળે બની એમ કહીએ તો માયા સ્વતંત્ર ઠરે પણ માયાતો પરતંત્ર છે. નાશ-વંત છે. જ્ઞાનીઓ ને વેદપુરાણ પણ કહે છે કે માયા મીથ્યા છે ને તેનું જે શેષ છે તે પરબ્રહ્મ છે. જેમ સોનાનું ઘરેણું છે એ મીથ્યા ગણાય કારણ કે તે ભાંગી જાય પણ જે મૂળસ્વરૂપ જે સોનું તે જેમ અખંડ રહે છે. તેમજ માયાનું છે. માયા ઉત્પન્નજ ખરી રીતે નથી થતી એતો આભાસ માત્ર છે. અરીસામાં આપણે આપણું મોઢું જોઇએ છીએ ત્યાં બીજું મોઢું ક્યાંથી કોણ તૈયાર કરે છે. જેમ તે તો આભાસ માત્ર છે અથવા ખોટું છે. એનો જેમ કોઇ કર્તાજ નથી અને કર્તા ન હોવા છતાં જેમ તે સ્વયંભૂ નથી કહી શકાતું તેમજ ચૈતન્યરૂપ પણ નથી કહી શકાતું તેમજ માયાનું છે. મૃગ-જળનો દાખલો પણ લઇએ સવારે કંઇજ નથી હોતું ને બપોરે ચારે તરફ ક્ષીતિજ સુધી પાણી ભરલાં દેખાય છે. આમાં અજ્ઞાની સાચું માને છે પણ સમજુ તો સમજતો હોવાથી તે તરફ દૃષ્ટિજ કરતો નથી ને અજ્ઞાની તો ઓહોહો બહુ પાણી આવે છે ? હવે આપણે બુડી જઇશું એમ કરી ગભરાઇ જાય છે ને જ્ઞાની તો પોતાનું કામ કર્યેજ જાય છે. કે આ કંઇ પાણી નથી. પણ એક આભાસ માત્ર છે. સાંજે પાછું તે મટી જાય છે. આમ છતાં મૃગજળ સ્વયંભૂ નથી સ્વયં પ્રકાશિત નથી ને ચૈતન્યમય નથી. આમજ માયા માયા કહી અજ્ઞાની ગભરાય છે ને હવે આ માયા શેતરાશે ને આમાંથી કેમ કરી નીકળાશે એવા બરાડા પાડે છે જ્યારે જ્ઞાની તેને આભાસ માત્ર માની પોતાને રસ્તે ચાલ્યાજ કરે છે. તેને તો માયા દેખાતીજ નથી. જ્યાં અજ્ઞાની માયા બતાવે છે ત્યાં બધે તેને બ્રહ્મનાંજ દર્શન થાય છે. અથવા તો જ્યાં જ્યાં જ્ઞાનીની દૃષ્ટિ જાય છે ત્યાં ત્યાં બધે માયાનો નાશ થઇ બ્રહ્મજ દૃષ્ટિગોચર થાય છે ને જ્યાં જ્યાં અજ્ઞાની પોતાની આંખો ફેરવે છે ત્યાં ત્યાં બ્રહ્મને બદલે બધે માયા જ માયા મૃગજળની પેઠે દેખાય છે આમ એકજ સૃષ્ટિના સજાતિય

મનુષ્યોની દ્રષ્ટિ ભેદને તપાસીએ તો સમજાશે કે સત્ય શું છે. હવે માયા કેમ બની તે સમજાવું ! આકાશ એટલે અવકાશ. પોલાણ શૂન્ય, અગર કંઇજ નહિ, તેમાંથી ચંચળ રૂપ વાયુ થયો પણ આકાશ તો તેમનું તેમજ રહ્યું. તે માયા અંતે બ્રાહ્મમાં લીન થઇ જાય છે. જેમ વાયુ આકાશમાંથી ધુમવાટા કરતો આવી ધૂળ ઉડાડે ને ઝાડોને હલાવે છે ત્યારેજ પવન આવ્યાનું આપણને ભાન થાય છે ને પાછો તે આકાશમાં લીન થાય છે. તેમજ માયાનું કાર્ય ઉપજે છે ને પાછું બ્રહ્મમાં લીન થાય છે. કારણરૂપ માયામાંથી અવિદ્યાનો કાર્ય રૂપે વિસ્તાર થયો. આકાશમાં જેમ એકાએક વાદળાં ચઢી આવે છે તેમ માયાના ગુણથી એકાએક જગતની ઉત્પત્તી થાય છે. આકાશની સ્થિરતા વાંદળાંની દોડાદોડથી નષ્ટ થએલી આપણે કલ્પીએ છીએ પણ તે જેમ ખોટું છે તેમજ માયાના ગુણથી આપણે નિરગુણ બ્રહ્મ ( ઇશ્વર ) ને સગુણ માની લઈએ છીએ પણ તે ખોટું જ છે. જેમ વાદળાં આવે જાય છતાં આકાશનું મૂળ જે સ્થિર સ્વરૂપ તે કાયમજ રહે છે તેમ માયા ઉત્પન્ન થાય ને લીન થાય છતાં નિરગુણ બ્રહ્મનું સ્વરૂપ બદલાતું નથી. જેમ ટ્રેનમાં બેઠા હોઇએ ત્યારે ગાડી દોડતી હોય તેની સાથે આપણને ઝાડ જમીન દોડતાં દેખાય છે. વાદળાં દોડતાં હોય ત્યારે ચંદ્રમા દોડતો દેખાય છે. આ શું બધું ખરૂં છે ? આ જેવું ખરૂં છે તેવુંજ ખરૂં માયાની ક્રીયાથી નિરગુણ બ્રહ્મની કલ્પના થાય છે તે ખરી છે એમ માનવું. એટલે ખોટું છે. મૂળ તો હુંપણું એજ માયા છે. પંચમહાભૂતો મૂળ માયામાં રહે છે. ને સૃષ્ટિની ઉત્પત્તી વખતે બહાર આવી ઉત્પત્તિ કરે છે. સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં પણ આ પંચમહાભુતો છો. આમ આદિને અંતમાં સત્યસ્વરૂપ પરમાત્માને મધ્યમાં માયાને માયાનું કાર્ય રહે છે, આ બધું વિસ્તારીને કહેવાનો એજ અર્થ છે કે આ બધા ભેદો જે આપણને સમજવાને માટે શુદ્ધ જ્ઞાનની જરૂર છે. તેને માટે એક ગુરૂ કરવાને તેઓ કહે તેમ શ્રદ્ધાથી કાર્ય કરવું તો આ માયાના

પ્રપંચમાંથી તરી ઉપર કહેવામાં આવ્યું તેમ આદિને અંતમાં રહેલા સત્ય સ્વરૂપ પરમાત્માને મેળવી શકીશું. પણ અજ્ઞાનીને આ નહિ રૂચે કારણકે અજ્ઞાન એ તમોગુણનું રૂપ છે. જેને માટે ગીતામાં કહ્યું છે કે,

**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ।** રજોગુણી કર્મનું ફળ દુઃખ છે અને તમોગુણનું ફળ અજ્ઞાન છે. અને તેથીજ સાથે સાથે શ્રીકૃષ્ણ કહી દે છે કે **जघन्यगुण वृत्तिस्था अधोगच्छंति तामसाः ।** અને એક નિકૃષ્ટ ગુણ વૃત્તિવાળા તામસ લોકો અંતે નીચ ગતિને પામે છે.

આમ અજ્ઞાની માણસ પત્થરથી પણ નીચ ગણાય છે કારણકે પત્થરને તો એક વખત ઘડયો પછી તેનો ઘાટ બગડતોજ નથી પરંતુ અજ્ઞાની મનુષ્યને તો સદ્‌ગુરૂના જ્ઞાન રૂપી હથોડા ઘણા વાગી ઘાટ બને છે પણ સદ્‌ગુરૂનો સમાગમ છૂટતાંજ પાછો તે પોતાનો અસલ સ્વભાવ ધારી બેસે છે ને તેથી તે પત્થરથી પણ ખરાબ ગણાય છે. સત્સંગ કરવાથી મનુષ્ય દેહભાવ જેવા કે હું જીવ છું.હું બદ્ધ છું.હું પાપી છું વગેરેથી છુટી જાય છે ને ગર્ભવાસને ચોરાસી લક્ષ યોનીનો ફેરો મટે છે. પણ અજ્ઞાની તે ન સમજવાથી અંધારે કુટાય છે. ફરી ફરીને આ મનુષ્યનો દેહ મળવો દુર્લભ છે. વ્યાસજીએ પણ કહ્યું છે કે " પરમ ભાગ્યવાળો માનવ દેહ ફરતો ફરતો આવે છે. અને તે મળ્યા પછી પણ જે તેને પાણીના રેલાની પેઠે એળે ગુમાવે છે તે નર આત્મઘાતિ કહેવાય છે. " આ જડ દેહમાં ચૈતન્ય આપનારો આત્મા છે. અને એજ મુખ્ય વસ્તુ છે. ચાર અંતઃકરણ, પંચપ્રાણ, દશઈંદ્રિયો ને પંચવિષય મળી ચોવીસ તત્વ થાય છે ને તેનાથી આત્મા જુદો ગણાય છે. કેટલાક મહાત્માઓએ દેહનાં દસનામ કહ્યાં છે. જેવાં કે સ્થુળ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ, વિરાટ, સૂત્રાત્મા, અવ્યાકૃત, મૂળ માયા, પ્રકૃતિ ને પુરૂષ આ દસ દેહ કહેવાય છે ને એ બધાથી આત્મા જુદો છે. આમ આકાશના પણ ચાર ભાગ પડે છે (૧) ઘટાકાશ ( ઘડાનુ

આકાશ ) (૨) મઠાકાશ ( ઘરનું આકાશ ) (૩) મહદાકાશ (બહાર સર્વ વ્યાપી દેખાય છે તે ) (૪) ચિદાકાશ ( જે બ્રહ્મ કહેવાય છે ) તેમજ જીવાત્મા, શિવાત્મા, નિર્મળાત્મા ને પરમાત્મા આમ ચાર ભેદ દેખાય છે પણ મૂળ આકાશ જેમ એકજ છે તેમ મૂળ આત્મા તો પરબ્રહ્મ પરમાત્મા એકજ છે. પણ જ્ઞાન બુદ્ધિથી એકવાર સાયુજ્ય મુક્તિ પ્રાપ્ત થઇ પછી, જુદાં થવાતું નથી અથવા જીવાત્માપણું મટી પરમાત્માપણું પ્રાપ્ત થયું એટલે પછી ફરી જીવાત્મા નામ ભોગવવાની ઉપાધિ રહેતી નથી. જેમ એક નદી અથવા નાળાનું પાણી સમુદ્રમાં મળતાં નદીનાળાંનું નામ મટી તે સમુદ્રરૂપ ધારણ કરે છે. તે પછી તેને નદીનાળાનું રૂપ ધારણ કરવું પડતું નથી. તેમ એકવાર પરમાત્માપણું પ્રાપ્ત થયા પછી જીવાત્માની સ્થિતિ રહેતીજ નથી. કોઇ એમ કહે છે કે દેહ પડયા પછી પરમાત્મામાં મળી જશું અથવા પ્રલયને અંતે મોક્ષ થશે તો તે ખોટું છે. કારણ કે પ્રલયને અંતે માયા જેમ બીજ રૂપે રહે છે તેમજ આપણાં કર્મો પણ બીજ રૂપે રહે છે જે સૃષ્ટિની ઉત્પત્તીમાં ઉત્પન્ન થાય છે. જેમ ઉનાળામાં સુકાઇ ગએલું ઘાસ બીજરૂપે રહી ચોમાસામાં પોષણ પામતાં ઉગી નીકળે છે તેમજ આપણાં કર્મોનું બને છે, વળી દેહ વગર પોતાની સ્થિતિનો અનુભવ કેમ મળવાનો જેમ લઢાઈમાં રાજ્યનાં માણસો મરી જાય પછી રાજા કોના ઉપર હકુમત ચલાવવાનો ? તને રાજ્યનો અનુભવ ( રાજા તરીકેનો ) એ ઉજ્જડ પ્રદેશમાં શી રીતે મળવાનો તેમજ દેહ વીના મોક્ષનો પણ અનુભવ કેમ મળી શકે ! માટે આ દેહેજ જેને મુક્તિમાન છે તેજ ખરો મુક્ત છે. છતે દેહે પણ જેને વિદેહ દશા પ્રાપ્ત થતી જણાય એટલે કે જેના બંધો ટળી ગયા છે તે તરી ગયો કહેવાય. કેટલાકો શૂન્યને પરબ્રહ્મ કહે છે. આ ખોટું છે કારણ કે સુન્યનું સ્થાન એ બીજરૂપ માયાનું સ્થાન છે. ને તેની પર, પરમાત્માનું સ્થાન છે. મૂર્ખાઓ આ શૂન્યનેજ બ્રહ્મ એટલે પરમાત્મા કહે છે. પણ બ્રહ્મનો અનુભવ થનારને તો દૃષ્ટમાયા

ને શૂન્ય દેખતાંજ નથી. ને પરમાત્મા ( આત્મા ) નો સાક્ષાત્કાર થાય છે. સૂન્યમાંથી તો પાછું માયામાં ( ગર્ભવાસમાં ) અવાય છે. માટે જ્ઞાનથી બ્રહ્મરૂપ થવું તેનેજ બ્રહ્મદર્શન કહે છે ને આથીજ સાધુ પુરૂષો " આત્માસોહી પરમાત્મા એમ કહે છે. માટે સત્‌કર્મો કરો ને શ્રુતિનાં " " **यद्दृष्टं तन्नष्टं** " ના દેખાય છે તેનો નાશ છે એ વાક્યને માની ઉદાસીન રહો ! બ્રહ્મજ્ઞાની ને સદ્‌ગુરૂઓ દેહ ધારી દેખાય છે. પણ એ જોઇને ભૂલ ખાવી નહિ કારણ કે ખરો માલ તો અંદર ભર્યો છે. જેમ ખૂબ કીંમતી ઝવેરાતને પરદેશ ફેરવવાં હોય તો કચરાની પેટીમાં કે ફાટલાં ચીંથરામાં કોઇ લુંટારાના ભયથી બાંધવામાં આવે છે. જેથી સહી સલામત ફરી શકાય. તેમ જગતના અજ્ઞાની અથવા અપાત્ર માણુસો પોતાનું જ્ઞાન છીનવી ન લે તેથી ઇશ્વર એવા સદ્‌ગુરૂઓ રૂપી ઝવેરાતને કરૂપતાના શરીર રૂપી કચરાની પેટીમાં પુરી ફેરવે છે. જેથી સહી સલામતી રહી શકે ! માટે તમે પાત્રતા ધારણ કરશો તો તે ઝવેરાતના તમેજ ભોક્તા થશો કારણ કે એ ઝવેરાત પાત્રનેજ સુપ્રત કરવાનું છે. આ તો માત્ર કુપાત્રની બીકેજ સંતાડી સંતાડીને ફેરવવામાં આવે છે. માટે તમે પાત્ર બનો ને એ સદ્‌ગુરૂ રૂપી ઇશ્વરી ઝવેરાતના માલીક બનો ! તમે કહો છો તે પ્રમાણે જ્યારે જ્યારે વિશ્નુએ અવતાર ધારણ કર્યા છે ત્યારે ત્યારે તેમણે પણ સદ્‌ગુરૂઓ કર્યા છે. તમે જો તેમને પ્રભુ માનતા હો તો તેમને સદ્‌ગુરૂ કરવાની શું જરૂર ? પ્રભુને જ્ઞાન કોની પાસેથી લેવું પડે ? પણ એનું કારણ તો ભગવદ્‌ગીતામાં કૃષ્ણે કહ્યું છે કે

**न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।**
**नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥**

ભગવદ્ ગીતા. અ. ૩. શ્લો. ૨૨

**अर्थः**—હે પાર્થ ! ત્રણે લોકમાં નથી મારે કોઇ કર્મ કરવાનું બાકી કે નથી કોઇ અપ્રાપ્યવસ્તુ પ્રાપ્ત કરવાની છતાં પણ હું કર્મ કર્યેજં જાઉં છું કારણ કે.

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरूते लोकस्तदनुवर्तते ॥**

ભગવદ્ ગીતા અ. ૩ શ્લો. ૨૧.

**અર્થઃ**—શ્રેષ્ઠ પુરૂષો જે જે કર્મો કરે છે તે તે કર્મો બીજા માણુસો પણ કરે છે. અને જે વાતને શ્રેષ્ઠપુરૂષ પ્રમાણ રૂપ કહે છે તેજ પ્રમાણે લોકો વર્તન કરે છે.

માટે જો એવા અવતારોએ પણ આવીને સદ્ગુરૂની શોધો કરી છે ને તેમનાં ચરણોમાં પોતાનાં મસ્તકો ઝૂકાવ્યાં છે એનો એજ અર્થ છે કે જગતને તેઓ સદ્ગુરૂ કરી તેને શરણે જવાનું કહીને નહિ પણ આચરીને શીખવી રહ્યા છે. એ દરેક અવતારનાં નામ અને તેમના થએલા ગુરૂનાં નામો આ સાથે નીચે આપું છું જેથી સમજી શકાશે !

વિશ્નુના દશ અવતારો અને તેમના ગુરૂઓનાં નામઃ—

| નંબર | અવતારનાં નામ | સદ્ગુરૂઓનાં નામ |
|---|---|---|
| ૧ | મચ્છ (માછલું) | માનગુરૂ |
| ૨ | કચ્છ (કાચબો) | સહજમુનિ |
| ૩ | વારાહ (ભૂંડ) | અગસ્ત્યમુનિ |
| ૪ | નૃસિંહ (નરસિંહ) | તેજમુનિ |
| ૫ | વામન | નભરૂષિ |
| ૬ | પરશુરામ | વત્સરાજ |
| ૭ | રામચંદ્ર | વશિષ્ઠ |
| ૮ | કૃષ્ણ | દુર્વાસા મુની તથા કેટલાકો "સાંદિપની "ગુરૂ પણ કહે છે. |
| ૯ | બુદ્ધ (ગૌતમ) | વામરૂષિ |
| ૧૦ | કલકી(થશે) | "સેહેજ સ્વરૂપ" નામે થશે. |

ઉપરના અવતારોમાં કેટલાક અંશાવતારો અને રામ અને કૃષ્ણ કળા અવતાર તરીકે ઓળખાય છે. તેમાં રામને ૧૨ ને કૃષ્ણને ૧૬ કળાઓ હતી કૃષ્ણમાં સંપૂર્ણ કળાઓ હોવાથી તે તે સર્વ અવતારના

અવતારી પૂર્ણ પુરૂષોત્તમ મનાય છે. કૃષ્ણમાં સામાનું દિલ ચોરી લેવાની અજબ શક્તિ હતી. તેઓ પોતે નિર્ગુણ કહેવાતા અને તેમના સંબંધમાં આવનાર પણ નિર્ગુણ થતાં. આમ નિર્લેપ રહી માયાનાં કાર્યો કરતા. **नलीनीदल मम्बुवत्** । ની પેઠે કમળ પાણીમાંથીજ ઉપજતું ને રહેતું હોવા છતાં જેમ પાણીનો સ્પર્શ તેને થઇ શકતો નહિ તેમ માયામાં રહી માયાનાં કાર્યો કરવા છતાં શ્રી કૃષ્ણ નિર્લેપ રહેતા. તેમજ તેઓ **तुल्य निंदात्म संस्तुति** । નિંદા અને સ્તુતિ (વખાણ) ને સમાન માનતા જ્યારે રામચંદ્રજીમાં આ ગુણ ન હતા અને તેથીજ પ્રજાની નીંદાના ભયે સીતાજીને સગર્ભા અવસ્થામાં વનવાસ ભોગવવાની ફરજ પડેલી. શ્રીકૃષ્ણને સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓ હોવા છતાં તે બ્રહ્મચારી અને નૈષ્ટિક બ્રહ્મચારી કહેવાયા જ્યારે રામચંદ્રજીને એકજ સીતા હોવા છતાં તે ગ્રહસ્થ ગણાતા. આવા અમુક ફેરને લીધે રામની કળાઓ ઓછી ગણાઈ છે. આમ શ્રીકૃષ્ણ સંપૂર્ણ કળાનો અવતાર હોવા છતાં તેમણે સદ્ગુરૂ કર્યા ને તેમને ખાતર અનેક સંકટો જેવાં કે વનમાંથી લાકડાં આણી આપવાં વગેરે કર્મો કર્યા છતાં ગુરૂ તેમને ઓળખતા હતા કે તેઓ પ્રભુ છે. ગુરૂદક્ષીણામાં જ્યારે પોતાના મરેલા પુત્રોની તેમણે માગણી કરી અને તે લાવી આપીને પોતાનું પ્રભુપણું તેમણે બતાવ્યું. પુત્રો પાછા આણી આપવાની સામર્થી હોવા છતાં વનમાં ગુરૂ માટે લાકડાં કાપવા જવાનાં કર્મો કરનાર કૃષ્ણ જગતને પાઠ ભણાવવા સદ્ગુરૂની આવી રીતે મહત્તા ચીતરી ગયા છે. છતાં આજનું જગત તો સાપ ગયા ને લીસોટા રહ્યાના ન્યાયે ચાલે છે. વેદો કુલ્લે ચાર છે. યજુર્વેદ, રૂગ્વેદ, સામવેદ ને અથર્વવેદ આ ઉપરાંત બ્રહ્મા પોતાના પાંચમા મૂખથી સૂક્ષ્મવેદ બોલતા હતા ત્યાં શંકરે તે પાંચમું મુખ છેદી નાંખ્યું એવું મત્સ્ય પુરાણમાં લખ્યું છે.

રૂગ્વેદમાં=પ્રભુસંબંધી,યજુર્વેદમાં=કર્મકાન્ડ, સામવેદમાં=ઉપાસના ને અથર્વવેદમાં=હુન્નર ઉદ્યોગ સંબંધી લખેલું છે.

ગુરૂ વીના આપણી જીંદગીને લગતી ખરી વાતો સમજાતી નથી ગુરૂ વગર મનના સંસયો મટતા નથી. ગુરૂ વીના આપણને પરોક્ષ જ્ઞાન થતું નથી. પ્રભૂને લગતી શાસ્ત્રમાં કહેલી વાતો ગુરૂ વીના સમજાતી નથી. ગુરૂ વીના અપરોક્ષ જ્ઞાન પણ થતું નથી. પ્રભૂની મુલાકાત પણ થતી નથી માટે મારી પ્રાર્થના છે કે હે ગુરૂદેવ તમારો જય થાવો અને જગતનું ભલુ કરવાનાં કામો ધારીને સદ્દગુરૂઓ જગતમાં આવ્યા હોય અને હવે પછી આવે તેઓનાં કામો હમેશાં નીરવીઘ્ને પાર પડયાં કરજો–ગુરૂ વીના જ્ઞાન મળી શકતું નથી ગુરૂ વગર જન્મ મરણ મટતું નથી સદ્દગુરૂ વગર સાચી વાત સમજાતી નથી સદ્દગુરૂ વગર આપણા દુર્ગુણો દુર થતા નથી. જેમ નદીનો કાંઠો ઉંચો હોય ને ઢાળ વગરનો હોય તો તેમાં પગથીઆં બાંધવાં પડે છે અને એ પગથીએ પગથીએ ઠેઠ પાણી સુધી પહોંચીએ છીએ તેમ સદ્દગુરૂ પણ ઘાટ છે અને તેમની મદદથી આપણે પ્રભુ પદને પામીશું. સદ્દગુરૂ પ્રભૂને મેળવી આપનાર છે એટલું જ નહી પણ સદ્દગુરૂ એથી પણ આગળ છે કારણ સદ્દગુરૂ આપણને નીરાકાર હાલતે પોહોચાડવા પોતે માણસનું રૂપ ધારણ કરીને આવેલ છે માટે દરેક સદ્દગુરૂનું કહ્યું કરવું જોઈએ અને જરૂરથી કહ્યું કર. કારણ તેમના કહેવામાં એવો ગુણ રહેલો છે કે તારા મનની શંકાઓ દુર થશે અને શાન્તી થઈ જશે. સદ્દગુરૂ મહીમાની કાંઇ હદ નથી તેમના ઉપકારની પણ હદ નથી આપણી અંતર દ્રષ્ટી સદ્દગુરૂ ઉઘાડી આપે છે અને પ્રભૂ સાથે મેળાપ કરી આપે છે. સાત દ્વીપ નવખંડ પાતાળ પૃથ્વીને સ્વર્ગમાં ફરી વળો પણ પ્રભૂની મુલાકાત કરાવનાર સદગુરૂ સીવાય બીજો મળી આવશે નહી. એ જરૂરથી માનો વળી પ્રભુ ખુશી થાય તો ૮૩,૯૯,૯૯૯ જાતના જીવોના અવતારો ઉપરથી ચઢાવીને આપણને માણુસ જાત તરીકેનો ચોરાસી લાખમો અવતાર મનુષ્યનો આપે અને સદગુરૂ ખુશી થાય તો આ માણસ જાતમાં રહેલાં દુઃખો સમજાવી એમાંથી છોડાવી ઠેઠ પ્રભુમાં એકાકાર કરાવે છે અને જન્મ મરણનું દુઃખ છોડાવીદે છે. શ્રી વીશ્નું ભગવાનને ચાર હાથ છે અને મનુષ જે માગે તે તેઓ આપે પણ છે દુનીઆભરનું સુખ આપે છે, પણ જે બે હાથ વાળા સદગુરૂ મુક્તી આપવાનું

કામ કરે છે તે તેમનાથી બનતું નથી. સદગુરૂએ સતનું કહો કે પ્રભૂનું જાહેર થએલું બીજું નામ છે. એટલે જે સદગુરૂને પકડી રાખે છે તે આખરે સતમાંજ સમાય છે. આ દુનીઆમાં સદગુરૂ સરવે દેવી દેવતાઓ કરતાં પણ શ્રેષ્ટ છે અને પ્રથમથી તે છેડા સુધી રહેનારા એક સદગુરૂને બીજા પ્રભૂ એ સીવાયની બધી વસ્તુઓનો નાશજ છે. વળી જો પ્રભૂનો કોપ આપણા ઉપર થાયતો આશ્રારો લેવાની એક જગ્યા બાકી રહે છે અને તે એક સદગુરૂનું શરણ લેવું એટલે ગુરૂ આપણા દોષ મટાડે. પણ ગુરૂનો કોપ થયો તો આપણા માટે એકપણ જગ્યા ઉભા રહેવાની નથી, કારણ તે વખતે પ્રભૂ પણ આપણને મદદ કરતા નથી. માટે કહ્યું છે કે પ્રભૂને સદગુરૂ બન્ને સાથે ઉભા હોય તો પ્રથમ કોને નમવું ? સદગુરૂને. કારણ તે ગુરૂની કૃપાથીજ પ્રભૂ મલ્યા છે માટે ગુરૂની પૂજા કરવી કારણ તેમની પુજામાં બધાંની પુજા આવી જાય છે. જેમકે ઝાડના મુળમાં પાણી રેડવાથી—ડાંખળી, પાંદડાં, ફળ, ફુલ બધાંને પોંચે છે તેવી રીતે ગુરૂને પુજવાથી સર્વે દેવી દેવતાઓની પણ પુજા થઈ ગઇ ગણાય. જે કોઇ સદગુરૂનો થઈને રહા જાણે તે કાગડા જેવો નીચ હોય તોપણ તે બદલાઇને હંસ જેવો ઉંચ થાય. ચાર વર્ણોમાં ગમે તે વર્ણમાં જન્મ્યો હોય અને જન્મે લાવર્ણથી ઉપજેલા સર્વે દુરગુણો મટી જાય છે અગર ગમે તે જાતમાં અગર ગમે તે કુળમાં જન્મ્યો હોય અને જાત અને કુળના સંસર્ગથી ઉપજેલાં એટલે થયેલાં પાપો અને દુરગુણો પણ મટી જાય છે—સદગુરૂની પાસે જે માગે તે મળી શકે તેમ છે માટે તારાથી જેટલું મંગાય તેટલું માગીલે તારૂં મન ગુરૂથી ન્યારૂ અને સ્વતંત્ર રાખીશ નહી. ગુરૂ જે ચાહે છે. તે તારૂ ભલુજ ચાહે છે. માટે તેમને રાતદીવસ પગે પડયાં કર—ગુરૂ મુગો હોય કે બોલતો હોય, ઉતાવળો હોય કે ધીરો હોય, નાનો હોય કે મોટો હોય, ગુરૂ કાંઇ અનુકુળ કે પ્રતીકુળ અવસ્થામાં હોય, તે બાહારની તેમની અવસ્થા ઉપર તારે નજર રાખવીજ નહી. જોતું ડાહ્યાને શાણો ચેલો હોય તો ગુરૂ ગમે તેવી બાહારની પ્રતીકુલ ( બીન અનુકુળ ) અવસ્થામાં હોય તોપણ તેમની તારે પુરા પ્રેમથી સેવાજ કરવી—ગુરૂએ મુખમાંથી જે શબ્દો કહ્યા હોય અને તે શબ્દોનો તું

વીચાર કરીને ચાલે તો તું જરૂરથી પાર પડી જઇશ—વળી તારો દેહ છુટતી વખતે તને જમરાજા લઇ જઇ શકે નહી મનમાં ઘણું હેત રાખીને જે કોઇ પોતાના સદગુરૂના ગુણુ હમેશાં ગાયા કરે તેને પુનર જન્મ નથી, તે પ્રભૂ પાસે હમેશાં રહેશે વળી ગુરૂ આપણામાં ઉપજતાં સંશયોને આગળ વધતાં અટકાવે છે, અને માહામંત્ર આપી આપણા સંસયને દુર કરે છે. આમ પુરા પ્રેમથી ગુરૂની સેવા કરતાં કરતાં તારા અંતરમાં પ્રભૂ પ્રગટ થઇ જશે અને તારા વીચાર વાચા ને કાયોંથી થયેલાં જન્મો જન્મનાં પાપો ને દુઃખો મટી જશે ગુરૂ અને પ્રભૂ એકજ છે એ બેને જુદા માનીશ નહી. ગુરૂની ભક્તી કરવી તે પ્રભૂનીજ ભકતી કરેલી ગણાય છે ને ગુરૂએ આપેલો મંત્રજ જપવો. અગાઉ તું ઘણા વખત જન્મ્યો ને મરણ વખતે જમના દુતો તને ખેંચી તાણીને લઈ જતા. વળી પાછો ઢોર, પશુ, પંખી, ઝાડ પહાડમાં અવતરતો હતો આમ તું ચારે ખાંણોમાં રખડતો હતો અને આમ ભટકયાનો તારો કંઇ છેડો હતો નહી. પણ હવે તારૂં ભટકવાનું ગયું કારણ તને સદગુરૂ મલ્યા અને તારો જન્મ મરણનો રસ્તો બંધ કરી દીધો. આ કાંઇ ગુરૂનો ઓછો ઉપકાર આપણા ઉપર નથી માટે જો તને પુર્વેના સંસ્કારે સદગુરુ મલ્યા હોય તો તેમને વીસરી જઇશ નહી અને ગુરૂએ જે જ્ઞાન આપ્યું તે પણ ભૂલી જતો નહી—વળી જ્ઞાન મલ્યું તેથી અહંકાર કરીશ નહી કારણ અહંકારથી જ્ઞાન આપનાર ગરૂને ભૂલી જવાય છે. ગુરૂ મળવાથીજ આ શરીરમાં પ્રભૂ છે. એ સમજાય છે માટે પ્રેમ પુરવક રાતને દીવસ ગુરૂની સેવા કરવી—ગુરૂસેવા લોક હીતનાં કામ અને પરોપકાર કરવો એતો પુરો ભાગ્યશાળી હોય ત્યારેજ બને છે. જેમ તેમ કરીને બનેલો શીષ્ય ઝાઝા દીવસ ટકી શકતો નથી—મનની પુણ્ લાગણી વીનાના બનેલા શીષ્યો નવો નીશાળીઓ નવ દહાડા જેવોજં રહે છે માટે શીષ્ય બનવું તો સાચાજ બનવું જેથી જન્મ મરણનો બેડો પાર થઇ જાય.

ગુરૂ બે જાતના હોય છે એક ગુરૂ કે જે ચેલાના કાનમાં ફુક મારી આકારવાળા પ્રભૂઓને મેળવે છે. ત્યારે બીજા સદગુરૂ હોય છે

તે નીરાકાળ પ્રભુને મેળવે છે આકારવાળા પ્રભુ જે ગુરૂ બતાવે છે તે સદ્દગુરૂ કહેવાય નહી કારણ જે આકારવાળા પ્રભુ બતાવે છે તે ગુરૂને તો પૈસો અને મીષ્ટાન મલ્યું એટલે બસ પછી શીષ્યની ગરજ રહેતી નથી એટલે શીષ્યને બંધનમાંથી કેવીરીતે છોડાવાનો રસ્તો બતાવે. માટે દરેક માણસે સમજીને ઓળખીને સદ્દગુરૂ કરવા કે જેથી તમોને જન્મ મરણના દુઃખમાંથી તતકાળ છોડાવે. મને મારા સદ્દગુરૂ એવા તો સુરાને શક્તીવાન મલ્યા છે કે જેમ લુહાર લોઢુ તપાવે છે તેમ મને તપાવી ચોખો કરી નાંખ્યો છે ને મારાં દુઃખો જડ મુળમાંથી કાઢી નાંખ્યાં છે. મારા ગુરૂ મારાથી ખુશી થઇ મને એકવાર એવું શીક્ષણ આપ્યું કે જેથી પ્રભૂના પ્રેમનું વાદળ મારી ઉપર વરસી રહ્યું અને મારૂં આખું અંગ ભીજાઇ ગયું. ઓ ગુરૂ તમારી બલીહારી છે તમારી મોટાઈની હદ નથી એક પલમાં કંઇ એક વખત પસુ જેવા સ્વભાવનાં માણસોને તમોએ ભગત બનાવી નાંખ્યા અને તેમ કરવાને તમોને જરાપણ વખત લાગ્યો નહી. ગુરૂ કહે છે કે તું સાધુ સંતને પુજ અને સાધુસંત કહે છે કે તું ગુરૂને પુજ આમ અરસ પરસ સેવાથી જે પ્રભુ પ્રાપ્તી થઇ જાય છે. પ્રભૂને શોધવા હોય તો સંતોમાં શોધવા. પ્રભુ પણ કહે છે સાધુ પુરૂષો મારી દેહ છે અને હું હમેશાં ત્યાંજ વસુ છું એટલે સાધુમાંને પ્રભૂમાં ફેર નથી માટે સાધુ પુરૂષોનો હમેશાં સમાગમ કરવો કારણ સંતસંગતનું બહુજ ઉંચુ ફળ આવે છે સાધુપુરૂષો સુખડના ઝાડ જેવા હોય છે બળતા શરીરને શાંતિ આપે તેવા છે માટે હરીજનને આવતા દેખી તું તુરત ઉભો થા અને સામો જઈને તેમને ભેટજે કારણ આપણે જાણતા નથી કે પ્રભૂ આપણને કેવા વેશમાં મળશે. સાધુ પુરૂષના વેશમાં પ્રભુ કેમ જાણ્યું ના આવ્યા હોય. હરીજન મલ્યા એટલે પ્રભુ મલ્યા બરોબર છે સંતસાધુને ગુરૂને સેવ્યા વીના પ્રભૂપદને પમાતું નથી માટે આ મળેલા મનુષા દેહને એળે ને વેળે નહી ગુમાવતાં સંતની સેવા કર અને સતસંગ કર જેથી બધા રસ્તા બંધ થઇ ગએલા તેઓ તને ખુલ્લા કરી આપશે. ગુરૂની સેવા પણ તનમન અને ધનથી પુરા પ્રેમથી કરવી કારણ ગમે તેટલો સતસંગ કરીએ પણ જ્યાં સુધી સદ્દગુરૂ મલ્યા નથી ત્યાંસુધી મુક્તી ( મોક્ષ )નું ફળ મળનાર નથી.

# પ્રકિર્ણ ને અંત.

*પ્રથમ જીવ હંસ કહેવાતો હતો ને નિર્વિકારી હતો. તેની દેહની સમજ નીચે પ્રમાણે પાકાં પાંચ તત્વ, ગુણ, પ્રકૃતિ વગેરે હતાં. સત્ય દેહ હતી. સત્ય સ્વરૂપ હતું ને ત્યાં પોતે રહેતો હતો. આ હંસ જીવ પોતાની જ્યોતિનો પ્રકાશને પ્રભાવ જોઇ આનંદમાં એ શુદ્ધ થઈ ગયો પછીથી સચેત થતાં આંખ્ય ઉધાડીને જોયું. તો પોતાની છાયા શૂન્યમાં દેખાઈ એ છાયા સ્ત્રી બની જેને ઇચ્છા અથવા માયા કહે છે. ને બ્રહ્મ પણ તેજ કહેવાય છે. આમ આ જીવને માયાનો સંયોગ થતાં અનુક્રમે બ્રહ્મા, વિશ્નુ ને શંકર એમ ત્રણ જીવ થયા ! આ માયાની ઉપાધિથી રહિત જીવ અને માયાને નિરંજન અને આદ્યશકિત કહે છે. હવે તેને સમજાવવાના પ્રયત્નમાં ઉતરીએ.

| પાકાં તત્વોનાં નામ | પાકા ત્રણ ગુણો | પાકી પ્રકૃતિઓ |
|---|---|---|
| ધૈર્ય | વૈરાગ્ય | સત્ય, આશંશય, અચળપણુ, નિરહંકાર. |
| દયા<br>શીલ | ગુરૂભકિત કે સાધુભાવ | અદ્રોહ, સમતા, મૈત્રી, નિર્ભયતા, સમદર્શીતા, તીતીક્ષા, પ્રેમ, કુશાગ્રબુદ્ધિ, પરિક્ષા, સુખ. |
| વિચાર<br>સત્ય | વિવેક | અસ્તિનાસ્તિનિર્ણય, ગ્રહણશકિત, શુદ્ધ વ્યવહાર, શુદ્ધભાવ, જ્ઞાનવિજ્ઞાન પ્રાપ્તી. નિર્ણય, નિરબંધ, પ્રકાશ, સ્થિરતા, ક્ષમા. |

આમ પાકાં તત્ત્વો, ગુણ, પ્રકૃતિઓમાં પ્રથમ જીવ હતો ત્યારે પરવા વગરનો નિર્બંધ હતો. ન કોઇ પ્રકારની ઇચ્છા હતી કે નહિ

* કબીર મનસુરના ૧૧૫૦મા પાનામાં આની સાક્ષી છે.

વિષય વાસના, એને લીધે આ જીવનો પ્રભાવ ને પ્રકાશ ઘણો હતો એ જોતાં તેને અભિમાન થયું. ને સાથે સાથે અતિશય આનંદ થયો. ને આ આનંદની સીમા ઓળંગતાંજ તેને અચેતના આવી કારણ કે કોઇપણ વસ્તુ હદથી વધારે થવાથી નુકશાનજ કરે છે. જેમકે.

**अतिदानात्बलिर्बद्धो ह्यतिदर्पात्सुयो धनः ।**
**विनष्ठोरावणो लोभादति सर्वत्र वर्जयेत् ॥**

**अर्थः**—હદથી વધારે દાનો કરવાથી બલિરાજાને બંધન થયું અને અતિ અભિમાનથી દુર્યોધનનો નાશ થયો, બેહદ લોભથી રાવણ હતો ન હતો થયો માટે હદથી વધારે બધુંજ નકામું હોઇ તેનો ત્યાગ કરવો.

આમ હદથી વધારે આનંદ થયો હોય કે હદથી વધારે પોતાનું સામર્થ્ય ને તેજ જોઇને અભિમાન થયું હોય ગમે તેમ પણ જીવ અચેતન થયો ને પછી ઉઠયો ત્યારે પોતાના ખરા સ્વરૂપને ભૂલી ગયો. કારણ કે અભિમાન, ક્રોધ, લોભ, મોહનોએ સામાન્ય સ્વભાવ છે. હૃદયમાં તેનું પ્રધાન્ય થતાંજ મનુષ્ય પોતાને ભૂલી જાય છે. આમ અભિમાનના અંધકારથી પોતાને ભૂલી જવાથી પોતાને આમ તેમ જોવા લાગ્યો ત્યાં પોતાની છાયા શૂન્યમાં દેખાઇ ને આ શૂન્યની છાયાને પોતાનું સ્વરૂપ માંનતાંજ ઉપર ગણાવેલાં પોતાનાં પાકાં દેહતત્ત્વો ગુણો, ને પ્રકૃતિઓ બદલાઈ બધું કાચું થઈ ગયું.

ધૈર્યથી=આકાશ. દયાથી=વાયુ, શીલથી=અગ્નિ, વિચારથી=જળ ને સત્યથી=પૃથ્વી થયાં, ને આ કાચાં તત્ત્વો ઉત્પન્ન થતાંજ તેમાંથી પૃથ્વી, જળ=સત્વગુણ. અગ્નિવાયુ=રજોગુણ, અને આકાશ=તમોગુણ થયાં ને તે પાંચ તત્ત્વને ત્રણ ગુણથી કાચી પ્રકૃતિઓ થઇ જે નીચે પ્રમાણે.

આકાશ=ત ગુણ=કામ, ક્રોધ, લોભ, મોહ, ભય.

વાયુ=રજોગુણ=ચાલવું, બોલવું, બળ કરવું, સંકોચાવું, પોહોળું થવું.

અગ્નિ=રજોગુણ=આળસ, નિદ્રા, ભૂખ, તૃષા, દરીદ્રતા.

જળ=સત્વગુણ=રકત, મુત્ર, પરસેવો, લાળ, વીર્ય.

પૃથ્વી=સત્વગુણ=અસ્તિ (હાડકાં) માંસ, નાડી, ચમ (ચામડી) રોમ (વાળ).

આ સિવાય પણ જીવથી મન બન્યું, મનથી જયોતિ થઇ, તે જ્યોતિથી સત્વ (વિશ્નુ), રજ (બ્રહ્મ), ને તમ (શંકર) એ ત્રણ ગુણ થયા આ રીતે જીવ પાકાનો કાચો થયો. હવે કોષનાં નામ લખીશું.

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય. = કુલ્લે કોષ પાંચ છે. ને સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ, જ્ઞાન ( કૈવલ્ય ) વિજ્ઞાન ( હંસ ) એ છ. પ્રકારના દેહ કહેવાય છે. આ રીતે અગીઆર મળીને દેહ કહેવાય છે.

ચાર પ્રકારની વાણી છે.=પરા, પસ્યંતિ, મધ્યમા ને વેખરી.

મુદ્રાઓ=ખેચરી, ભૂચરી, ચાચરી, અગોચરી, ઉનમુની.

અવસ્થા=જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, અને તુર્યા, ઉનમુની.

પાંચ પ્રાણ=પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન.

પાંચ ઉપપ્રાણ=નાગ, કૂર્મ, કુકલ, ધનંજય અને દેવદત્ત.

પાંચ વિષય=શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

પાંચ વિષય=( કર્મેંદ્રિયોના ) બોલવું, આપવું, લેવું, ચાલવું, મળત્યાગ, મૂત્રત્યાગ.

ચાર અંત:કરણ=મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર.

પાંચ જ્ઞાનેંદ્રિઓ=શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીભ, ને ઘ્રાણ.

પાંચ કર્મેંદ્રિયો=વાચા, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ.

પાંચ ભૂત=આકાશ, વાયુ, તેજ, જળ ને પૃથ્વી.

ત્રણ દોષ=( શરીરના ) ચોરી, વ્યભિચાર, અને હિંસા.

ત્રણ દોષ=( મનના ) તૃષ્ણા, ચિંતા ને બુદ્ધિમંદતા.

ચાર દોષ=( વાણીના ) નિંદા, અસત્ય, કઠોરતા, ને વધારે પડતું બોલવું.

પાંચ પ્રકારનાં કર્મ=નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્ત, નિષિદ્ધ.

પાંચ મુખ્ય આસન=( યોગનાં ) સિદ્ધ, પદ્મ, ભદ્ર, વજ્ર, ને સ્વસ્તિક.

આ પ્રમાણે મુખ્ય મુખ્ય વાતો સમજાવી હવે આપણે દેહની વાત પર આવીએ.

( ૧ ) સ્થૂળદેહ=સાડા ત્રણ હાથની.

પચીસતત્ત્વની=દસ ઈંદ્રિયો, પંચપ્રાણ, પંચ મહાભૂત, ચાર અંતઃકરણને જીવાત્મા.

જાગ્રત અવસ્થાને નેત્ર સમાન ગણાય છે.

( ૨ ) સૂક્ષ્મદેહ=અંગુઠા જેવડી હોય છે.

નવતત્ત્વની=પાંચવિષય અને ચાર અંતઃકરણ.

સ્વપ્ન અવસ્થા અને કંઠ સ્થાન ગણાય છે.

પણ કબીર મનસુરના ૧૧૩૮ મા પાનામાં કબીર સાહેબે લખ્યું છે કે એનાં સત્તર તત્ત્વો છે જેવાં કે, પંચ પ્રાણ, દશ ઇંદ્રિયો, મન ને બુદ્ધિ.

( ૩ ) કારણદેહ=મધ્ય શૂન્ય.

ત્રણ તત્ત્વની=ચીત્ત, અહંકાર ને જીવાત્મા.

સુષુપ્તિ અવસ્થાને હૃદય સ્થાન ગણાય છે.

( ૪ ) મહાકારણદેહ=વિદેહી.

બે તત્ત્વની=અહંકાર અને જીવાત્મા.

તુર્યા અવસ્થાને નાભીસ્થાન કહેવાય છે.

( ૫ ) જ્ઞાનદેહ=કૈવલ્યદેહ કે સંકલ્પદેહ.

એક તત્ત્વની=ચીદ્ જીવાત્મા.

તુર્યાતીત અવસ્થા ને ભમર ગુફા સ્થાન.

( ૬ ) વિજ્ઞાન દેહ=હંસ દેહ.

કોઇ પણ તત્ત્વ નહિ, જ્ઞાન પણ નહિ, વિજ્ઞાનનો ભાસ માત્ર એટલે જે અસલ પ્રકાશ હતો તેને પોતાનું રૂપ માન્યું.

આ સૃષ્ટિ બધી માયાનીજ છે. માયાને બ્રહ્મનો સંબંધ થતાં જગત ઉત્પન્ન થાય છે.

માયા બે પ્રકારની છે. એક બ્રહ્મરૂપ ને બીજી માયારૂપ. જેમાં બ્રહ્મ શુદ્ધ ચૈતન્ય રૂપ છે. ને માયા અચેતન જડ છે. બ્રહ્મનાં પાછાં પાંચ જુદાં જુદાં નામો છે જેવાં કે.–

બ્રહ્મ, કાળ, કર્મ, જીવ ને સ્વભાવ.

જે અખંડ, અવિભાજ્ય, અવિનાશી હોય તે બ્રહ્મ કહેવાય.

પોતાની મેળે જે ઉત્પન્ન થાય તેને કાળ કહે છે.

દરેક કર્મ વ્યવહારને કર્મ કહે છે.

જે પોતાને યથાર્થ ન જાણે તે જીવ કહે છે.

ને બદ્ધજીવનો જે પ્રધાન ગુણ તે સ્વભાવ કહેવાય છે.

આજ રીતે માયાનાં પણ પાંચ જુદાં જુદાં નામો ગણાય છેઃ—

શૂન્ય, શક્તિ, માયા, આકાશ ને પ્રકૃતિ.

શૂન્ય છે તે જડ છે.

શક્તિનું સર્વ સૃષ્ટિ ઉપર સામ્રાજ્ય છે. ને સર્વેની અધિકારીણી છે. માયા એ બ્રહ્મની સાથે રહે છે.

આકાશ નામ એટલા માટે કહેવાય છે કે શરીર બંધાયું તે પહેલાંની સૃષ્ટિ આકાશમાંથી થાય છે.

પ્રકૃતિ તે શક્તિ રૂપજ છે.

આ સંસાર શૂન્યમાંથી થયો છે ને તેમાંજ સમાવાનો છે. શૂન્ય એ મિથ્યા માયા રૂપ છે. માયાએ બ્રહ્મની અર્ધાંગી છે. ને તેથી તે કાયમ બ્રહ્મની સાથેજ રહે છે. જેમ વૃક્ષની સાથે છાયા રહે તેમ! જેમ તળાવનું પાણી પવન આવતાં મોજાં રૂપ થઇ ઉછળે છે ને પવન બંધ થતાં પાછું પ્રથમની પેઠે શાંત થાય છે તેમજ બ્રહ્મમાં માયાનો પડછાયો પડતાંજ આ સરવે જગત ઉત્પન્ન થવા માંડે છે

ને માયા લુપ્ત થતાંજ બધી રચના નષ્ટ થાય છે. આમ બ્રહ્મ ને માયા એટલે પુરૂષને સ્ત્રી જે બન્ને માયાજ છે તે જોડા રૂપ બનીનેજ આ સંસારનું ચક્ર ચલાવે છે. ને તેથીજ તે દ્વૈત પણ કહેવાય છે. માયાએ પોતાના પુરૂષને સ્ત્રી એવાં બે સ્વરૂપ ઉત્પન્ન કરી જગતની ઉત્પત્તી સ્થીતિને લય કરે છે. પ્રથમ પુરૂષ, પુરૂષથી પ્રકૃતિ, પ્રકૃતિથી મહતત્ત્વ, મહતત્ત્વથી અહંકાર, અહંકારથી ત્રણ ગુણ, ત્રણ ગુણથી આકાશ. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી ને પાણીથી પૃથ્વી. આમ માયા એજ શરીરનું કારણ બને છે.

૧ બ્રહ્મ ચૈતન્ય છે. જે પોતાને જાણે છે, જ્ઞાન સ્વરૂપ, તત્ત્વ, અહંકરણ, ઈંદ્રિયો વગેરે તે ચૈતન્ય બ્રહ્મ છે.

૨ માયા જડ છે. પણ બંનેનો સંબંધ હંમેશાં છે.

( કબીર મનસુરના ૧૩૩૫ અને ૧૩૫૨ પાનામાંથી જોઇતું લીધું છે. )

હવે થોડા પ્રશ્ન ઉત્તર કરી વિચારોની આપલે કરીએ જેથી કંઇક વધારે જાણવાનું મળી શકે!

પ્રશ્ન—પ્રથમ કંઇ ન હતું. અંતે પણ કંઈ રહેનાર નથી તો પછી મુક્તિ કોની થશે?

ઉત્તર—પ્રથમ શરૂઆતમાં અજ્ઞાન ન હતું. અજ્ઞાન થતાંજ સૃષ્ટિ ઉપજી એ અજ્ઞાનનો નાશ થતાં જે રહેશે તેજ મુક્તિ પદ!

પ્રશ્ન—જીવ જો ઇશ્વરનો અંશ છે તો એકને સુખ દુઃખ થાય તો સરવેને સરખું સુખ દુઃખ થવું જોઈએ.

ઉત્તર—અજ્ઞાની જીવમાં પણ કંઇક જ્ઞાન છુપાએલું હોય છે. તેમાં જેને જેટલું વધુ જ્ઞાન તેને દુઃખ ઓછું. આમ દરેકમાં વધુ, ઓછાપણું લાગે છે. બાકી જીવની સામર્થીમાં જરાય વધારો ઘટાડો નથી જે છે તે કર્મની સામર્થીનાં પરિણામ છે.

પ્રશ્ન—જીવને ઇશ્વરનો અંશ કહી શકાય નહિ અંશ કહીએ તો ઇશ્વરનાં ભાગ પાડયા કહેવાય! ત્યારે પ્રભુ તો અવિભાજય છે.

અખંડ છે. દૂર પણ નથી. પાસે પણ નથી. તો પછી જીવ અંશ શી રીતે થયો ?

ઉત્તર—એ અજ્ઞાનનું લક્ષણ છે. પાણીના ભરીને મૂકેલા ઘડાઓમાં સૂર્યનું પ્રતિબીંબ પડતાં દરેકમાં જુદો જુદો સૂર્ય દેખાય છે તેથી કંઈ સૂર્યના અંશ ઘડામાં નથી આવતા કે તેના ભાગ નથી પડતા. ફક્ત પોતાની શકિતના પ્રકાશે કરીને ને પાણી દર્શક વસ્તુ હોવાથી તેમાં તે પોતાનું પ્રતિબીંબ પાડી શકે છે. પણ મૂળ સૂર્યતો આકાશમાં અખંડ છે. એ બધા ઘડા ફૂટી જતાંજ બધા સૂર્યનો નાશ થાય છે. છતાં આકાશનો ખરો સૂર્ય પ્રકાશતો હોય છે ત્યાં સુધી અંધકાર નથી થતો પરંતુ ખરો સૂર્ય અસ્ત પામતાં ભરેલા ઘડા હોવા છતાં તેમાંથી સૂર્ય નષ્ટ થઇ જાય છે. આ પરથી સાબીત થાય છે કે સૂર્ય પોતાની શક્તિથી તે ઘડામાં પ્રતિબીંબીત હતો તેમજ ઇશ્વર પોતાની શકિતથી હૃદયમાં પ્રતિબીંબીત થાય છે. ને તે જીવ કહેવાય છે.

પ્રશ્ન—મનુષ્ય ઇશ્વરને મેળવી શકશે કે નહિ ?

જવાબ—જયારે અંધકારનો નાશ થશે એટલે પોતે તે રૂપ થઈ જશે. જેમ ઘડો ફૂટતાં પ્રતિબીંબનો નાશ થાય છે. તેથી કંઈ પ્રતિબીંબ એમાં મળી નથી જતું. પણ પાણી કે જેમાં દર્શકપણાનો ગુણ છે તેનો નાશ થતાં પ્રતિબીંબનો નાશ થાય છે ને ખરો સૂર્ય દેખાય છે તેમજ અંતઃકરણ જે સૂક્ષ્મ દેહનું તત્ત્વ છે. તેમાં દર્શકપણાનો ગુણ હોઈ ઇશ્વર પ્રતિબીંબીત થાય છે. એ સૂક્ષ્મ દેહ સ્થૂળમાંથી નીકળતાંજ સૂક્ષ્મના તત્ત્વરૂપ અંતઃકરણ પણ જાય છે ને તેથી પ્રતિબીંબનો નાશ થાય છે ને સ્થૂળ દેહ જે પહેલેથીજ જડ છે તે પોતાની જડતા પ્રાપ્ત કરે છે. તેથી આપણે તેને મરેલું કહીએ છીએ. તેથી કંઇ જીવ મરી નથી જતો જીવ રૂપ જે પ્રતીબીંબીત ઈશ્વર તે તો સ્થૂળ દેહમાંથી નીકળેલા સૂક્ષ્મ દેહના તત્વરૂપ અંતઃક-

રણુમાં છેજ ને તેથીજ સ્થૂળદેહનો ત્યાગ કરી જીવ સૂક્ષ્મદેહ ધારણ કરે છે એમ કહેવાય છે.

અહીં એક વાત કહેવાની છે કે જ્ઞાન મેળવવા બાબતમાં ઘણા પુરૂષાર્થને તો કોઈ પ્રારબ્ધને પણ જુદાં જુદાં માને છે ને તે તેમની ભૂલ છે. વ્યવહારમાંજ જોઇએ તો ખબર પડશે કે એકલો પુરૂષાર્થ કરનાર પણ અંતે માથે હાથ મુકી રડે છે ને એકલા પ્રારબ્ધ પર આશા રાખનારને પણ અન્નને દાંતનાં વેર વેઠવાં પડે છે. ખરૂં તો એ છે કે પ્રારબ્ધ પર શ્રદ્ધા રાખી પુરૂષાર્થ કરવો. એકલો પુરૂષાર્થ કરે ને પ્રારબ્ધ ફુટેલું હોય તો કંઇ ન થાય ને પ્રારબ્ધ ગમે તેવું સારૂં હોય તો પણ પુરૂષાર્થ ન કરે તો મોંઢામાં કોળીઓ રાંધેલું ધાન હોય છતાં ન આવે. જેમ કહ્યું છે કે,

**उद्यमेनहि सिध्यन्ति कार्याणि न मनोरथैः**
**नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**

**अर्थ**—કાર્યની સિદ્ધિ ઉદ્યમથીજ થાય છે. મનોરથ (ઇચ્છા) કરવાથી નહિ. પોતાની ગુફામાંજ ભાગ્યને અજવાવવાની ઇચ્છાથી સૂતેલા સિંહના મોંઢામાં હરણનો શિકાર આપોઆપ આવીને નહિ પડે !

આમ ઉદ્યમ (પુરૂષાર્થ )ને પ્રારબ્ધ બંને સાથે હોય તોજ પાધરૂં પડે છે.

પ્રશ્ન—પુજા કોની કરવી ને કયાં શાસ્ત્રોના આધારથી ?

ઉત્તર—જ્ઞાનિ પુરૂષોની અને તે વેદના આધારથી.

પ્રશ્ન—મુક્તિ શાથી થાય. ભકિતથી, જ્ઞાનથી કે શરણાગતિથી ?

ઉત્તર—એ ત્રણેયથી મુકિત મળે છે પણ છેલ્લું શરણાગતનું પદ "સર્વ શ્રેષ્ઠ છે. કારણ કે શરણાગતનું પદ પ્રાપ્ત થતાં તેનું કલ્યાણ થાય છે એટલુંજ નહિ પણ એ શરણાગતનું પદ પામેલો જેનો પક્ષ કરે છે ( જેને પોતાનાં બનાવે છે ) તેનું પણ કલ્યાણ થાય છે જેને માટે ભગવદ્ ગીતામાંજ કહ્યું છે કે,

**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः**
**तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥**

અ. ૧૮ શ્લો. ૭૮

**अर्थ**—જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જ્યાં અર્જુન જેવો ધનુર્ધારિ છે. ત્યાંજ સંપત્તિ, વિજય, ઐશ્વર્ય અને અચળનીતિ છે એમ મારો મત છે.

આમ શ્રીકૃષ્ણ મહાત્માની શરણાગત ભક્તિ સ્વીકારનાર અર્જુનનું પદ પણ શ્રીકૃષ્ણ સમાન બની ગયું. જો કે એથી ભક્તિ અને જ્ઞાનનાં પદ જરાય ઉતરતાં નથી. કારણ કે પોતાને ભજનારા ભક્તોની વાત સમજાવતાં ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે કે,

**उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥**
**आस्थितःस हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥**

ભગવદ્ ગીતા. અ. ૭ શ્લો. ૧૮

**अर्थ**—એ સર્વ ભક્તો સારા છે. તો પણ તે બધામાં જ્ઞાની ભક્તને તો હું મારો આત્માજ માનું છું. કેમકે તેમને જ ઉત્તમ ગતિરૂપ માનીને મારામાં મન જોડીને રહેલો હોય છે.

આમ જ્ઞાનીનું પદ પણ જરાય નીચું નથી અને એજ રીતે ભક્તિથી પરમ પદ પામનાર પણ જરાય કનિષ્ઠ નથી ગણાતો.

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**
**भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥**

ભગવદ્ ગીતા. અ. ૧૨ શ્લો. ૭

**अर्थ**—તેવા મારી ભક્તિવાળાઓનો હે પાર્થ! આ જન્મેજ આ મૃત્યુમય સંસાર સાગરમાંથી હું વિના વિલંબે ઉદ્ધાર કરૂં છું.

પ્રશ્ન—શરીર નહિ હોય ત્યારે કર્મો ક્યાં રહેતાં હશે ?

ઉત્તર—સ્થૂળ શરીરનો નાશ થતાં પાપ અને પુન્ય સૂક્ષ્મ શરીરની સાથે લાગેલાં રહે છે.

પ્રશ્ન—શુભને અશુભ કર્મો કોણે નિમાર્ણ કર્યા ?

ઉત્તર—કાળ પુરૂષે. ( પોતાને મને ) મન એ નીરંજન છે.

પ્રશ્ન—ઇશ્વરને આ સૃષ્ટિજ શા માટે ઉત્પન્ન કરવી પડી?

ઉત્તર—જેમ રાત્રી પડતાં પોતાના માળામાં કે ઘરમાં આવેલાં પક્ષી કે મનુષ્યો દિવસ થતાંજ જેમ પોતાનાં સ્વાભાવિક કર્મોમાં લાગી જાય છે. તેમજ અનાદિ તરીકે ગણાતી માયા થાક લાગતાં ઈશ્વર રૂપ મામાં લીન થઈને થાક ઉતરતાંજ પાછી પોતાનાં કર્મોમાં લાગી છે. આમાં ઇશ્વરે પૃથ્વી ઉત્પન્ન કર્યાની વાતજ કયાં છે?

પ્રશ્ન—ભક્તિ કોને કહેવી?

ઉત્તર—ભગની પાર ઉતારે તે ભક્તિ!

અજ્ઞાની માણસને કર્મનાં બંધનોજ નડે છે! કોઈને સુખ-દુઃખનું કારણ પુછતાં તરત તે કહે છે કે મારાથી અમુક પાપ કે પુન્ય થયું હશે! આમ હુંપદ છે, ત્યાં સુધી કર્મનાં બંધન નાશ પામતાં નથી માટેજ જ્ઞાનની જરૂર છે જેને માટે શ્રીકૃષ્ણ અર્જુનને એ ત્રણ પ્રકારે ભગવદ્ ગીતામાં સમજાવતાં કહે છે કે,

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्म परमोभव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥**

ગીતા. અ. ૧૨ શ્લો. ૧૦.

અર્થ—અને અભ્યાસ કરવાને પણ અસમર્થ હોય તો પછી મારી પ્રાપ્તિ અર્થેજ કર્મો કરનારો થા. મારે માટે કર્મો કરવાથી પણ તું મોક્ષને પામીશ.

આટલું પણ જો તું નજ કરી શકે તો પછી આગળ કહે છે કે.

**अथैतदप्यशक्तोऽसि कर्तुमद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥**

ગીતા. અ. ૧૨ શ્લો ૧૧

અર્થઃ—જો તેમ કરવાને પણ તું અશક્ત હોય તો મારા યોગનો આશ્રય લઇ સર્વ કર્મનાં ફળનો ત્યાગ કરીને ધીમે ધીમે મનને વશ કર!

આમ શ્રીકૃષ્ણને અર્જુન જેવા સમર્થ યોગીને સમજાવવું પડે છે તો પછી આજ કાલના બેબદામના જ્ઞાનીઓની શી વાત કરવી!

કબીર મનસુરના ૧૩૬૦ મા પાનામાં આ બાબત કહ્યું છે કે—

નામ અને રૂપનો નાશ છે એ વાત સાચી છે પણ કંઇક આધાર તો મનુષ્યને ભકિત કરતી વખતે જોઇએ એટલે છેવટની એક વસ્તુ તો પકડવી પડેજ જો કે તે છેવટની પણ સાકાર વસ્તુ અસત્યજ છે. પણ ભકિતને નામ ને રૂપના આધારની જરૂર છે બાકી જગત જેમ જળમાં સમાસે જળ અગ્નિમાં, અગ્નિ વાયુમાં ને વાયુ આકાશમાં ને એમ અંતે સર્વ માયા ઇશ્વરમાં લીન થાય છે એટલે નામ કે રૂપનો આધાર લેતાં લેતાં છેવટે જ્યારે એ સ્થાને જઇ પહોંચીએ ત્યારે તેનો નાશ થાય છે. ને આમ અંતે ઇશ્વર પદ સુધી પહોંચાય છે. વળી જુઓ પાણીમાં રહેનાર કાચબો પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનાં અંગોનો સંકોચ કે વિકાસ કરે છે તેજ રીતે માયા જે સંકલ્પરૂપ છે તે પણ પોતાનો સંકોચ ને વિકાસ કરે છે. ને સૃષ્ટી સૃજે છે. એ પંચમહાભૂતોના રંગ અનુક્રમે આકાશનો વાદળી, વાયુનો લીલો, અગ્નિનો રાતો, પાણીનો શ્વેત અને પૃથ્વીનો પીળો રંગ કલ્પાય છે. જ્યાં માયાજ કલ્પનારૂપ છે તો પછી તેમાંથી ઉપજેલાં પંચ ભૂતોને તેના રંગો તો કલ્પિતજ કહેવાય. મહાત્મા પુરૂષો લખચોરાશીની ગણત્રી એવી રીતે કરે છે કે—જીવથી મન ઉત્પન્ન થયું. ને મનથી જયોતિ ઉત્પન્ન થઇ જ્યોતિથી ત્રણગુણ ઉત્પન્ન થયા. અને ત્યાર પછી લખચોરાશીની ગણત્રી થઇ છે. આ રીતે પણ જગતની ઉત્પત્તિની રીત ગણાય છે.

જગતનું કારણ શૂન્ય ( બીંદુ ) જે ઓંકારની ઉપર છે તેને અવ્યકત માયા કહે છે એટલે જગતનું કારણ આ બિંદુ છે. ને તેથી પર પરમાત્મા ગણાય છે. તેની પર કંઈ નથી. પ્રભુજ સર્વથી પર છે. એવું યજુર્વેદમાં લખ્યું છે વળી—

પ્રકૃતિ રૂપી વૃક્ષ ઉપર જીવાત્મા, પરમાત્મા રૂપી બે પક્ષીઓ બેઠાં છે. તેમાં જીવાત્મા પોતાની ઇચ્છાથી પ્રકૃતિનાં ફળો ( કર્મ ) ખાય છે ( કરે છે ) જ્યારે પરમાત્મા ખાતો નથી પણ જીવાત્માનાં કર્મોના સાક્ષી રૂપેજ રહે છે. તો આ પરથી પ્રભુ સાકાર છે એમ

તમે માનશો તો તેમ નથી. કારણ કે પ્રભુ સાક્ષાત્ જ્ઞાન સ્વરૂપ હોવાથી દરેકનાં કર્મનો સાક્ષી રહી શકે છે. તેથી કંઈ તે સાકાર નથી ઠરતો. દીપક જેમ ઘરમાં રહેનારનાં કર્મનો સાક્ષી છે આથી કંઇ તે સાકાર ન કહી શકાય તેમજ! સ્વેતા-સ્વતરોપનીષદમાં આ લખ્યું છે. પ્રેમ લક્ષણા ભકિત માટે ભાગવતમાં પણ કહ્યું છે કે, બ્રાહ્મણ કર્મથી વિમુખ બ્રાહ્મણના કરતાં પ્રભુ ભકત ચાંડાળ ઉત્તમ છે આમ ભાગવતે પણ ભકિતને પ્રાધાન્ય આપ્યું છે. વળી જુઓ મહાભારતમાં લખ્યું છે કે પાંડવોએ અશ્વમેઘ યજ્ઞ કર્યો હતો તે વખતે માહાન રૂષી મુનીઓ તથા પ્રભુ અવતાર રૂપે દ્વારકાના રાજા કૃષ્ણ જેને આ જગતના લોકો પ્રભુ તરીકે પુજે છે તે સર્વે હાજર હતા. પણ પ્રથમના નીયમ પ્રમાણે જે યજ્ઞ પુર્ણ થતાં શંખ વાગવો જોઈએ તે વાગ્યો નહી પણ જ્યારે સુપજ રૂપી નામે નરસીહ ભગત જમ્યા ત્યારેજ શંખનાદ થયો અને યજ્ઞ પુર્ણ થયો મનાયો. આને માટે એક સાખી પણ સાક્ષી આપે છે.

" જયાકી ધોતી અધર તપે, એસે મીલે અસંખ્ય,
પાંડવ કેરા યજ્ઞમાં, સુપજી આવી બજાવ્યો શંખ. "

આથી સીદ્ધ થાય છે કે ભક્તીમાં ઉંચ યા નીચનો ભેદ રહેતો નથી આવા બીજા અસંખ્ય પ્રમાણો આ જગતમાં છે તે જો તમો તપાસ કરશો તો મળશે માટે આમ પ્રેમલક્ષણા ભકિત સર્વથી શ્રેષ્ઠ મનાય છે. પ્રભુનો પ્રેમી ભકત પ્રભુમાંજ મળી જાય છે. આજે સંસારમાં જે પ્રેમનાં બંધનો જડાએલાં જણાય છે તે એક જાતની નકલ છે. સંસાર એ એક સમુદ્ર છે. તેમાં પ્રેમી લોકો મસ્ત થઇ મધરની પેઠે પડયા રહે છે તેને તણાઈ જવાની કે ડુબી જવાની જરાય બીક નથી હોતી જે સત્ય અંતઃકરણથી પ્રેમ કરી શકે છે તે તેના સાધર્મ્યપણાને પામે છે (પ્રભુના જેવી સ્થિતીને પામે છે) ને તેથી પ્રભુના પ્રેમી ભકતો સંસારમાં વિચરતા છતાં મસ્ત દેખાય છે. તેઓ પરલોકને પણ તુચ્છ માને છે, ને સંસારને નાશવંત સમજી તે તરફ પણ ઉદાસીનજ રહે છે. એવા સાચા પ્રભુ ભકતોની

કીંચિત્ વાસના પણ નથી રહેતી ને તેઓ આ મસ્ત દશામાં પોતાનું દેહભાન ભુલીને વિદેહ દશાને પામે છે. કહો કે તે ઇશ્વર રૂપ બની જાય છે. એમ કહેવામાં લેશ પણ ખોટું નથી.

## સાલ ગણવાની સમજ.

પ્રથમ વિક્રમનો સંવત્ ચાલ્યો તે પછી ૫૬ વર્ષે ઇસ્વી સન ચાલ્યો અને તેના પછી ૭૮ વર્ષે શાલીવાહનનો શક ચાલ્યો છે.

(કબીર મનસુરના ૭૦૧ ને ૭૦૨ પાનાંમાંથી જોઈ તો સાર લીધો છે.)

લખચોરાશીની યોનીમાં સર્વે જીવ પોતાના કર્મ અનુસાર સુખ દુઃખ ભોગવે છે. દરેક જીવને પોતાના કર્મ પ્રમાણે સ્વભાવને સ્વરૂપ મળે છે. ને જ્યાં સુધી મુકિત મળતી નથી. ત્યાંસુધી દરેક જીવો આમ રખડયા કરે છે. એ ચોરાશી લાખના જીવોના પડેલા ભાગ વિચારીએ.

૯ લાખ યોનીના જીવ જળના છે.
૧૪ „ યોનીના જીવ પક્ષીના છે.
૨૭ લાખ યોનીના જીવ કીડી, મંકોડી આદિના છે.
૩૦ લાખ યોનીના જીવ સ્થાવર છે.
૪ લાખ યોનીના જીવ મનુષ્યના છે.

૮૪ કુલ્લે ચોરાશી લાખ યોની થઈ.

આમાં કેવળ મનુષ્યયોનિની મુકિત થાય છે. કારણ કે બીજી યોનીઓનાં પ્રાણીમાં જ્ઞાન નથી હોતું ને હોય છે તો તે અલ્પ. ને મનુષ્યોમાં સારા સાર વિચારનું સંપૂર્ણ જ્ઞાન હોય છે ને તેથીજ નિષિદ્ધ કર્મનું તેમને પાપ લાગે છે. આ બધી યોનીઓને ચાર બીજા ભાગમાં વહેંચવામાં આવી છે.

(૧) ઈંડજ (૨) સ્વેદજ (૩) ઉદ્‌ભીજ્જ (૪) જરાયુજ. આમાં ઈંડજ એટલે ઈંડાંમાંથી ઉત્પન્ન થતાં પ્રાણીઓ. સ્વદેજ એટલે પરસેવાથી થતાં જું, ચાંચડ, માંકડ. ઉદ્‌ભીજ્જ એટલે સ્થાવર જેવાંકે ઝાડા, લતા, છોડ, જરાયુજ એટલે મનુષ્યો.

આમ પણ ચાર પ્રકાર છે. આમાં મનુષ્ય ( જરાયુજ ) યોનીની જાગ્રત અવસ્થા ગણાય છે ને બીજી ત્રણેની સ્વપ્નાવસ્થા ગણાય છે. એટલેકે જેમ જાગ્રત અવસ્થામાં કરેલું કર્મ બંધન કરે છે ને ફળદાતા બને છે ને સ્વપ્નાવસ્થાનું કામ ફળદાતા નથી બનતું તેમ મનુષ્ય યોનીનાં કર્મો બંધન કર્તા છે ને બીજી યોનીઓનાં કર્મો બંધનકારક નથી. માટે મનુષ્યા દેહને સાચવી લીધો તો તો બેડો-પાર છે નહિતર પછી તમારે પણ એ બીજી યોનીયોની સાથે કુટાવું પડશે. ને આમ તે દરેક યોનીના નીભાવ માટે પ્રભુએ અનાજ, ઘાસ, પાણી, ફળ, ફુલ ને પાંદડાં, માટી વગેરે બનાવેલું છે. જે ખાઇને દરેક યોની જીવી શકે છે કેટલાંક એકલી હવા ઉપરજ જીવન ગુજારે છે, હવે સૃષ્ટીના બે પ્રકાર જણાવીયે છીએ. એક સૃષ્ટી જળથી ઉત્પન્ન થાય છે જ્યારે બીજી વીર્ય ને લોહીથી થાય છે. આમાં જળથી ઉપજેલી સૃષ્ટિ શુદ્ધ છે ને બીજી અશુદ્ધ ગણાય છે. જળની સૃષ્ટીથી અનાજ, વૃક્ષ, ફળ વગેરે બને છે જ્યારે બીજી સૃષ્ટીથી પશુ, પંખી વગેરે પ્રાણીની ઉત્પત્તી થાય છે.

મુસલમાનભાઇઓને નીમાઝી કહેવાય છે તેઓ પીસાબને અંતે પોતાનાં વસ્ત્રમાં પીસાબનું એક ટીપું પણ ન પડે તે માટે ઢેફુ કે માટીનું રોડું લે છે, હિંદુઓમાં ઘણા પાણીથી શુદ્ધિ કરે છે. એટલેકે જેથી તે વસ્ત્ર અપવિત્ર ન થાય ! જો આમ મૂત્રનું એક ટીપું વસ્ત્રને અપવિત્ર કરી ઇશ્વથી દૂર રાખી શકે છે તો પછી માંસને મદીરા ભક્ષણ કરીને ભકિત કરનારાઓ કઇ રીતે પ્રભુને પામે એ જરા બતાવશો ?

આમ કર્મ ભ્રષ્ટતાથી મલીન થએલ હૃદયોમાં પ્રભુનો પ્રકાશ આવીજ નથી શકતો, જેમ એક ફાનસના મેસથી કાળા થએલા

કાચમાંથી ગમે તેવી મોટી વાટ કરવા છતાં દીવાનું તેજ ઝાંખુંજ પડે છે ને સાફ કાચમાંથી થોડા પ્રકાશનું પણ ખૂબ અજવાળું દેખાય છે અથવા એક ખૂબ ગંદા મકાનમાં ગમે તેટલો ધૂપ કરો છતાં જેમ તેની વાસ નથી આવતી ને સારા મકાનમાં થોડા ધૂપની વાસ પણ મધમધી ઉઠે છે તેજ પ્રમાણે એવાં મલીન હૃદયોમાં જ્ઞાનનો પ્રકાશ પડી શકતો નથી ને તેથી તે વધુને વધુ એવાં હિંસક કર્મો કરી ઈશ્વર વિમુખ થતા જાય છે ને અંતે પાષાણ હૃદયી થઈ પર્વત જેવાના અવતારને પામે છે. જેને માટે ભગવદ્ ગીતામાં કહ્યું છે કે–

**तथाप्रलीनस्तमसि मूढयोनिषु जायते ।**

**अर्थः**–અને તમસ ( અજ્ઞાન ) ની પ્રબળતામાંજ જેનો દેહ નાશ પામે છે. તે મૂઢ યોનિમાં જન્મ ધારણ કરે છે. આમ સર્વ ચરાચરમાં વ્યાપેલો એકજ આત્મા હણાવાથી ગુણનાં બંધને દુઃખ પામે છે જેમ જગતમાં આપણે રાજા, પ્રજા, વગેરે બનાવીએ છીએ અને તે પ્રજાના સુખને ખાતરજ ! તેમ ઇશ્વરે મનુષ્યને દરેક યોનીનો રાજા બનાવ્યો છે તેજ ઉઠી ને જ્યારે આવો અન્યાય કરે ત્યારે પછી. શું થાય !

ભલે એ માંસ મદિરા ખાનાર આ જગતના વ્યવહારમાં માનીતો ગણાય પરંતુ પારલૌકિક જ્ઞાનને માટે તો તે નાલાયકજ છે. મદિરા પોતાનાજ નહિ પણ પોતાના કુળની પણ નાશક બને છે. કૃષ્ણના પુત્ર સંભુકોમારે મદીરાના નીશામાં પોતાના ગુરૂરૂપ દુર્વાસામુનીની હાંસી કરીને તેમાં આખા યાદવ કુળના નાશનું ફળ મળ્યું.જીવતે પણ એ માણસ મુઆ બરાબરજ છે. કારણ કે તે નિર્બળ થાય છે ને વેદમાં લખ્યું છે કે **नायमात्माबलहीनेनलभ्यः ।** નિર્બળને આત્મજ્ઞાન દુર્લભ છે. ને આ નબળાઇમાંથી અનેક રોગો જન્મ પામે છે ને રીબાઇ રીબાઇને મરે છે. એવા મલીનથી. ભકિતજ દસ ગાઉ ભાગે છે ને ભકિતજ ન થાય તો મુક્તિ તો કયાંથીજ સંભવે. કારણ કે એક ઠેકાણે લખ્યું છે કે "cleanliness is next to godliness. પવિત્રતા એજ પ્રભુતાનું બીજું પગથીયું છે. એટલે જે મોક્ષ માગી છે તે તો મલીન નજ સંભવે! આમજ જીવ પોતાના આત્મ સ્વરૂપને ભૂલી પતીત થયો. ને નકલમાં ફસાયો ને નાના પ્રકારની કલ્પનાઓને નિશ્ચયો કરવા લાગ્યો. એ સમજાવવા નાના

પ્રકારની વાણીઓ થઇ જેવી કે રોચક ( રૂચિકર ) ને ભયાનક (બીક લાગે તેવી) યથાર્થ એટલે જે સત્ય છે તે વગેરે શીવ, બ્રહ્મા, સનકાદિક વગેરેએ બનાવી છે. ને આથીજ જીવ જન્મ મરણુ રૂપ ગભરામણુમાં પડયો છે. એમાંથી છૂટવાને તેણે ॐ ( અ. ઉ. મ ) श्रौं, रं, सौं, हें, ह्रीं, क्लीं, અથવા બીજી રીતે અ, ય, વ, મ, ર, લ, એ સાત બીજ આશાને તૃષ્ણાથી ઉત્પન્ન થયાં. ( કર્યા ) એની સાત શાખાઓ છે. કર્મ, ઉપાસના, યોગ, જ્ઞાન. ઉત્પત્તિ, સ્થિતિ ને નાશ ને આ દરેક શાખાની પણુ સાત સાત શાખાઓ છે, ને આ બધામાંજ જીવ ગુંચાયા કરે છે. આપ પોતાનાં કર્મોથીજ પોતે બંધાય છે ને ત્રણુ લોકરૂપી કારાગ્રહમાં કેદ થાય છે. કે જેનો અધિપતિ ધર્મરાજા ( યમરાજ ) છે. તે અપરાધિઓને કર્મ રૂપી શૃંખલાઓ નાંખી તેને માતાના ગર્ભ રૂપ કુંડમાં ઉંધે મસ્તકે રાખવાની સજા કરે છે. ને ત્યાં જીવ પોતાના કર્મને પશ્ચાત્તાપ કરી હાય હાય કરે છે. આમ એક ક્ષણુનો પણુ સાચો પશ્ચાત્તાપ માણુસને શુદ્ધ જ્ઞાન અપાવે છે ને તેના પ્રકાશમાં મનુષ્ય ઇશ્વરનાં દર્શન કરે છે ને તેને સર્વોપરિ તરીકે જાણી તેની પ્રાર્થના કરે છે ને ભાગવતમાં જણાવ્યા પ્રમાણે ભાતભાતનાં પ્રભુને ભજવાનાં વચનો (કોલ) આપી અંતે મૃત્યુ લોકમાં અવતાર પામે છે ને અહીં આવતાંજ વીષયવાસનામાં પડે છે ને પોતાનાં વચનો ભૂલી જાય છે ને અંતે પહેલાંની સ્થિતિ પ્રાપ્ત થાય છે. આમજ રેંટની પેઠે જન્મ મરણુ ચાલ્યા કરે છે. માટે ભાઇઓ પોતેજ પોતાના મિત્ર શત્રુ હોઇ પોતાનું સુધારી લ્યો ને સત્યજ્ઞાન પ્રાપ્ત કરવા માટે કમર કસો ! સ્વામી વીવેકાનંદના શબ્દો પ્રમાણે **उत्तिष्टत, जाग्रत, प्राप्यवरान्निबोधता,** ઉઠો જાગો અને તમારા અંતિમ ધ્યેય (મોક્ષ)ને મેળવવા કમર કસો!

જગતની ઉંધે માર્ગે વળેલી પ્રજાને મારા હૃદય બળમાં પ્રૌત્સાહન આપનારી શ્રી ગુરૂ પ્રસાદી તરીકે મળેલી સામગ્રી સપ્રેમ નીવેદન કરૂં છું તે મનન કરી તેમાંથી સનમાર્ગદર્શક અનંત પ્રકારો છે તે પૈકી ક્ષીર હંસ ન્યાયે વાંચક વૃંદ ગ્રહણુ કરશે, એટલે મારા દ્વારા થયેલો શ્રમ હું સફળ માનીશ એજ અભ્યર્થના અત્રે લેખીની વીરમે છે. ઇતિ શીવમઃ ॐ તત્સ **दीति**

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# મળેલું.

## શ્રી સતગુરૂ દેવશ્રી જે.

શ્રી સદગુરૂ ભાવ સ્વામીના શીષ્ય પટેલ મનોરદાસજીના બનાવેલાં પંદર તીથીઓનાં પદોનો પ્રશ્ન પૂછનાર ગામ કારવાણના સેન ભગત બાપુભાઈ ભાઇજીભાઇ અને તે પંદર તીથીઓના ઉત્તર કેહેનાર ગામ મેનપુરાના સેન ભગત માધવદાસ હીરાભાઇ.

### ઉત્તર

પડવા તીથીમાં જ્ઞાન કહેલું એમ સમજાય છે કે—આદ્ય અનાદી સુન્ય પર સતસાહેબ અખંડ અનામી એકલાજ હતા. તેમણે સત્ય સંકલ્પથી અનંતખંડ બ્રહ્માંડોની રચના રચી છે. તે કેવી કે સુન્યમાં પાંચ માત્રા ઉત્પન્ન કરી પ્રથમ શબ્દ માત્રાનું આકાશ થયું ને શબ્દ તે આકાશથી સ્પર્શમાત્રા વૃદ્ધી થવાથી પવન ઉત્પન્ન થયો ને આ ત્રણની ત્રીપુટી મલતાં રૂપ માત્રા વૃદ્ધી પામતાં તેજ એટલે અગ્ની ઉત્પન્ન થયો. હવે ઉપલાં તત્વો ભેગાં થતાં રસ માત્રા ઉત્પન્ન થઇ તેથી જલ થયું, ને હવે એ તત્વો ભેગાં થતાં ગંધમાત્રા વૃદ્ધી પામતાં પૃથ્વી ઉત્પન્ન થઇ. એ રીતે સુન્યનો પરીવાર હું લઘુ જનની અલ્પ ગતીમાં સાર સમજાયો તે કહ્યો છે. એવા અનંત શક્તીમાન અખંડ અવીનાસીને પીછાનવા નવ લીંગ વાસના એટલે પંચ વીષયો ને ચાર અંતઃકરણ તેનાં નામ નાદ, રૂપ, ગંધ, રસના, ને સ્પર્સ એ પંચ વીષયો અવળા ચાલે છે તેને ગુરૂગમથી સવળા કરી માયા વાસનાઓ છોડાવવી ને સત્ય મારગે ચલાવવા ત્યારે પંચ વીષયોની વાસના છૂટે છે. હવે ચાર અંતઃકરણો એવાં સમર્થ છે કે મન, બુદ્ધિ, ચીત અને અહંકાર તેમની સમરદ્ધી

અખીલા બ્રહ્માંડમાં વાપીક થઇ રહી છે એમને ગુરૂ ગમે સત મારગે ચલાવી તુરીઆ અવસ્થાને લાવી ગુરૂગમથી લક્ષારથ ભજન કરવાથી ચાર અંતઃકરણોની વાસના છૂટે છે. આ નવ લીંગ વાસના છોડી પારાપાર જતાં સત્ય સાહેબ સત્ય સ્વરૂપે ઓળખાય છે. એવું સત્ય સ્વરૂપ ઓળખવાને વાસનાઓનું બીજ બાળવાને સતગુરૂને શરણે જાવ ને અબાધ જ્ઞાનની ગુરૂગમ લઈ ત્રણ દેહ છોડી ચોથા દેહમાં રહી લક્ષા લક્ષી જહદાજહદી ભેદ સમજી રૂપઅરૂપમાં એકમેક થવા અહોનીશ વરતો ત્યારે વાસના બીજ બાળી જનક રાજાની પ્રમાણે વીદેહી કહેવાય.

હવે બીજ તીથીને વીષે બીજનું જ્ઞાન કેવી રીતે સમજવું તે વીષે દૃષ્ટાંત કહું છું તે વીચારો. જેમ આંબાના ફળમાં આંબો રહ્યો છે તે કોઈ દેખતું નથી કેરીને ઉપર છોડું બીજો ગરભ ત્રીજાં રૂસ્ટાં ચોથું કઠણ છોતરૂં ને પાંચમુ અંતરપડ સહીત ગોટલી ને છઠું એક છેડે અંકુર છે તે ઘણું ઝીણું છે. પરંતુ આંબાના વૃક્ષની સર્વ સમરદ્ધીએ અંકુર રૂપી બીજ કયાં ભરેલી છે તેવી રીતે મનુષ્યની કાયામાં પાંચ દેહો રહેલા છે તે કેવી રીતે તે કહીએ છીએ. પ્રથમ સ્થુળ દેહમાં અઠાવીસ મોટાં ને બીજાં સુક્ષ્મ મળી છન્નું તત્ત્વોનો બંધાયો છે. તેમાં પૃથ્વી આગેવાન છે.તે તત્ત્વોને પવીત્ર રાખવા સતપુરૂષો છન્નું તારની ઉપવીત (જનોઈ) રાખે છે. ને સતરૂગુરૂનો મહા મંત્ર બે હજાર એકસો ને સાઠ જાપ જપે છે. હવે બીજો સુક્ષ્મ દેહ અડતાળી તત્વોની લીંગ વાસનાનો છે. તેમાં જલ તત્વ આગેવાન છે. તે દેહને પવીત્ર રાખવા સતપુરૂષો કરન્યાસ, અંગન્યાસ કરી તેર તીલક ધારણ કરી ઉપર કહેવા પ્રમાણે ત્રણ કાળમાં મંત્ર જપી ત્રીકાળ સંધ્યા કરે છે. હવે ત્રીજો કારણદેહ ચોવીસ તત્ત્વોની ત્રષ્ણાનો બંધાયો છે. તેમાં અગ્ની તત્ત્વ આગેવાન છે તેને શાન્તી પમાડવા પાંચમી ભોમીકામાં રહી દશ પ્રણામ ને શાંન્ત કરવા બાવન પ્રણામ કરવા. ને ઉપર કહેવા પ્રમાણે માહા મંત્ર જપી ત્રીકાળ સંધ્યા કરી

અહોનીશ પરમ ગુરૂના જ્ઞાનનું ચીંતવન કરી સેજ સમાધીવાન રહેવું. હવે ચોથી મહાકારણ દેહ છે. તે બાર તત્ત્વોની આસાનો બંધાગો છે તેમાં વાયુ તત્વ આગેવાન છે. તે આસા અનાસીપદ પામવાની છે તેની સતક્રીયા કરવા સતપુરૂષો છઠી ભોમીકાનું વરતમાન કરી તુરીઆ અવસ્થામાં રહી માહામંત્ર વડે ચૈતન ચીંતવન આઠે પહોર કરે છે. હવે પાંચમો પરમકારણદેહ છે. તત્વોનો સત્ચીદાનંદ સ્વરૂપ છે તેમાં પરમ વીસેશ સત્તપુરૂષો સાતમી ભોમીકાનું વરતમાન કરી પોરક, કુંભક, રેચક, પ્રણવની ગતીયે કરી અખીલાબ્રહ્માંડ વીચરણ કરી અખંડ અવિનાસીમાં એકમેક થઇ દુવાદસમાં આવી અહોનીશ રહે છે. તે અંસને સદ્બીજનું ચીંદ અંકુર આતમ અંસ એ બેની એક વૃત્તી થતાં સરવે સ્ફુરણા થાય છે.

હવે ત્રીજ તીથી વીષે જ્ઞાન કેવું કહ્યું છે તેનો ગુરૂગમથી વિચાર કરી કહીએ છીએ તે સાંભળો.—ત્રણ ગુણ તેમાં પહેલો રાજસગુણ તેના બ્રહ્મા દેવ માહાસુન્યમાં રહી સરવેને વૃદ્ધી પમાડી રહ્યા છે ને ચોમાસાની રૂતુ એમની છે તેથી સરવેને ઉત્પન્ન કરી સરવેનું ભરણ પોષણ કરવા સરવે વસ્તુ ઉપજાવી છે. ને હવે એ સરવેમાં કેવી રીતે વાપીક છે તે કહીએ છીએ. સરવે જીવોનું જ્યાં ઉપસ્થ સ્થાન છે ત્યાં રજોગુણ ભાસથી સરવેને ઉત્પન્ન કરી રહ્યા છે એ રીતે અખીલાબ્રહ્માંડમાં વ્યાપીક છે. બીજો સાત્વીક ગુણના શ્રી વીશ્નુદેવ માહા સુન્યમાં રહી સરવેનું પાલણપોષણ કરી રહ્યા છે એમની રૂતુ સીઆળાની છે તેથી સરવેને શાંત પમાડી રૂષ્ટપુષ્ટ બનાવે છે. ને સરવેની નાભી સ્થાને ભાસ રૂપે રહી સરવેના પીંડને પોષણ આપી રહ્યા છે તેથી તે સરવે વ્યાપીક કહેવાય છે. ને શ્રી વીશ્નુ ભગવાન, યુગે યુગે અવતાર ધારણ કરી દુષ્ટોનો સંહાર કરી ધર્મનું સ્થાપન કરે છે તેથી તેમને અખીલા બ્રહ્માંડના જીવો ભજે છે. હવે ત્રીજો તમોગુણના શ્રી માહાદેવ માહાસુન્યમાં રહી સરવેને પરીપક્વ કરી અંત લાવે છે. એમની રૂતુ ઉનાળાની છે તેથી તેજોમયે કરી

સરવેને ગ્રેહ ઉપજાવે છે ને સરવેના કંઠસ્થાનમાં રહી સરવે કામની સ્ફુરણા કરે છે તેથી તે સરવે વ્યાપીક કહેવાય છે. માટે જ્યાંથી ઉપજે છે ત્યાં સમે છે. માટે અખીલ બ્રહ્માંડમાં અનંતઅંસો એ ત્રણે દેવોએ ઉત્પન્ન કર્યા નથી. એવું સત પુરૂષોનું ને વેદોનું કહેવું છે. માટે સરવે દેવોને ચાર ખાણના સરવે જીવો તે સરવેના ઉત્પન્ન કરતા સતકૈવલ પરમેશ્વર છે—હવે અકર્તાનો અર્થ એવો છે કે જેમ ચક્રવૃત્તી રાજા રાજ અમલના સરવે કાયદા બાંધી અમલદારોને સોંપી દે છે તે મોટા અમલદારો તથા નાના અમલદારો સરવે મળી રાજાનો અમલ ચલાવી રહ્યા છે. તેવી રીતે પરમેશ્વરે અખીલબ્રહ્માંડમાં અનંત નીયમ અનુસારો બાંધી પરમ વીશેષ અંસ દેવો તથા વીશેષ અંસ દેવો એ સર્વેને અખીલબ્રહ્માંડના નીયમ અનુસાર ચલાવવા સરવે દેવોને સોંપી પીંડ તથા બ્રહ્માંડથી ન્યારા અવીગત સ્વરૂપે રહ્યા છે તેથી અકર્તા કહેવાય છે. હવે પંચ તત્વોના વૈરાટમાં ચૌદ મોટાં બ્રહ્માંડોની આદ લઇને નાના અનંત બ્રહ્માંડો તે સરવેમાં દેવોને ચારે ખાણના જીવો સરવે માયામાં છે તેથી તે કલ્પ સમયે નાશવાન થવાનું છે અને એકલાજ અખંડ અવીનાસી છે એવા પ્રભૂને ઓળખવા પરમ ગુરૂને શરણે જઈ એમના સંતો પાસે જ્ઞાન ગુરૂગમ લેશો. ત્યારે ઓળખાશે. પછી એવા ભગવાનનું ભજન કરી અવીચળ પદ મેળવી સદાયે સુખ લેશો ત્યારે પાંચે પ્રકારના મોક્ષને સમજશો.

હવે ચોથી તીથીને વીષે મનોર સાહેબે કેવું જ્ઞાન કહ્યું છે તેનો વીચાર કરતાં એવું સમજાય છે કે વેદો એટલે કઇ રકમને વેદો કેહેવાય ને શી રીતે ઉત્પન્ન થયા. ત્યારે વાણીથી વેદ થયા ત્યારે વાણી સાનાથી થઇ. હવે વીચારતાં એવું સમજાય છે કે શ્રી બ્રહ્માદેવના પ્રણવથી ચાર વાણી થઇ. તે કઇ કે પહેલી પરાવાંણીનો અથર્વવેદ, બીજી પ્રસ્યંતીવાંણીનો શામવેદ ને ત્રીજી મધમાવાણીનો અજુરવેદ ને ચોથી વીખરીવાણીનો રૂગ્વેદ એ રીતે ચાર વેદ થયા છે. હવે તે ચારે વેદોનાં સીદ્ધાંત જુદાં જુદાં છે. એ ચારે સીદ્ધાંત જુદાં

જુદાં સ્થાપવાનું કારણ એ છે જે પ્રથમ પ્રણવથી સુક્ષમવેદનો ૐ. શબ્દથી બ્રહ્મા જ્ઞાન કહેતા તેથી એમના પુત્રો સનકાદીકની આદ લઇ સરવે સન્યાસી થઈ ગયા. તેથી સૃષ્ટી રચાઇ નહીં એટલે માહે-શ્વરને બ્રહ્માએ પૂછયું કે હવે કેવી રીતે સૃષ્ટી રચવી ત્યારે શ્રી માહે-શ્વરે કહ્યું કે એ પાંચમા વેદનું જ્ઞાન બંધ કરો ને ચાર વાણીના ચાર વેદો રચો ને ચાર પ્રકારનું જ્ઞાન સ્થાપન કરો ને તે જ્ઞાન તમારા પુત્રોને ભણાવો તેથી સૃષ્ટી રચાશે ત્યારે બ્રહ્માદેવે ચતુર મુખે ચાર વાણીના ચાર વેદો રચ્યા ને તે જ્ઞાન મનુ પુત્રને શીખવ્યું ત્યારે સૃષ્ટી રચાઈ છે. માટે અખીલબ્રહ્માંડ રચનાર અને અનંતને ઉત્પન્ન કર-નાર તો સત કૈવલ પરમેશ્વર છે. આવું સત્ય સાચુ સીદ્ધાંન્તતો પાંચમા સુક્ષમવેદમાં રહ્યું છે આવું સાચુ જ્ઞાન જાણવા સાચા સદ્દગુરૂને શરણે જઇ ચાર અવસ્થાને ઓળખી પાંચમી અવસ્થાની રીત જાણો ત્યારે સમજાશે નહી તો સુન્ય જેવો અજાણ છે. તે અખંડ રામજીના જાંણે એધાંણ—માટે આ અનંત રચના રચનાર છે તેને ઓળખો ને તેમને આધીન અહોનીશ રહી સમરો ત્યારે સદાયે સુખ પામશો. આ અનંત વીવીધ પ્રકારની રચના એની મેળે આપો આપ થઈ નથી કે બ્રહ્મથી થઈ નથી ને જો આપો આપ થતું હોય તો આ-પણે દુઃખ ટાળી સુખ લઈ લઈએ માટે કર્તાના કરેલામાં સર્વે વર્તે છે. આપણાથી નવીન કીંચીત બની શકે તેમ નથી ને વળી જો બ્રહ્મથી થતું હોય તો મરેલાં સબ (મુડદાં) કેમ સજીવન થતાં નથી. કેમકે બ્રહ્મ ચરાચર વ્યાપીક છે ત્યારે શું સબ (મુડદાં) ને નહી અડતો હોય. ને જો ના અડતો હોય તો ચરાચર વ્યાપીક કહેવાય નહી, માટે બ્રહ્મથી કસુએ ઉત્પન્ન થતું નથી ત્યારે બ્રહ્મ શી વસ્તુ છે. બ્રહ્મ કોને કેહેવો ચૈતન્ય શી વસ્તુ છે ચૈતન્ય કોને કહેવો ને વળી આત્મ અંશ કોને કહેવો ને કઇ ઠેકાણે છે ને તેને કેવી રીતે ઓળ-ખવો સરવે વ્યાપીક કેવી રીતે સમજવો. ને એકદેસી કેવી રીતે સમજવો. હવે ચાર અંતઃકરણો, મન, બુદ્ધી, ચીત, અહંકાર એ

ક્યાંથી ઉત્પન્ન થયાં છે. એ ક્યાં રહે છે આ સરવે જ્ઞાન વીભૂતી. જાણુવા શ્રી સદ્દગુરૂને સરણે જઇ અવસ્થાઓ ચાર. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ ને તુરીઆ. એ સરવેનાં અધીષ્ટાન ભેદ સમજી લક્ષારત ભજન કરી ઉનમુની અવસ્થાની સદ્દગુરૂ પાસે ગુરૂગમ લ્યો ને તે અસ્થાને અહોનીશ રહેવા શીખો ત્યારે સરવે સીદ્ધાંન્ત સમજી અવીનાશીને ઓળખશો આવું મનોર ભકતનું ભારે વચન ગુરૂ ગમથી સમજાશે.

હવે પાંચમ તીથી વીષે મનોર સાહેબ શું કહે છે તેનો વીચાર કરી કહીએ છીએ—પંચ ભૂત એટલે પાંચ તત્વો. પૃથ્વી, જલ, અગ્ની, વાયુ, અને આકાશ. એ પાંચ તત્વોનો એક રસ કરી હીર્ણ્ય-ગર્ભની જુગ્તીએ સરવે સમરથી પોખી અને સત કેવલ કર્તાએ સંકલ્પ વડે સરવે સૃષ્ટી રચી છે તે ચારે ખાંણ. જરાયુ, ઇંડજ, સ્વેદજ ને ઉદ્દભીજ એ ચારે ખાંણુના ચોરાસી લાખ તનુ રચ્યાં છે. તેમાં એકમાંથી અનેક થયે જાય છે એ જડવત બીજમાં આત્મ પોખ્યો ત્યારે સચેત થાય છે તે કેવી રીતે કે જેમ સુર્ય આકાશમાં હોય છે પણ સુર્ય કાચ ધરવાથી અગ્ની નીચે ઉત્પન્ન થાય છે. તે અગ્નીને જે જણુ જ્યાં લઈ જાય છે તેવું કામ કરવું પડે છે. કોઈ માણુસ અગ્નીને હોમ હવનમાં લઈ જાય તો ત્યાં શુભ વસ્તુઓ આહાર કરે છે ને ત્યાં પોતે પુજાય છે. ને વળી કોઇ માણુસ અગ્ની ને રસોઇખાનામાં લઇ જાય છે ત્યારે ત્યાં લાકડાંનો આહાર કરવો પડે છે. વળી કોઇ મુડદાં દહન કરવા લઇ જાય છે. આ દ્રષ્ટાંત ઉપરથી સીદ્ધાંન્ત સમજો કે એ ત્રણુ કામ ઉત્તમ મધ્ય અને કનીષ્ટ કર્યાં તેમાં સુર્યને શો દોષ આવ્યો. એ ત્રણે ક્રીયામાન અગ્નીને સ-હૅન કરવું પડયું એ રીતે પરમેશ્વર પાંચ તત્વો પાર ન્યારા છે તેથી એમને કશો દોષ લાગતો નથી. આ ઉત્તમ, મધ્યમ ને કનીષ્ટનાં સુખ દુઃખો પાંચ તત્વોમાં રહેલો આત્માને જ્યાં લીંગ વાસનાઓ લઇ જાય છે ત્યાં તેવાં તેને ભોગવવાં પડે છે. માટે પાંચ તત્ત્વોમાં જેટલું

રૂપ દરશાય છે તે સાત પાતાળથી તે પૃથ્વી સુધી અને પૃથ્વીથી આકાશ સુધી સઉસઉની અવધી પ્રમાણે નાશવાન છે માટે તેમાં કોઇને પરમેશ્વર કહેવાય નહીં માટે એવા અનંત બ્રહ્માંડાધીશ સકર્તા પરમેશ્વરને ઓળખવા શ્રીમંત પરમગુરૂને શરણે જઇ એમના સંતો પાસે જ્ઞાન ગુરૂગમ લઇ ઓળખો એટલે તે સ્વરૂપ સમજતા પાંચ તત્વોના પ્રકાશવાળાં સ્વરૂપો પ્રલ્યે થાય છે. હવે રૂપનો વીચાર કરતાં આદ્ય અખંડ સકર્તા પરમેશ્વર સર્વેથી ન્યારાને સર્વે પ્રકાશ છે તે વીષે દ્રષ્ટાંત કહુ છું–જેમ સુર્યનો પ્રકાશ બધે વ્યાપીક છે તે પ્રકાશમાં અખીલ જગતના જીવો હલણુચલણુ કરી રહ્યા છે તેથી સુર્યને સર્વે જીવો એકમેક કહેવાય પણ સ્વરૂપે તો જુદાજ છે એવી રીતે પરમેશ્વરનો પ્રકાશ બ્રહ્મ અખીલબ્રહ્માંડમાં ચરાચર રહ્યા છે તેથી સર્વે આત્મા અંસોને અવિનાશી એકમેક ગણાય છે પણ અરૂપ રૂપ અને સ્વરૂપે તો જુદાજ છે. જેમ સુર્યનો અંસ અગ્નીને દીવો વસ્તુતાએ ઉનાશપણામાંતો એકજ છે પણ સ્વરૂપે એકમેક કહેવાય નહી, વળી જેમ પીતાને પૂત્ર અંતરવૃત્તી એકમેક છે પણ દેહ ઘાટે જુદાજ છે, વળી જેમ રાજાને રૈયત અમલમાં એકમેક છે પણ સ્વરૂપે સર્વ જુદાજ છે, વળી જેમ ક્રીયામાન કરનારા વેપાર ખેતીને કારીગરી કરે છે તેમાં વેપારોના અનેક પ્રકારોથી શેઠ જુદા જુદા છે ને અંતર વૃત્તીઓ એકમેક છે, વળી ખેતીવાડીના અનેક વાવેતરથી ખેડુત જુદાજ છે ને અંતરવૃત્તીએ સરવેમાં એકમેક છે માટે જેટલું રૂપ દ્રષ્ટીમાં આવે છે એટલું નાશવંત છે. તેથી રૂપ–અરૂપથી ન્યારા પરમેશ્વર અખંડ અવીનાસી છે. તે પદ પામવા સદ-ગુરૂના દાસ થાવ. જેમ માહાસાગરનું જળ મેઘ દ્વારે થઇ વીલ-સાઈ ગયું છે તે સર્વે ઠેકાણે પડયું. તે ખાબોચીયાં, ને સરોવર કુવા વાવ અને સરીતા સર્વેમાં જળ રૂપે તો એકજ છે પણ વીભાગે જુદું જુદુ ભીન્ન ભીન્ન થઇ ગયું છે.

તે માહાસાગરને કેવી રીતે મળે. જો ખાબોચીયાનું જળ મોટી

ખાડીનો સંગ કરે ને મોટી ખાડીનું જળ સરોવરનો સંગકરે ને સરોવરનું જળ સરીના (નદી)નો સંગ કરે ને સરીતાનું જળ ઉપ-સાગરનો સંગ કરે અને ઉપસાગરનું જળ મહાસાગરમાં સમાય ત્યારે જ્યાંથી આવ્યું ત્યાં સમાયું કહેવાય. એવી રીતે જગતના જીવો જ્ઞાની સંતોનો સંગ કરે ને તે સંતો માહાત્મા પુરૂષોનો સંગ કરે ને મહાત્મા પુરૂષો માહાજ્ઞાની અનુભવી બ્રહ્મવેતા સતપુરૂષો સદગુરૂ દેવનો સંગ કરે ને તે સદગુરૂ દેવ પરમ વીશેષ પરમહંસ અનંત પરમજ્ઞાની અનંત અનુભવી અનંત ઐશ્વર્યવાન બ્રહ્મનીષ્ટ પરમ ગુરૂનો સંગ કરે તો તેનો પાંચમી મુક્તીએ અખંડ અવિનાશી પરમેશ્વરમાં સમાસ થાય છે. આવી રીતે સદગુરૂના દાસના દાસ થવાય ત્યારે અવીનાશીમાં સમઇ મોક્ષ કહેવાય.--વળી કોઇને સંશય થાય કે આત્મા સ્વરૂપે તો એકજ છે તો તે ખરૂં કે ખોટું. હા. સ્વરૂપે એકજ છે પણ સમજવું ફેર છે. જેવું કે જળ તો એકજ હતું પણ ધાટે કરી જુદુ પડયું હતું તે જેવો ધાટ તેવો ગુણ થઇ ગયો તેથી અપવિત્ર કહેવાયું. તે પવીત્ર જળનો સંગ કરવાથીજ પવીત્ર થશે એની મેળે કદાપી થાય નહી, તેમ આત્મા ધાટે ધાટના ગુણ વાસનાઓએ બંધાયો છે. તે એટલું બધુ વર્જ્જરમય છે કે ચાર દેહ સુધી છૂટતું નથી તે આઠ આવરણને નવ વાસનાઓ છોડવા સતગુરૂના દાસના દાસ થઇ અહો નીશ થઇ રહીશું ને ગુરૂની વારંવાર મેહેર કોરપા લઇશું ત્યારેજ છૂટાય એમ છે. એવું સતપુરૂષોને વેદ કહે છે. વળી કોઇ માણસ એમ કહેતા હોય કે પાંચ તત્વો વીલ્રસાયાથી મોક્ષ થાય છે ત્યારે તો સદગુરૂ પાસે જવાની શી જરૂર છે એવું તો સરવેને થવાનુંજ છે પણ એવું બોલવું તો સમજાણુ વીના જીવ દશાનું કહેવાય છે માટે મનોર સાહેબે સદગુરૂના દાસ થવાનું કહ્યું છે.

હવે છઠી તીથી વીષે મનોર સાહેબે કહેલું તેનો વીચાર.

નેતીયોગનો વીજોગ કરવો સાથી કે તે યોગ કરવાથી પ્રભૂ મલતા નથી. કોઈ વખતે નાસુરનો રોગ ઉત્પન્ન થાય છે ને બીજો

ધોતીયોગનો વીજોગ કરવો કારણુ કે તે યોગ કરવાથી પ્રભુ મલતા નથી ને ક્ષયરોગ ઉત્પન્ન થાય છે ને જળ શરીરમાં ચઢાવવાથી પ્રભુ મલતા નથી ને કોઇ વખતે જળંદરનો રોગ થાય છે અને વૃદ્ધ અવસ્થા મટાડીને બાળ અવસ્થા મેળવવાને માટે કલ્પયોગનું સાધન કરવાથી અપાર દુઃખ ભોગવવું પડે છે ને પ્રભૂના ગુનેગાર થઇ બહુ દુઃખ ભોગવે છે. માટે તે યોગનો પણુ ત્યાગ કરવો. ને વળી પોતાનું પુજ્યપણું લાવવા અનેક પ્રકારના પ્રપંચ પાખંડો ને મંત્રજંત્રનાં સાધનો કરે છે તે પ્રભુના ગુનેગાર થઈને અપાર દુઃખ ભોગવે છે. માટે યોગોને ત્યાગ કરવા વળી હઠયોગ સમાધી કરવાથી અંધારી કોટડીમાં પેઠા સમાન છે અને ગુરૂગમ સમજાતી નથી ને પરમેશ્વર ઓળખાતા નથી. જો પ્રભૂ ઓળખાતા હોય ને ગુરૂગમ સમજાતી હોત તો જનક રાજાને આધીન લોમષરૂષીને ના થવું પડત. માટે એ યોગનો પણુ ત્યાગ કરવો.

હવે પાંચ મુદ્રા સીદ્ધીસાધન કહીએ છીએ તેમાં પહેલી ખેચરી મુદ્રાસાધન પરમગુરૂનો મંત્ર લઇ એક આસને આકાશમાં સુરતા રાખી બાર વરસ જે કોઇ જપે તો આકાશમાં ગવન કરે. વળી જો અગો-ચરીમુદ્રા એક આસને બેસી બાર વરસ આંખ્યો મીચી સાધન કરે તો દેહ સહીત અદ્રષ્ટ થઇ જઇને ગમે ત્યાં પ્રગટ થવાય છે. ને જો ભેચરી મુદ્રાસાધન એક આસને બેસી પૃથ્વી ઉપર સુરતા રાખીને સાધન કરે તો પૃથ્વીમાં ગવન કરે ને વળી જો ચાચરી મુદ્રાસાધન એક આસને બેસીને સીધી સુરતા રાખી સાધન કરે તો ચરાચરની વાતને સામા માણુસના મનની વાત જાણુવા શક્તીવાન થાય ને જો ઉનમુની મુદ્રાસાધન એકે આસને બેસી અણી અગર પર સુરતા રાખી શ્રી પરમગુરૂનો માહામંત્ર બાર વરસ જપે તો ઇશ્વર સ્વરૂપે થઈ જગતમાં પુજાય પણુ ઉપરનાં સર્વે સાધનો કરતાં મોક્ષ મળતો નથી ને સત કૈવલ પરમેશ્વર ઓળખાતા નથી. માટે શ્રી સદ્દગુરૂના દાસોના દાસ થાવ. હવે સદ્દગુરૂ કેવા હોય તે કહીએ છીએ. સદ્દગુરૂ સતરૂપે

સહાયે રહે છે. બ્રહ્મ સુરતીવાન હોય છે રવીતુલ્યજ્ઞાન પ્રકાશીત હોય છે ને શશી સમાન સદા શીતળકારી હોય છે તેથી અનેક જીવોને પવીત્ર બનાવે છે ને જળ સમાન નીરમળ હોય છે ને પૃથ્વી સમાન ધીરજવાન હોય છે ને અગ્ની સમાન તેજવાન હોય છે ને આકાશ સમાન સંસારથી અધ્ધર રહે છે ને કામધેનું જેવા દયાળુ હોય છે ને કલ્પ વૃક્ષ જેવા ફળદાયક હોય છે ને સાગર સમાન જ્ઞાન ભરેલું હોય છે. તરણુતારણુ હોય છે, માન બડાઇ, ઇર્ષા, અહંકાર, અભીમાન હોય નહી. માટે દેવાધીદેવ સર્વેથી શ્રેષ્ટ સદગુરૂ કહેવાય છે. ચીંતામણી જેવા છે તેથી સરવેને સદા સુખ આપી રહ્યા છે. અષ્ટ સીદ્ધીને નવ નીધી સદગુરૂને શરણે રહે છે. માહામણી જેવા છે માયા સ્વરૂપનો સ્પર્શ થતો નથી. આવા અનંત સમરથીવાન સદ્ગુરૂ હોય છે માટે સદ્ગુરૂને શરણે જઇ પાંચમી મુકતીમાં મોક્ષ મેળવો. કારણ પાંચમી મુક્તીનો ભેદ શ્રી પરમગુરૂ જાણે છે તેથી શરણે જાવ એટલે સમજાશે.

સાતમી તીથી વીશે મનોર સાહેબે કહેલા જ્ઞાનનો અર્થ સાંભળો. પહેલી ભોમીકા સુભ ઇચ્છા છે તેનાં અધિકારી જે થયા હોય તે માણસ મનુષા દેહના વીવેકને જાણે છે ને બીજી ભોમીકા સુવીચારણા છે તેના અધીકારી જે માણસ થયા હોય છે તેને સારા સુદ્ધ વીચારો થાય છે તે કેવાકે જે આ સર્વે સુખ જોઈ વીસમય પામે છે તે પછી સુદ્ધ વીચાર કરે છે. અરે આ જગતની અનંત રચના રચનાર કોઇ પરમેશ્વર હશે આવી અનંત રચના એની મેળે થાય નહી માટે તે પરમેશ્વરને ઓળખવા સાચા સદ્ગુરૂને શરણે જાઉ ને તેમનો સેવક થઇ જ્ઞાન ઉપદેશ લઉ. તેટલા માટે સંતોની સેવા અહોનીશ કરવા લાગ્યો. અને અન્ન, વસ્ત્ર, ધનથી અથાશક્તી પ્રમાણે પુન્ય કરવા લાગ્યો, તેથી ચોરી, જારી, જુઠ વીગેરે પાપ છૂટવા લાગ્યાં અને સત ક્રીયાઓ ઉત્પન્ન થઇ એમ કરતાં કોઈ સાચા સદ્ગુરૂ મલ્યા ત્યારે ત્રીજી ભોમીકાના અધીકારી થયા તે ત્રીજી ભોમીકા તનું માણુસ છે તનું નામ આ શરીરનું છે એટલે આ તન તત્વોનો છીન

બીજા કરવા લાગ્યો. પાંચ માત્રા હું નથી. પાંચ તત્વો હું નથી. પાંચ કોસ હું નથી. પાંચ વીષયો હું નથી. પંચ અંતઃકરણો હું નથી. દસ ઈંદ્રીઓ સ્વરૂપ હું નથી. ત્રીગુણરૂપ હું નથી. આ સરવે માયા અવરણ રચનાથી સીરગુણ નીરગુણ રહીત મારૂં સ્વરૂપને ઓળખાવો. હું અંસ આત્મા કેવો છું તે મને સમજાવો. ત્યારે ચોથી સતવાપતી ભૂમીકાનો અધીકાર આપ્યો. જ્યારે સત્વાપતી ભૂમીકાનો અધીકાર જે માણુસને આવે છે ત્યારે સત વસ્તુઓ પ્રાપ્ત થાય છે ને અવીદ્યાઓનો નાશ થાય છે તે કયો કયો કે કામ, ક્રોધ, અહંકાર, અભીમાન, લોભ, મોહ, પ્રપંચને પાખંડ, માન, બડાઇ ઇર્ષ્યા ને હીંસા આ સરવેનો નાશ થાય છે ને સત વસ્તુઓ, સતધર્મજ્ઞાન, વીવેક, વીચારને વૈરાગ્ય સીલ સંતોષ, દયા, ક્ષમા, દીનતા શાન્તીને ભક્તી આ સર્વે પ્રાપ્ત થાય છે ત્યારે પોતે આપનું આપ પ્રગટ અંસ રૂપે સમજાય છે તે સમજાયા પછી પાંચમી ભોમીકાના અધીકારી થાય છે. તે પાંચમી ભોમીકા અસમા શક્તી નામની છે તેથી તે માણુસ અહોનીશ સેજ સમાધીવાન રહે છે તેથી જ્ઞાનસ્વરૂપી જ્યોત પ્રગટ થાય છે તેથી વેદો શાસ્ત્રોના સીદ્ધાંતોને સમજે છે ને સરવે જ્ઞાની માહાત્માઓ સંતોના જ્ઞાન સીદ્ધાંતોના શબ્દને સમજી શકે છે. ને અનેકમાં હું એકજ સ્વરૂપે છું એવું સમજી વૈરાગ્યવાન અહોનીશ રહે છે ત્યારે છઠી ભૂમીકાનો અધીકારી થાય છે તે માણુસને અનેક પ્રકારના પદારથનો ભાવ મટી જઈને પરમપદ ભાવના ઉત્પન્ન થાય છે તેથી તે પરમપદમાં જવાના શુદ્ધ વીચારો કરે છે તે કેવાકે એકવીસ હજાર છસો અજંપા સદગુરૂના માહામંત્રે અહોનીશ જપ્યા કરે છે. ખટ ચક્રના દેવોને અરપી તુરીઆ અવસ્થામાં રહે છે તેથી ત્રણ ગુણોના વીલાસને અને અંતઃકરણોનો વીલાસ સર્વે સમી જાય છે, ત્યારે બંક-નાળનો રસ્તો ઉઘડેછે. ત્યારે તતુરસ્ટ તુરીઆ બ્રહ્મરંધ્રી સાતમી ભૂમીકાના અધીકારી થાય છે ત્યારે તે બ્રહ્મરંધ્રમાં શસ્ત્રદળ કમળને વીષે રહી ઉનમુની અવસ્થાએ અણીઅગરે દુવાદસમાં જઈ બ્રહ્મમાં એકમેક

થવા કોટી રવી શશી તેજ પ્રકાશ થાય ત્યાં સુધી ત્યાં રહી પાછા દેહમાં પ્રગટ થાય છે તે માહાજ્ઞાની સતપુરૂષો કહેવાય છે. આ વાત જેને ખોટી લાગે તેને આગલા સતપુરૂષોનાં પ્રમાણ જોવાં જોઇએ. હવે બ્રહ્મ પ્રકાશ છે તે કોનો છે તે કર્તા નથી અકર્તા છે માટે તે કર્તા અકર્તાથી ન્યારા આદ્ય સત કેવલ પરમેશ્વરનો પ્રકાશ બ્રહ્મ છે. તે સર્વ સીદ્ધાંત સમજાવી અંસ આત્માને અખંડ અવીનાશીમાં મેળવે તેને પરમ વીશેષ પરમેશ્વર તુલ્ય પરમગુરૂ કહેવાય છે. તે સતપુરૂષો માયાકાળથી પર છે તેમની ચૌદ લોકના દેવો સેવાઓ કરી રહ્યા છે માટે દેવાધીદેવ કહેવાય છે. માટે જેમને મોક્ષપદ મેળવવું હોય તેમણે પરમ સદગુરૂને શરણે જવું અને મોક્ષપદ મેળવવું.

હવે આઠમી તીથી વીષે પા. મનોર સાહેબનું કહેલું જ્ઞાન સાંભળો. અષ્ટ કમળ એટલે આ મનુષા દેહમાં આઠ ચક્ર છે. તે કેવાં છે તે કહીએ છીએ પ્રથમ મુળાધાર ચક્ર છે તેને ચાર દળ પાંખડીઓ છે. ત્યાંથી ચાર અક્ષરો ઉત્પન્ન થાય છે ને તેમાં ગણપતી દેવનો વાસ છે ત્યાં છસેં અજંપા જપાય છે. બીજુ ચક્ર ઉતપત દ્વાર સ્થાને છે તેમાં બ્રહ્માદેવનો વાસ છે. ત્યાં ખટ સહસ્ત્ર અજંપા જપાય છે. તેને છો પાંખડીયો છે ત્યાંથી છો અક્ષરો ઉતપન્ન થાય છે. ત્રીજું ચક્રનાભી સ્થાને છે તેને દસ દળ પાંખડીઓ છે તેમાં વીશ્નુ દેવનો વાસ છે. ત્યાં દસ અક્ષર ઉત્પન્ન થાય છે ને ત્યાં ખટ સહસ્ત્ર અજંપા જપાય છે. ચોથુ ચક્ર હ્રદય સ્થાને છે તેમાં નીરંજન દેવનો વાસો છે. ત્યાં ખટ સહસ્ત્ર અજંપા જપાય છે તે ચક્રને દ્વાદસ પાંખડીયો છે ને ત્યાંથી દ્વાદસ અક્ષર ઉત્પન્ન થાય છે. હવે પાંચમું ચક્ર કંઠ સ્થાને છે. તેમાં શીવદેવનો વાસો છે. ને ત્યાં એક હજાર અજંપા જપાય છે તે ચક્ર સોળ પાંખડીનું છે ને ત્યાંથી સોળ 'સ્વરના અક્ષરો ઉત્પન્ન થાય છે. હવે છઠ્ઠું ચક્ર ભ્રગુટી સ્થાને તેમાં સસ્વદેવનો વાસ છે ત્યાં એક હજાર અજંપા જપાય છે. તે ચક્રને બે પાંખડીઓ છે ને ત્યાંથી બે અક્ષરો ઉત્પન્ન થાય છે. ને હવે

સાતમું ચક્ર બ્રહ્મરંધમાં છે. તેમાં અંસ આત્માનો વાસ છે ત્યાં એક સહસ્ત્ર અજંપા જપાય છે તે ચક્રને એક હજાર પાંખડીઓ છે. ત્યાં આ દેહના સર્વે દેવોની ચાસણી પોચે છે. એ અંસ આત્માની સત્તાએ આ દેહના સર્વે દેવો સચેત છે. હવે અંસ આત્મા કોની સત્તાએ છે તે કહીએ છીએ. જે અણી અગરથી દ્વાદસ ઉપર અષ્ટમું કમળ છે તે અધર તખ્ત કહેવાય છે ત્યાં અનહદ બ્રહ્મની ધુન થાય છે તે ચૈતન સત્યા અંસ આત્માને આવે છે તેથી અંસ આત્મા સર્વે ઇંદ્રીઓ અંતઃકરણને સચેત બનાવે છે હવે એ ચૈતન બ્રહ્મ આધ્ય અખંડ પરમેશ્વરનો પ્રકાશ છે તે સત સ્વરૂપ ચૈતન બ્રહ્મને રૂપથી ન્યારા એ સર્વે સત વસ્તુઓ જાણવા ઓળખવા શ્રીમંત પરમ ગુરૂને શરણે જાવ ત્યારે સર્વે સીદ્ધાંત જ્ઞાન સમજશો. ત્યારે સુરત નુરત એક ઘેર આવશે ત્યારે દસે દીસાઓને દસે ઇંદ્રીયોને અંતઃકરણો એક રૂપ થઇ ચૈતનમાં સમાય ને ચૈતન અંસમાં સમાય ને અંસ અવનાશીમાં સમાય એવી રીતે પરમ ગુરૂજ્ઞાન સમજાય ત્યારે તે અજ્ઞાન તીમર ટળી જ્ઞાન સ્વરૂપે થાવ ત્યારે જ્ઞાન સ્વરૂપે ગુરૂમાં સમાઇ અહોનીશ રહો ત્યારે એક રૂપે થઇ મોક્ષ પમાય છે.

હવે નોગ તીથી વીશે મનોર સાહેબે કહેલું જ્ઞાન સાંભળો. હવે નવ પ્રકારની ભક્તી કહી છે તે કઇ કઇ. પહેલી સરવણ ભક્તી કરવાથી સંસારમાં સારો લાભ થાય છે માટે સુદ્ધ વીચારથી સદગુરૂનું જ્ઞાન સરવણ કરવું. જેમ મૃગ વાજીંત્ર સાંભળવાનું છોડતો નથી તેવી રીતે આપણે સાંભળવાનો ભાવ રાખવો. બીજી કીરતન ભકતી કરવી. કેવી જે નીત્ય શ્રીહરી ગુરૂ સંતોના ગુણ ગાવા. જેવા કે નરસીંહ મહેતા મીરાંબાઇ વીગેરેને ઘણું દુઃખ પડયું છે તોએ ગુણ ગાતાં. અટકમાં નથી. તેવી રીતે કીરતન ભકતી કરવી ત્રીજી સેવા ભકતી કરવી તે કેવી રીતે તે જેમ મોરૂદ્ધજે કરી, સગાળશા શેઠે કરી, વીગેરે બીજા ભક્તોએ કરી તેવી રીતે સેવા ભક્તી કરવી. ચોથી દાસ ભક્તી કરવી જેવી કે જેમ નાભા સ્વામીએ કરી, સેન ભકતે કરી, વીગેરે બીજા' ભકતોએ

કરી તેવી રીતે દાસ ભક્તી કરવી. પાંચમી વૈરાગ્ય ભકતી કરવી જેવી કે જેમ ભરતુહરી, ગોપીચંદ રાજા વીગેરે બીજા ભકતોએ કરી તેવી રીતે વૈરાગ્ય ભકતી કરવી. છઠી સખા ભકતી કરવી જેવી કે અમરીષે કરી, અરજુને કરી વીગેરે બીજા ભકતોએ કરી તેવી રીતે સેવા ભકતી કરવી. સાતમી જ્ઞાન ભકતી કરવી. જેવી કે જેમ વાલ્મીક રૂષીએ કરી, વ્યાસ નારાયણે કરી વળી બીજા ભકતોએ કરી વળી માહા પુરૂષોએ કરી તેમણે જ્ઞાનથી અનેક જીવોનો ઓધાર કર્યો તેવી યથાશકતી પ્રમાણે જ્ઞાન ભકતી કરવી. આઠમી આરાધાન સમ-રણ ભકતી કરવી. તે કેવી રીતે જેમ દતાત્રય રૂષીએ કરી, દુરવાસા રૂષીએ કરી, જનક રાજાએ કરી, સુખદેવે કરી. વળી બીજા માહા પુરૂષોએ કરી તેવી સમરણ ભકતી કરવી. હવે નવમી સત નીયમ ભકતી કરવી. તે કેવી કે જેમ પ્રલાદજીએ કરી, રતીદેવ રાજાએ કરી, હરીચંદ્ર રાજાએ કરી, વળી બીજા માહા પુરૂષોએ કરી તેવી રીતે સત ટેકની ભકતી કરવી. હવે દસમી પુરણ પ્રેમ લક્ષણા ભકતી કરવી. તે કેવી રીતે જેમ હનુમાનજીએ કરી, રામ સીવાય બીજું કોઈ વહાલું નહોતું ને શ્રીરામ સ્વરૂપમાં પોતાની નુરતાસુરતા એ એક વ્રતીએ રામને પુરણ પ્રેમથી નીહારતા હતા. તે ક્ષણ માત્ર રાતને દીવસમાં ચુકતા નહોતા, જેમ અણુજ અર્કને જોઇ રહે છે, જેમ ચકોર ચંદ્રને જોઈ રહે છે, જેમ નરને માદા મોતી સદાયે એકઠાં રહે છે ? જેમ જળને મીનને સાચી પ્રીત છે જેમ બપૈયો મેઘની આતુરતામાં વૈરાગ્યવાન રહે છે જેમ અમરકોશ ધ્રુમર આવરણને તજી દઈ કસ્તુરી શોધી કાઢે છે. આ દ્રષ્ટાંતો પ્રમાણે શ્રી રામ સીતાજીની સેવામાં સાચી પ્રીતે પુરણ પ્રેમથી લક્ષ્મણને હનુમાનજી અહોનીશ રહ્યા છે.' તેથી તેઓશ્રી રામની જોડે પુજાય છે. એવી આપણે સાચી ભક્તી શ્રી સદગુરૂના કહેવા પ્રમાણે કરીશું ત્યારે આપણાં અનંત ખોટાં પાપોથી છુટીને અખંડ અવીનાશીમાં સમઇશું.

દસમી તીથી વીષે મનોર સાહેબે કહેલું જ્ઞાન–સાંભળો. અર્થ, સીદ્ધાંત સાથે—

આ મનુષા દેહમાં દસ દ્વાર કહ્યાં તે કયા કયા પહેલું મુળદ્વાર, ઉપસ્થ દ્વાર મુખ દ્વાર, નાસીકાનાં બે દ્વાર, આંખ્યોનાં બે દ્વાર, કરણનાં બે દ્વાર આ નવ દ્વાર બાહારનાં બંધ કરી દસમુ તાળવું દ્વારમાં ગુરૂગમથી પેસી બ્રહ્મરંધમાં જાવો ત્યારે પંચ વીષયો બંધ થશે. તે પંચ વીષયોનાં નામ નાદ વીષય કાનનો છે. તેણે સાંભળવું બંધ થશે. રૂપ વીષય આંખ્યોનો છે તેણે જોવું બંધ થશે. ગંધ વીષય નાસીકાનો છે તેણે સુગંધી લેવી બંધ થશે. સ્વાદ વીષય રસનાનો છે તેણે સ્વાદ ચાખવા બંધ થશે ને સ્પર્સ વીષય ત્વચાનો છે તેણે માયા પદાર્થ સ્પર્સનો બંધ થશે. આ પંચ વીષયો માહા બળવાન છે તે ગુરૂ ગમથી કોઇ કોઇ સત પુરૂષો જીતે છે એથી અતી ઘણાં અંતઃકરણો અતી બળવાન છે. એ નવલીંગ વાસનાઓએ આત્મા બંધન પામેલો છે તેને છોડાવવા માહાસત પુરૂષોએ અનેક પ્રકારની જ્ઞાન સીડીઓ રચી છે. તો એ આ માયાવી જીવોને કંઈ સુજ પડતી નથી તેથી ચોરાસી લક્ષ ફેરા ફરે છે. માટે જેને મુકત થવું હોય ને મોક્ષ જોઇતો હોય તો સદગુરૂના કહેવા પ્રમાણે કરો ત્યારેજ તે સુખ આવશે. હવે બ્રહ્મરંધ એજ સુન્યમાં સમાતાં પોતે પોતાને સ્વરૂપે થાય તો નામનો નાશ થાય છે. એથી પર પરમાત્મા ઓળખવા સતગુરૂની સાંન સમજો. સતગુરૂની સાંન સમજવી હોય તો અહંકાર અભીમાન માન બડાઇ ઇર્ષા છોડી સતગુરૂને શરણે જાવ ત્યારેજ સમજાશે. ત્યારે આત્મા અનામ થઇ અવિનાશીમાં મળશે. હવે પંચ વીષયોનું કેવું બળ છે તે દ્રષ્ટાંત કહું છું—નાદ વીષય મૃગ હરણને રહ્યો છે. તેથી બંધનમાં આવી મરણ પામે છે. રૂપ વીષય પતંગીયા જીવોને રહ્યો છે તેથી બળી મરે છે. સ્વાદ વીષય મીનને રહ્યો છે તેથી માહા જળમાંથી ઝલાઇ મરણ પામે છે. સ્પર્સ વિષય હાથીને રહ્યો છે તેથી તે માહા બળવાન છતાં બંદીવાન થાય છે હવે સુગંધી વીષય ભમરાને રહ્યો છે તેથી કમળ ફુલમાં લીન થઇ મરણ પામે છે. આ એક એક વીષયથી એક એક જીવને દુઃખ પડયું તો આ બધા પાંચે વીષયો

મનુષ દેહને લાગુ છે. તે જીતવા બહુજ કઠણુ છે. માટે સતગુરૂને શરણે જઈ સરવે ગ્નાન સીદ્ધાંત સમજી સુક્ષ્મ વેદ ગ્નાન સીદ્ધાંત સમજાશે ત્યારેજ જીવ શીવદેવ માયા ઈશ્વર આધ્ય પુરૂષ અવનાશી બ્રહ્મ આ સરવે સમજાશે. પણ ગુરૂગમ વીના સમજાશે નહી પણ સદગુરૂ શરણે જાવને સદાસદા સુખી થાવ.

હવે એકાદશી તીથીને વીષે મનોર સાહેબે કેવું ગ્નાન કહેલું છે તે અર્થ સીદ્ધાંત સાથે સાંભળો.

એકાદસ એટલે દસ ઈંદ્રીઓને અગીઆરમું મન એ અગીઆરેને ગુરૂગમથી એક ઘેર લાવો એટલે તુરીઆ અવસ્થામાં ઘેર લાવો પછી બીજી ઠેકાણે અજંપા થતા બંધ કરી તે સ્થાને અજંપાને મંત્ર જપવા તે કેવી રીતે શ્રી સદગુરૂને માહા મંત્ર અજંપામાં ભરવો તે વખતે પ્રણવ સ્થીર કરવો પછી મંત્ર આવા હન કરી પ્રણવ છોડવો તે અજંપાનું બળ અપાર છે. વાલ્મીકજી માહા સમર્થ થયા. સુખદેવજી સુપજરૂષી માહા સમર્થ થયા વીગેરે ઘણા સતપુરૂષો સમર્થ થયા છે એ અજંપાથી લોમસરૂષીએ જમને પાછા વાળ્યા છે એ અજંપા સ્વાસો સ્વાસ જપતાં ચોરાસીના ફેરા ફરવા પડતા નથી એ અજંપા એક વીસ હજાર છસો એકે આસને અહોનીશ જપે એવું છો માસ કરે તો જીવ મટી શીવ દેવ રૂપ થવાય છે. એ અજંપા નીત્ય ત્રીકાળ વખતે ખટખટ ઘડી વાર જપે તો કર્મ દોષ ટળી સુદ્ધ અંતઃકરણો થઇ સુદ્ધ આત્મ સ્વરૂપે રેહેવાય છે. એ અજંપા જુગલ ઘડી ત્રીકાળ વખતે જપે તો અંતઃકરણો ઈંદ્રીઓ નીર્મળ થઇ જાય છે તેથી સદગુરૂને ગ્નાન રસ ટકે છે ને હરી ગુરૂને સંતોની સેવાઓ કરવી બહુજ ગમે છે. સતપુરૂષોને સંગે સતસંગ સમાગમ કરવો બહુ સારો લાગે છે. સતધર્મ પાળવા, સારા નીતી નિયમો પાળવા, અન્ન ધન વસ્ત્રથી પુન્યદાન કરવાં બહુજ વાહાલું લાગે છે તેથી નાના પ્રાલબ્ધને મોટુ પ્રાલબ્ધ બનાવે છે તેથી આ મનુષાદેહ માહાસુખ ભોગવે છે તે મનુષના ધર્મ જાણે છે. પછી સહ

ગુરૂના સેવક થઇ દાસ થઈ ધણી કીરપા મેળવે છે. ત્યારે ભગત કે સંત બનાવી દે છે તે સુખમાં સદાય શાંતિથી સંતોષથી રહી સદ્ગુરૂ આધીન થઇ સેવા તથા સ્મરણ અહોનીશ કરે છે તો સદ્ગુરૂની કીરપાથી અહોનીશ સમજાય સાંન સમજાય એટલે મુક્ત પદ આપે છે. હવે અંતઃકરણોને આવા ઉપાયથી સુદ્ધ કરો એટલે સદ્ગુરૂ જ્ઞાન સ્વરૂપે તમારી પાસે રેહેશે અને આધ્ય અવીનાશી પ્રતીબીંબે સાક્ષી સ્વરૂપે દ્વાદસમાં સનમુખ રહેશે. દ્દષ્ટાંત—જેમ પૃથ્વીની માટીમાંથી કાચ થાય છે તે બહુજ મેહેનતે થાય છે તેને પારો ભરતાંજ પોતાનું સ્વરૂપ દર્શાય છે પણ તેજ માટી ઠીકરાને પાંરો ભરતાં સ્વરૂપ દેખાય નહી પણ એનો કાચ બને છે તો તુરત પારો ભરવાથી દરસાય છે છે. એવી રીતે આપણું અંતઃકરણ ચોખુ નીરમળ કરવાથી સદ્ગુરૂની ગુરૂગમ રૂપી પારો ચોટે છે ત્યારે પોતે સ્વરૂપે થઇ આધ્ય પુરૂષને ઓળખી સત સ્વરૂપમાં સમાય છે એટલે તે માણુસ મુકત પદ ભોગવે છે.

હવે બારસ તીથી વીષે મનોર સાહેબે કહેલું જ્ઞાન સાંભળો. હવે બોલતા પુરૂષને પીછાણુવા વીષે કહીએ છીએ તે જાણુવા વીષે સદ્ગુરૂના ચૈતન લક્ષ જ્ઞાનની જરૂર છે તે જ્ઞાન કેવું છે તે વીષે દ્રષ્ટાંત સાંભળો. જેમ નાણું, દ્રવ્ય, પૈસાને કહેવાય પાયલી અડધાને રૂપીઆને કહેવાય સોના મહોરને, હીરા, રત્નને, પારસમણીને, ચીંતામણીને પણ કહેવાય છે આ સર્વે નાણું દ્રવ્યમાં ચીંતામણી દ્રવ્ય સર્વેથી શ્રેષ્ટ છે એ જ્ઞાન સેવકને લેવું હોય તો શ્રી સદ્ગુરૂની બહુ પ્રકારે સેવા કરી રીજવીને મેહેર લેવી પડે છે તે વીશે દ્રષ્ટાંત જેમ કોઈ શ્રીમંત પાસે નાણુ લેવા જઇએ ત્યારે માન બડાઇ મુકી દઈએ છીએ અહંકાર અભીમાન છોડી દઈએ છીએ મોટા કુળની મરજાદ પણ મુકી દઇએ છીએ ધણા નાના જીણા નીરમળ થઈ બેસીએ છીએ એમનું દાસપણાથી કામ કરીએ છીએ એમને ધણા પ્રીયને વાહાલાં લાગે તેવાં વચનો બોલીએ છીએ ત્યારે તે શ્રીમંત રીજમાન

થઇને જોઇએ તે તેને આપે છે હવે તે સેવક તે શ્રીમંતનો ઘણો ગુણમાંની સદાયે હેત રાખે છે તો સંસારનું સારૂં સુખ ભોગવી જગતમાં જસ કીરતી મેળવે છે પણ જો એ સેવક શ્રીમંતનું ખોટું બોલે ખોટા અવગુણ ગાય તો તેનું સર્વે છીનાવી લે છે અને ઉપ-રથી સરકારમાં ફરીયાદ કરી તેને સજા પાત્ર કરાવે છે એટલે તે સેવક જેલમાં અપાર દુઃખ ભોગવે છે. હવે જે કોઇને બોલતા ને જાણવો હોય ને તેનો સંગ કરવો હોય તો ઉપલાં દ્રષ્ટાંતોની રીત સમજી તે પ્રમાણે વરતી તેવા થાવ. ત્યારે તે સુખ આવશે. નહી તો પોતાના બળથી જ્ઞાનને અનેક પ્રકારનાં બળથી સાધન કરવાથી અને સદગુરૂના અવગુણ બોલવાથી દુઃખ ભોગવી જન્મ મરણના કેદખા-ખાનામાં પડશો માટે પરમ ગુરૂના શરણે જઇ તેમના દાસ થઇ બોલતાનો સંગ કરી સદાય સુખ ભોગવી મોક્ષ મેળવો. હવે બોલતો કોણ છે તેને ઓળખવાને દ્રષ્ટાંત સાંભળો. જેમ અનેક પ્રકારનાં વાજીંત્રમાં અનેક રાગની કળો ગોઠવી સમાની પવન સ્વરો ભરી મુ-ક્યા છે પણ એકે સ્વર બોલતો નથી અને કોઇ માણસ બહારથી આવી સર્વે સંચા કળો જાણી ચલાવે છે અને બાહારનો મહાદ પવનમાંથી પવન ભરે છે ત્યારે અનંત પ્રકારના રાગ સ્વરો ચાલી રહે છે અને અનેક ગાયન ગાયે છે આવી રીતે અનેક દેહો ચળ વચળ કરી રહ્યા છે. આ દ્રષ્ટાંતથી બોલતો કોણ છે તે સમજો હવે બોલતાનો સંબંધ કરવો હોય તો સદગુરૂની અંતર વૃતીના મન મેળાપી થાવ. તે કેવી રીતે કે જેમ માતપીતાને તેમનો પુત્ર તેમની એકમેક વૃત્તી સાચી હોય છે તેથી તે માતપીતાનું ધન વીગેરે સર્વે સમરદ્ધીને તે પુત્ર જાણે છે પણ જો બીજાં માણસનાં છોકરાં પેલાને માતા પીતા તુલ્ય ગણતાં હોય તોય તેને સર્વે સમરધી આ-પતાં નથી. તેમને સાહાયતા સુખ આપે છે સર્વે સમરધી તો આપતાં નથી તે તો પોતાના પુત્રનેજ આપે છે તેથી તે પુત્ર માતાપીતાની સાચી સેવા કરી આજ્ઞા પાળે છે જેમ પ્રતીવૃતા સ્ત્રી પતીની સાચી

સેવા કરી આજ્ઞા પાળે છે ત્યારેજ તે પતીનાં સર્વે સુખ સમરધીની માલીક થાય છે વળી જેમ શ્રીમંત મહારાજા ચક્રવૃત્તી રાજાનો સંબંધ કરવો હોય તોતે માણસને મોટા શ્રીમંત રાજમાન રાજેશ્વર પુરૂષને તનમનથી સદાયે આધીન રહેવું પડે છે ત્યારે ઘણા દીવસ વહી જતાં તે પુરૂષ પેલા માણસને શ્રીમંત ચક્રવતી રાજાનો મેળાપ કરાવે છે. આવું મોટું કામ કંઇ અલ્પ માણસથી બની શકે નહી માટે ઉપરના શબ્દોનો વીચાર કરી સાચા સદ્દગુરૂને શરણે જઇ તનમન ને ધન સરવે સમરપી સદાયે આધીન થઈ અંતર વૃત્તીએ મન મેળાવો થાય ત્યારે બોલતો પ્રગટ થઇ પ્રત્યક્ષ મળશે.

મલ્યાનાં વખાણ મુખથી થાય તેમ નથી તે અપાર સુખતો જેને મળે છે તેજ જાણે છે બીજાને કહેવાય તેમ નથી હવે બોલતા પુરૂષને જગતનો બંધ કેવી રીતે છે તે કહીએ જેમ શ્રીમંત માહારાજાના અમલથી પોતાની રૈયત બાંધેલી છે. વળી અંસ આત્માના પ્રણવથી આખા દેહની ઈંદ્રીઓ ને બહોતેર સહસ્ત્ર નાડીઓ સચેત છે ! વળી જેમ માળાના મણુકા એકમેકના તાર આધારે રહ્યા છે વળી બાજીગર પટને ઓથે રહી તંતુને આધારે પુતળાં નચાવે છે આ દાખલાઓથી બોલતાનો જગ્ત બંધ ઓળખો હવે પાંચ તત્વનાં જેટલા રૂપ છે તેટલાં જડ સ્વરૂપ છે. એમાં ચૈતનતા નથી ચૈતન ઉઠી જાય છે કે તુરત તેને અડવાથી અભડાય છે તેથી તેને અજ્ઞાન અંધારૂં ધુંધ કહ્યું છે. મનોર ભગત કહે છે કે માહા સુન્યમાં જતાં પરમાત્માનો સંબંધ થાય છે તે ત્યાં જવાનું સદ્દગુરૂ પાસેથી શીખો ત્યારેજ ત્યાં જવાશે.

હવે તેરસ તીથી વીષે મનોરસાહેબે કેવું જ્ઞાન કહ્યું છે તે સાંભળો.

તેરસ એટલે શ્રી સદ્દગુરૂનો જ્ઞાન રસ છે તે અમુલ્ય વસ્તુ છે તે જ્ઞાન રસને જાણીને તે સદ્દગુરૂ આગળ ધરો તે કેવી રીતે ધરવો તે વીષે દ્રષ્ટાંત—જેમ દુધની અંદર ઘૃત રહેલું છે તે કેવી રીતે કાઢવું તે કહું છું. દુધને એક પાત્રમાં ભરે છે પછી ખટાશ ને પાંણી અંદર

નાંખે છે એટલે જામણ થઇ દહી થાય છે પછી દહી પાકુ થયા પછી મોટા પાત્રમાં નાંખી બે જણ વલોવે છે ત્યારે તક્ર (છાશ) જુદુ પડી માંખણ ઉપર આવે છે તેને બાહાર કાઢી પાકા પાત્રમાં મુકે છે પછી અગ્ની ઉપર મુકી તાવે છે ત્યારે તેમાંથી ઘી કાઢી લે છે ત્યારે તે વીશ્નુ તેજ કહેવાય છે તેથી તે અભડાતું–વટલાતું નથી તેનાથી શ્રી ભગવાનનો દીવો થાય છે તેને સર્વે કોઇ ખાવાથી રૂષ્ટ પુષ્ટ થાય છે એવો માહા સત્વગુણ એમાં રહેલો છે તેથી સર્વે પદાર્થોથી શ્રેષ્ટ કહેવાય છે. એવી રીતે સદ્‌ગુરૂનું જ્ઞાન સાચા સેવકો ઝીલી પોતાના સુદ્ધ હૃદયરૂપી પાત્રમાં મુકે છે પછી ખટક રૂપી ખટાશ ને પ્રેમરૂપી પાણી માંહી નાંખે છે તેથી તે જામણ થાય છે પછી સુદ્ધ વીચાર કરી બ્રહ્મરંધમાં વલોવે છે એટલે માયા રૂપી તક્ર જુદુ પડી માંખણરૂપી અનુભવ આવે છે પછી તરવેણી અણી અગર આવી બ્રહ્મ અગ્નીએ તપાવે છે ત્યારે તેનું ધૃત જેવું વીજ્ઞાન જ્ઞાનરસ થાય છે તે રસના અનેક અલંકારો આદ્ય પુરૂષ પરમેશ્વરને લાગુ થાય તેવાને સદ્‌ગુરૂને અંગીકાર થાય તેવા શબ્દો રચીને સદ્‌ગુરૂ આગળ ધરાય છે. આ રસ શ્રી સદ્‌ગુ- રૂનો છે એવું જે માણુસ સમજે છે તેનું હું અને તુંનું મુળ જાય છે ઉંચા કુળનું અહંકાર અભીમાન ઉતરી જાય છે તે સુન્ય સમાન સંતોષવાળો છે તે ખટ સંપતીવાન હોય છે તેથી તે સરીતા સમાન નીરમળ ગતીએ સંસારમાં રહી ગવન કરે છે એકાદસ ઇંદ્રીઓ એક કરી શ્રી સદ્‌ગુરૂના શબ્દ વડે સંસારને તરી જાય છે હવે જીવતાં તરવું તે કેવી રીતે જેમ પાષાણ પોતાની મેળે પાણીનો સંગ કરવા જાય તો ડુબી જાય છે અને ઘણા ભારે પાષાણો નાવમાં ભર્યા હોય તો તેઓ નાવને આધારે સમુદ્ર તરી જાય છે તેમ જગતમાં અજ્ઞાની જીવો પોતાની મેળે ભવસાગર તરવા જાય તો સંસાર સાગરમાં ડુબી જંઇ અધોગતીને પામે છે માટે આ મનુષા દેહ છતાં સર્વે જણોએ સદ્‌ગુરૂ સાહેબનો ઉપદેશ લઇ માહામંત્ર જપો ને એમના સતધર્મ નાવમાં બેસો ત્યારે આ સંસાર રૂપી સમુદ્ર તરી જઈ મુક્ત પદ પામશો ને અવીનાસીમાં ભળશો.

હવે ચઉદસ તીથીને વીષે મનોરસાહેબે કહેલું જ્ઞાન સાંભળો. પ્રથમ ચઉદ લોક કહ્યા તે કયા કયા. પાતાળલોક, મૃત્યુલોક, સુર્યલોક, ચંદ્રલોક, ગ્રહલોક, દેવલોક, ઇંદ્રલોક, બ્રહ્માલોક, વીશ્નુલોક, મહેશ્વર લોક, ગૈલોક, આદ્યશક્તીલોક, આદ્યપુરૂષ નીરંજન લોક પરમપુરૂષ પરમ વીષેશલોક આ ચૌદ લોક સુધી પરવાંણીનો પસાર છે તેની પાર અપરાવાણીનો સાર શ્રી સદગુરૂ પાસે સમજી આદ્ય અખંડ સતકૈવલ અવિનાશીને ઓળખો તે ચૌદ લોકને અખીલ બ્રહ્માંડની રચના રચનાર છે માટે તેમને ચૌદ લોકના નાથ કહ્યા છે તે અખંડ રાંમના બ્રહ્મપ્રકાશ સચરાચરમાં વ્યાપી રહ્યો છે તે કોઇ કાળે વિલસતો નથી તેથી તેને અખંડ કહ્યો છે. એ બ્રહ્મને અખીલ બ્રહ્માંડમાં ચૌદ લોક લગી કોઇનો આધાર લેવો પડતો નથી. તેથી નીરાધાર કહ્યો છે જેમ સુર્યને તેનું તેજ સ્વયંપ્રકાશી છે તેને અગ્ની તેજ કે દીવા તેજનો આધાર લેવો પડતો નથી. તેતો સુર્ય આધારે પ્રકાશી રહ્યો છે તેવીરીતે અવન્યાસીના આધારે બ્રહ્મ પ્રકાશી રહ્યો છે તે બ્રહ્મથી કશુએ ઉત્પન્ન થતું નથી. જેમ સુર્યના પ્રકાશમાં દીવો થાય નહી એતો સુર્યનો અંસઅગ્ની આવે ત્યારેજ દીવો થાય તેવી રીતે બ્રહ્મપ્રકાશથી અંશ આત્મા ઉત્પન્ન થતો નથી ને જ્ઞાન પણ થતું નથી એ તો સત કૈવલ પરમેશ્વરના સત સંકલ્પથી ને હીરણ્યગ્રભથી અંસોઅંશથી અનંત રચના રચાય છે ને વળી પરમ વીશેષ અને વીશેષ અંસો ભોમીપર પ્રગટ થઈ જ્ઞાન પ્રકાસે છે ને સત્ય ધર્મનું સ્થાપન કરે છે. અને અનેક જીવોનું અજ્ઞાન ટાળી માયા બંધથી મુક્ત કરી નીજધામમાં પોચાડે છે તેથી તે સતપુરૂષો કહેવાય છે. તે સતગુરૂ સાહેબને વારંવાર નીરખ્યે ને સાચી સેવાપુજાઓ, કરી, કરૂણા મેહેર લ્યો તે પુરૂષને અંતરથી અળગા નવ કરશો તેમના કહેવા પ્રણાણે સત્ય આજ્ઞાઓ પાળો ને તે કહે તેવા નીયમો ધારણ કરી ભજન સમરણ આ શરીર રહે ત્યાંસુધી કરો ને તેમને પ્રભુરૂપ જાંણી પુજો સાથી કે તે સતપુરૂષો અંશ આત્માના અંતરની જાંણે

છે. તેથી તેમને અંતરજામી કહ્યા છે તેઓ અહીં રહ્યા થકા નીજ ધામનીસાને સમાઇ રહ્યા છે તેથી તેમને પરાનીપાર રહ્યા કહ્યા છે. તે પુરૂષો માયા આવરણમાં આવી શકતા નથી તેથી સદગુરૂ સાહેબ દેવાધીદેવ થઇ શકતો હજુરમાં રહે છે તેવા સતપુરૂષો અસુભવાસના ટાળી સુભવાસનાએ નવધા ભક્તીની નવધારે સારધાર રહી દશધા ભક્તીએ પ્રભુ વશ કરી શ્રીમંત પરમગુરૂજ્ઞાન ગુરૂગમસાંન સમજી આદ અખંડ અવીનાશીમાં સમાય છે માટે સદગુરૂનો સંગ કરવાથી સમઇશું.

હવે પુનેમ તીથી વીસે મનોર સાહેબ શું કહે છે તેના અર્થ અને સીદ્ધાંત સાથે સાંભળો—

પુનેમ પુરણ પુરૂષ પુરૂસોતમ પરઆત્મા શ્રી સદગુરૂ જ્ઞાનગુરૂગમથી પરખી જાંણીએ ને પછી તે ગુરૂગમનું ભાન નવ ભૂલાય તેટલા માટે સદગુરૂના દાસ થઇને રહેવું. જે માણસો સદગુરૂના દાસ થઇને રહ્યા છે તેમને માયાકાળનો ભય નથી તેઓ અનભે થઇને માહાલે છે. જેમ શ્રીમંત સરકારની પાસે રહેનાર પટાવ્રત નોકર થાય છે તેને કોઇ પ્રકારની કેદનો ને પોલીસ અમલદારનો ભય રહેતો નથી એ રાજા ચક્રવૃતી માહારાજાને મળવા જાય છે. ત્યારે પેલો પટાવાળો રાજા જોડે ગએલો તે ત્યાં ચક્રવૃતી રાજાને ઓળખી સરવે સમરધી સુખ સદાયે ભોગવે છે ને રાજ કાયદાઓ સરવે સમજી સદાયે સુખ ભોગ-વવા સાચી સેવા બજાવે છે. સાચી સેવાએ સરકાર રીજી પેલા પટાવ્રતને પાંચ ગામો ઇનામમાં આપી સરદાર બનાવે છે તેવી રીતે શ્રી સદ્-ગુરૂ સાહેબની સાચી સેવા કરી સત પાળીએ તો અખંડ જ્ઞાન અનુભવ શબ્દનો હોય પ્રકાશ એટલે ભક્ત કે સંત થાય છે તે જગતમાં દેવ'તુલ્ય ગણાય છે. આવું સુખ શીષને શ્રી સદગુરૂએ આપ્યું છે એવા કોઈ શીષ શ્રી સદગુરૂનો સાચો થઈ સાચો સંબધ જોડે તો જીવદસા નીકળી. આ પેલું મારૂં સરવે નાશ પામે છે. તેથી અંતરમાં સત કેરો

હોય વાસ—જેમ સરીતા સમુદ્રમાં મળીવરે ત્યારે સમુદ્ર ઉચ્છાથી પોતાના જળની ઝાર સરીતામાં સમાવે છે તેવી રીતે સદગુરૂના મન મેળાવો થએલા શીષ્યો હોય તેને મેહેરમેઘ જળનો ઝાર અંતરમાં સમાય છે. કહે મનોર તેનો સદગુરૂમાં સમાસરે જે પુરૂષ આવી રીતે સદગુરૂમાં સમાય છે તેને હું ને તું મટી જાય છે ત્યારે અવિનાશીમાં સમાયો એવું જાંણવું તે વીષે દ્રષ્ટાંત કે જેમ સરીતાનું જળ બીજા નઠારા જળને પવીત્ર બનાવી ગંગા તુલ્ય કરે છે તેવી રીતે સદગુરૂ સાહેબ શીષ્યને પવીત્ર બનાવી દેવતુલ્ય કરે છે આવી રીતે સદગુરૂનો સાચો શીષ્યઃ સાચુ સુખ ભોગવી મુકતપદ પામશે ને સદગુરૂના અવગુણ બોલશે તો તે નીશ્ચય નરકમાં જશે. માટે આ તીથી ગ્રંથનું જ્ઞાન ગુરૂગમથી સમજસે તે માણસ સદાએ સુખ ભોગવી અવીચળ મોક્ષ પદ પામશે.

શ્રી સતગુરૂ ભાવદા પ્રતાપે મનોર કહે છે જ્યાં સુકનો નહી પરીવાર ત્યાં આધ્ય અખંડ અવીનાસી છે હવે તે શુન્યનો પરીવાર પંચમાત્રાઓનો પાંચ તત્વો થયાં તેનું વૈરાટ રચ્યું તેમાં અનંત બ્રહ્મા-ડોરચી ચૌદ લોક વસાવ્યા છે. તે ચૌદ લોક સુધી આદ્ય અખંડ અવીનાશી કેહેવાય નહી જેટલું અખીલ બ્રહ્માંડના વૈરાટમાં રહ્યું છે તે સર્વે અંતે નાશ થવાનું છે તેમાં જે મનુષથી તે દેવો સુધીને આદ્ય પુરૂષ સુધી સર્વે વીલસાઇ જવાનું છે માટે અખંડ કહેવાય નહી. હવે મન પવન આદ્ય પુરૂષ નીરંજન સુધી પોહોચે છે. જ્યાં પવન મન પોચતો નથી ત્યાં આદ્ય અખંડ અવીનાશી સકર્તાસત કૈવલ પરમેશ્વર રહ્યા છે તે નીરાધાર રહે છે એમને કોઇનો આધાર નથી. એની નીચે ચૌદ લોક અવીનાશી આધારે રહે છે પણ અવિનાશી તો નીરાધાર એકલા છે ત્યાં માયાનો જરા સ્પર્સ નથી ત્યાં કાળને જમથી જવાય નહી. તે માયાકાળ ચૌદ લોક સુધી ફરે પણ અવીનાશી ધામમાં જવાય નહી. માટે તે ધામ પરાપાર અપરા અણગણુતી ગુણ બહાર છે તે ઓળખવા સાચા સદગુરૂ પાસે જઇ દાસાનુદાસ થઇશું ત્યારે

તે જ્ઞાને વીજ્ઞાને અનુભવ સાંનમાં સમજાશે ને જીવ દેવ ઇશ્વરમાયા આ સરવે સીદ્ધાંતની હદ સમજાશે. ને સચરાચર પરમેશ્વર વ્યાપીક છે ને સરવેથી ન્યારા છે તે સરવે જ્ઞાન સીદ્ધાંત સમજાશે. જેમ વીદ્યાગુરૂ પાસે કોઇ માણુસ સાત કલમનું ભણુતર ભણ્યો હોય તેને સર્વે દેશની શબ્દ ભાષા સમજાય છે પણ થોડુ ભણેલા માણુસને સર્વે ભાષા શબ્દ સમજાતા નથી માટે એવી રીતે ગુરૂગમની સમજ શીષ્યોને પડતી નથી જો કોઈ માણસને સાચી ગુરૂગમ સમજવી હોય ને વેદો શાસ્ત્રો સર્વે સતપુરૂષોનો સીધાંન્તો એ સર્વે સમજવું હોય તો શ્રીમંત સાચા સતગુરૂ સાહેબ પાસે જઇ તનમન સર્વે સમરપી અન્નનદાસ થઇ સદાએ આધીન થઈ રહો ત્યારે સર્વેનાં સીદ્ધાંન્ત સમજી આપ્ય અખંડ અવિનાશી ઓળખશો ત્યારે સત સાચુ સુખ મોક્ષપદનું પામશો. શ્રી સદગુરૂ દેવકી જે.



# મનોર સાહેબની પંદર તીથીઓ.

પડવે પંડ ઉપજ્યો સુન્ય કેરો પરીવાર,
આકાશ માંહી શબ્દ ગરગડે અખંડ નીરાધાર;
પીછાનો તો એહી કીરતાર, ઉત્તર દેતા વારંવાર,
મનોર કહે પીછાનો પરા પારરે, મુકી નવ વાસના કેરી ધાર. પડવે પંડ.

જેણે બીજે બીજ ના તપાસ્યું, ના તપાસ્યુ આપોઆપ,
પ્રગટ રાંમ મીલ્યા વીના, મીથ્યા અજંપા જાપ.
જેને સાધન કેરૂં નહી માપરે, તેને નીત્ય નીત્ય શોક સંતાપરે
કહે મનોર અવીન્યાસી કેરૂં નહી માપરે,
અનહદ બોલતો દે છે જુવાબરે. બીજે.

ત્રીજે ત્રણ ગુણ ત્યાગી દે, નામ ગુણને રૂપ,
એ સુન્ય કેરો ભાસ, જાણજે સકળ સ્વરૂપ;
તમે શબ્દ પીછાનો અરૂપરે, કહાં જઈ સમસે શબ્દ અનુપરે.
મનોર કહે અકરતા કેરૂં નહી રૂપરે, સકળ દેખો માળા કેરૂં સ્વરૂપરે. ત્રીજે.

ચોથે ચાર વેદ ના પીછાણીયા, જેણે ના પીછાણી ચારે વાણ,
જાગૃત સ્વપ્ન સુસુપ્તી, તુરીઆ, જેને નથી તેનું ઓળખાણ;
તે તો સુન્ય જેવો અજાણરે, તે રાંમજીના પાવે એધાણરે,
કહે મનોર સદગુરૂ મારા પ્રમાણરે, મારી મટાડી ચારે ખાણરે. ચોથે.

પાંચમે ભૂત પાંચના હુવા રૂપકા પ્રકાશ,
એ રૂપ નીહાળતાં વીષય પ્રલય હોવે આકાશ;
રૂપ કુલ્યો સર્વે વીકાશરે, મત ભૂલો રૂપનો છે નાશરે,
કહે મનોર સદગુરૂના દાસરે, મારો અવીનાશીમાં સમાસરે. પાંચમે.

છઠે છળ ભેદ સરવે મુકીઓ, અવીદ્યા સરવે જોગ.
અનેક સાધન સાધતાં પંડે હોવે રોગ;

સર્વ સાધન કેરો વીજોગરે, કરવો સદગુરૂ કેરો સંજોગરે,
કહે મનોર મીટે દુગધા કેરો ભોગરે, ત્યારે કર્મ દેખો સર્વે ફોકરે. છઠે.

સાતમે સાત ભોમી તણી, ઉલટ પલટ કરતા અપાર,
શબ્દકી શીંગી બજાવતાં, મળી રહે અખંડ નીરાધાર;
એ સમજે તે ધન્યસાર, પલપલ વારં તે વારરે,
કહે મનોર તેનો ઉધારરે, તેને મટે જમ કેરો મારરે. સાતમે.

આઠમે અષ્ટ કમળ છોડ કે જો દ્વાદસ સધાય,
સુરતનુરત એક ઘર લાયકે દીશા દસે બંધાય;
તબ અવીન્યાસીમાં સમાયરે, સરવે તીમીર ટળી જાયરે,
કહે મનોર હું તું એક થાયરે, તે તરત ગુરૂમાં સમાયરે. આઠમે.

નાંમે નવધા નરવડકે, દસમા કુલગાવો ચોટ,
શબ્દે શબ્દે વાંહાં જઇ મળો, તબ નીકળ જાય સબ ખોટ;
પાડીને કર્મ કેરો કોટરે, મન મારી કરો ચુરો લોટરે,
કહે મનોર અવીન્યાસી સેહેજે લોટયરે, જેને ગુરૂ શબ્દની વાગી ચોટરે.નાંમે.

દસમે દ્વાવર દસમામાં પેઠકે, અખંડ સમાવે નામ,
પોચકુ ખેંચકે વર તે સદગુરૂકી શાન,
મુકીને અભીમાનરે, નીજ દસમાકે પર પામ્યરે,
કહે મનોર આત્મા અનામરે કોઇ વીરલા પાવે શામરે. દસમે.

એકાદસ અજંપા, એક કરી લાવે નીજ ઘેરરે,
નીજ શબ્દમાં મળી રહે ચોરાસી કા તબમીટે વેરરે,
તેને જમ કેરૂ મીટે વેરરે, અવીનાશી આવે તેને ઘેરરે,
કરે મનોર સદગુરૂની હોય જેને મહેરરે, તેને ટળે પાપ કેરો કેરરે. એકાદસ.

બારસે બોલતાને પીછાણીએ, બોલતા કો ભાઇ કરોને સંગ.
બોલતા હે સો કોનહે, ઉનકો કરોને સબંધ;
બોલતા હે જગતકા બંધરે, રૂપ તો છે પૃથ્વી ધંધરે,
કહે મનોર સુન્યકા ધંધરે, તેમાં પરમાત્માનો સંબંધરે. બારસે.

તેરસ પીછાણુકે સદગુરૂ આગે ધરો,
હું તું દોનું કા મુળ ખોદકે, મારી ચુરા સુન્ય કરો;
તબ સદગુરૂ શબ્દે તરો એકાદસ ઇંદ્રીજો એક કરો,
કરે મનોર ભાઈ જીવતા તરો, જઇ અવીનાશીમાં ભળો. તેરસ.

•ચઉદસે ચૌદ લોકના નાથને ઓળખો પરાની પાર,
તે રામ સચરાચરમાં વ્યાપી રહો, અંખડ નીરાધાર;
તેને હું નીરખું છું વારંવાર, અંતરજામી તે પરાની પાર,
કહે મનોર ગાળી વાસના નવધારે અવીનાસી મલ્યો હું અપાર. ચઉદસે.

પુનેમે પ્રગટ પરમાત્મા પેખીએ, થઇ રહીએ સદગુરૂના દાસ,
અનભે સત પાળીએ, અખંડ શબ્દનો હોય પ્રકાશ;
ત્યારે જીવપણું પામે નાશરે, અંતર હોય સત કેરો વાસરે
કહે મનોર, તેનો સદગુરૂમાં સમાસરે, હું તું મેલી રહ્યો અવીનાશરે. પુનેમ.

સદગુરૂ ભાવદા પ્રતાપે મનોર એમ કહે, જ્યાં સુન્યકો નહી પરીવારરે.
મન પવન પોચે નહી, વાંહ પરમાત્મા મારો નીરાધારરે,
જ્યાં માયા જા વેના લગારરે, વાંહાં જમનો ના ખાવે મારરે,
કહે મનોર પરા તે પારરે, હું અણુગણુતીનો ગુણ બાહારરે. સદગુરૂ.



# શુદ્ધિપત્ર.

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨ | દર્શાવતાર | દર્શાવનાર |
| ૪૦ | ૧૫ | ચીત્ર | ચીત્ત |
| ૪૮ | ૪ | પુજાધ ગાધમ | પુજા–ધમાધમ |
| ૬૦ | ૧૭ | મળતું | મળવું |
| ૬૬ | ૫ | સવદેશી | સર્વદેશી |
| ૬૭ | ૧૩ | તેમનાં કહેશે | તેમ ના કહેશે |
| ૮૦ | ૨૧ | પોનાના | પોતાના |
| ૯૯ | ૮ | ન | ને |
| ૧૦૦ | ૪ | છાપવાનું રહી ગયું છે | ઉ, ઊ |
| ૧૦૨ | ૧૩ | ૯ | ˘ |
| ૧૦૯ | ૧૩ | ભૂત પ્રેમ | ભૂત પ્રેત |
| ૧૦૯ | ૧૯ | ચક્રવવર્તિ | ચક્રવર્તિ |
| ૧૧૦ | ૧૦ | પ્રકૃત | પ્રાકૃત |
| ૧૨૯ | ૧ | સાક્ષા બ્રહ્મ | સાક્ષી બ્રહ્મ |
| ૧૩૦ | ૨૦ | શેતરાશે | શે તરાશે |
| ૧૩૮ | ૨૫ | ત ગુણ | તમોગુણ |
| ૧૪૦ | ૧૧ | સમાન | સ્થાન |